સંશોધન ગ્રન્થમાલા ગ્રન્થાંક ૪૮

શેઠ પૂનમચંદ કરમચંદ કોટાવાળા ગ્રંથમાળા, અં૦ ૫

શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

---

યાકિનીમહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરિકૃત

# યોગશતક

[વિવેચન અને પ્રસ્તાવના સાથે]



સંપાદક

ડૉ. ઇન્દુકલા હીરાચંદ ઝવેરી

એમ. એ., પીએચ. ડી.

પ્રાપ્તિ : ગુજરાત વિદ્યાસભા અમદાવાદ

: પ્રકાશક :
પ્રો. રસિકલાલ છોટાલાલ પરીખ,
અધ્યક્ષ, શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન,
ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ

પહેલી આવૃત્તિ — ઈ. સ. ૧૯૫૬
પ્રત ૭૫૦ — વિ. સં. ૨૦૧૨

કિંમત ત્રણ રૂપિયા

: મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ,
સલાપોસરોડ, અમદાવાદ

# નિવેદન

ગુજરાત વિદ્યાસભાના ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવનમાં જે સંશોધન ગ્રંથો તૈયાર કરી પ્રકટ કરવામાં આવે છે તે કાર્યનું એક અંગ જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોનું સાહિત્ય સંશોધનની શાસ્ત્રીય દૃષ્ટિએ તૈયાર કરાવવાનું છે. આ કાર્યમાં શેઠ પૂનમચંદ કરમચંદ કોટાવાળા ટ્રસ્ટના વહીવટદારો શેઠ શ્રી પ્રેમચંદ કે. કોટાવાળા અને શેઠ શ્રી ભોગીભાઈ જેશિંગભાઈએ આ સંસ્થાને નીચે જણાવેલી શરતે જૈન સાહિત્યના ગ્રંથો તૈયાર કરી પ્રકટ કરવા દાન કર્યું છે, એ માટે ભો. જે. વિદ્યાભવન ટ્રસ્ટ એમનું આભારી છે.

"જૈન સંસ્કૃતિના તમામ અંગોનું—જેમકે દ્રવ્યાનુયોગ આદિ ચાર અનુયોગોનું, તેમજ કોશ, શિલ્પકલા, ઇતિહાસ આદિનું સાહિત્ય તૈયાર કરાવી પ્રકટ કરવું. આમાં મૂળ સંસ્કૃત પ્રાકૃતાદિ ગ્રંથોનો, શિલ્પ આદિના સચિત્ર ઇતિહાસ વગેરેનો સમાવેશ કરવો."

આ માળા ખાતે અત્યાર સુધીમાં નીચેના પ્રકાશનો બહાર પડયા છે

| | નામ | કિંમત |
|---|---|---|
| ૧ | ઉત્તરાધ્યયનસૂત્ર | ૩-૦-૦ |
| ૨ | ત્રણ પ્રાચીન ગુજરાતી કૃતિઓ | ૩-૦-૦ |
| ૩ | જૈન આગમ સાહિત્યમાં ગુજરાત | ૫-૦-૦ |
| ૪ | ગણધરવાદ | ૧૦-૦-૦ |

પ્રસ્તુત ગ્રંથ 'યોગશતક' સુપ્રસિદ્ધ પ્રાચીન જૈનાચાર્ય શ્રીહરિભદ્રસૂરિનો રચેલો છે. અને એ યોગનુ સ્વરૂપ, યોગના અધિકારી, યોગ પ્રાપ્ત કરવા માટેની પૂર્વ તૈયારી, અને ઉત્તરોત્તર યોગથી પ્રાપ્ત થતી ભૂમિકાઓનો ખ્યાલ આપે છે. અદ્યાપિ એ અપ્રસિદ્ધ જ હતો. ડૉ કુમારી ઇન્દુકલાબહેન ઝવેરીએ સૌથી પ્રથમ જ સંપાદન કરી વિવેચન અને વિસ્તૃત પ્રસ્તાવના સાથે તૈયાર કરી આપ્યો, તે પ્રસિદ્ધ કરવામા આવે છે.

કુમારી ઇન્દુકલાબહેને પીએચ. ડી ની પદવી માટે 'થિસિસ'ના વિષય તરીકે 'સાંખ્ય અને જૈન પરિણામવાદનો તુલનાત્મક અભ્યાસ' લીધો હતો તેમા તેમણે સૂક્ષ્મતાપૂર્વક જે સંશોધન અને વિવેચન કર્યું છે તે તજ્જ્ઞોની પ્રશંસાપાત્ર બન્યુ છે. એમને હાથે જ આ યોગવિષયક ગ્રંથ તૈયાર થાય છે એ અમારા માટે આનંદનો વિષય છે. આ ગ્રંથમાં તજ્જ્ઞોને તેમનાં પાંડિત્ય અને વિવેચનશક્તિની વિશેષતા દેખાશે એવી આશા રાખીએ છીએ.

તા. ૨૫-૪-૧૯૫૬
ભદ્ર, અમદાવાદ



રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ, ભો. જે. વિદ્યાભવન
ગુજરાત વિદ્યાસભા

# સંપાદકીય

સને ૧૯૫૩ના નવેમ્બરમાં શ્રી ભો. જે. વિદ્યાભવનમાં અધ્યાપક તરીકે મારી નિયુક્તિ થઈ તે વખતે મારા અધ્યાપક અને ભો. જે. વિદ્યાભવનના અધ્યક્ષ, મુ. શ્રી રસિકભાઈએ મને સૂચના કરી કે તમે વર્ગો લેવા ઉપરાંત કાંઈક સંશોધન, સંપાદન આદિને લગતું કામ કરો તો સારું, જેથી નવું નવું અધ્યયન કરવાની અને લેખન, સંપાદન આદિ વિશે પ્રત્યક્ષ અનુભવ મેળવવાની પૂરી તક મળે. શરૂઆતમાં એમની સૂચના મુજબ આચાર્ય શ્રીહરિભદ્રના 'ષડ્દર્શનસમુચ્ચય' સટીકનું ભાષાંતર આદિ કરવાની ધારણા હતી, પરંતુ તે દરમિયાન તે જ સૂરિનો અત્યાર લગી અપ્રાપ્ય એવો 'યોગશતક' નામનો ગ્રંથ સંશોધક વિદ્વાન મુનિશ્રી પુણ્યવિજયજી દ્વારા ઉપલબ્ધ થયો. એ ગ્રંથ કદમાં નાનો હતો વળી તે યોગવિષયક હોઈ તે નિમિત્તે જૈન, બૌદ્ધ અને પાતંજલ યોગનું તુલનાત્મક અધ્યયન થઈ શકશે એ દૃષ્ટિએ મેં એને પસંદ કર્યો અને શ્રી ભો. જે. વિદ્યાભવન હસ્તકના શેઠ પૂનમચંદ કોટાવાળા-ટ્રસ્ટ તરફથી એનું સંપાદન મને સોંપાયું.

સંશોધક વિદ્વાન મુનિશ્રી પુણ્યવિજયજીએ ખંભાતના તાડપત્રીય ભંડારમાંથી અત્યારલગી અપ્રાપ્ય એવી 'યોગશતક'ની પ્રતિ મેળવી હતી અને તેમણે જ તે એક માત્ર પ્રતિ ઉપરથી કાગળ ઉપર નકલ પણ કરાવી હતી એટલું જ નહિ પણ તેમણે જયાં સૂઝ્યું ત્યાં ત્રુટિત કે અશુદ્ધ દેખાતા પાઠના સુધારા પણ સૂચવેલા. પોતાની સહજ ઉદારતાથી તેમણે એ નકલ મને આપી વળી તેમણે ખંભાતના ભંડારમાંથી મૂળ તાડપત્રીય પ્રતિ પણ ઉતારેલી નકલ સાથે મેળવવા ખાતર, મને મંગાવી આપી અને એ પ્રાચીન લિપિનો પરિચય પણ મને કરાવ્યો; આથી મૂળ ગ્રંથ તૈયાર

કરવામાં સરળતા થઈ. પરંતુ જ્યારે એનો અર્થ સમજવા અને લખવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ મૂળ ગ્રંથના હાર્દમાં પ્રવેશવા વધારે ઊંડાણુ કેળવવાની જરૂર લાગી એ જરૂરિયાતે કેટલેક સ્થળે નવા સુધારા કરાવ્યા જ્યાં જ્યાં છંદ કે માત્રામાં મેળ ન દેખાયો ત્યાં પણ વિચાર કરવો પડ્યો. જ્યાં જ્યાં અર્થની દૃષ્ટિએ ઉપલબ્ધ પાઠ સંગત ન લાગ્યો ત્યાં પણ પાઠનો વિચાર કરવો પડ્યો. એમ એ પ્રામ થયેલી નકલ પર બીજા સુધારાઓ ઉમેરાયા અને છેવટે છાપવા માટે આપી શકાય એવી એક વાચના તૈયાર થઈ 'યોગશતક'ની બીજી પ્રતિ લભ્ય ન હતી એટલે એમાં આવેલા વિષયના અનુસંધાનની દૃષ્ટિએ તેમ જ પ્રાકૃત ભાષા અને આર્યા છંદના સુમેળની દૃષ્ટિએ વાચના તૈયાર કરી ત્યારબાદ તેના અર્થ તથા સમજૂતી ગુજરાતીમાં લખ્યાં. સમજૂતીમાં ગાથાના સ્પષ્ટીકરણ ઉપરાંત જ્યાં જ્યાં સંભવિત હતુ ત્યાં ત્યાં તે તે મુદ્દા ઉપર 'યોગશતક'ના વિચારોને ભારતીય ઇતર દર્શનોના એ વિષયના વિચારો સાથે સરખાવી તે બધાનો ક્રમવિકાસ દર્શાવ્યો છે, જેથી તે તે મુદ્દા પરત્વે ભારતીય દર્શનોમાં કેવી રીતે વિકાસ થયો છે અથવા કેવી સમાનતા તથા અસમાનતા છે એ જાણી શકાય.[1]

પ્રસ્તાવનામાં ગ્રંથ તથા ગ્રંથકારના પરિચય ઉપરાંત ગ્રંથકારે તત્ત્વચિંતન, આચાર, યોગ આદિ વિષયોમાં કેવો વિશિષ્ટ ફાળો આપ્યો છે તેનું દિગ્દર્શન કરાવ્યું છે. વળી પ્રસ્તુત ગ્રંથ યોગને લગતો હોઈ, ગ્રંથકારના સમગ્ર યોગગ્રંથોનો વિગતે તુલનાત્મક પરિચય પણ આપ્યો છે અને એમાં આવતા વિષયોને યથાવત્ સમજી શકાય એ દૃષ્ટિએ, આ. હરિભદ્રના પહેલાથી ચાલી આવતી

---

૧. આવા આનુષંગિક મુદ્દાઓની ચર્ચાના સ્થાનો માટે—જુઓ વિષયાનુક્રમ

આધ્યાત્મિક સાધનાની પરંપરાઓનો તથા તેને લગતા સાહિત્યનો પૂર્વભૂમિકારૂપે સંક્ષિપ્ત પરિચય આપ્યો છે છેવટે કેટલીક પારિભાષિક તેમજ સાંપ્રદાયિક બાબતોને સમજવા માટે ઉપયોગી થઈ શકે એવા ૭ પરિશિષ્ટો તૈયાર કર્યાં છે

મને ૧૯૫૦ માં પીએચ ડી ના નિબંધ નિમિત્તે મુંબઈથી આવી ત્યારથી અત્યારલગી પૂ પં સુખલાલજીના સહવાસમાં રહી છું પીએચ ડી નો નિબંધ તૈયાર કરવામાં તેમજ પ્રસ્તુત પુસ્તકના સંપાદનમાં એમના પ્રત્યક્ષ સહકાર તેમ જ દોરવણીનો બધો જ લાભ મને મળ્યો છે એટલું જ નહિ, પરંતુ ભારતીય દર્શનોના અધ્યયન-મનનમાં પણ તેમણે પોતાના કીમતી સહાય અને માર્ગદર્શન આપ્યા છે એમના પ્રત્યેનો મારો કૃતજ્ઞભાવ આભારપ્રદર્શનની વિધિમાં સમાપ્ત થતો નથી મહંત મુનિશ્રી પુણ્યવિજયજીએ માન પ્રતિ અને નકલ જ નથી આપી પણ મને જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે તેમણે છૂટથી સમય આપ્યો અને બીજાં કેટલાક પુસ્તકો પણ પૂરાં પાડયાં પુરાતત્ત્વવિદ્ આ શ્રી જિનવિજયજીએ મારી પ્રેસકોપી મૂળ તાડપત્ર સાથે સાંભળી લીધી અને લિપિવાચનમાં થયેલી ભૂલોનું નિવારણ પણ કર્યું મુ શ્રી રસિકભાઈએ સમગ્ર લખાણ ધ્યાનથી સાંભળી લીધું અને અનેક મહત્ત્વની સૂચનાઓ પણ કરી પં શ્રી દલસુખભાઈ માલવણિયાએ બધું જ લખાણ અથેતિ જોઈ તેમાં ઘણા સુધારા સૂચવ્યા એટલું જ નહિ, પણ તેમણે બનારસ રહ્યા રહ્યા અહીંથી મોકલવામાં આવતા બધા જ પ્રૂફો જોઈ આપ્યા ટિબેટન ભાષામાં અનુવાદિત થયેલ બૌદ્ધ ગ્રંથોની યાદી ઉપરથી તેમાં એક 'યોગશતક' નામનો ગ્રંથ છે એવી સૂચના ટિબેટન જાણનાર મુનિશ્રી જંબૂવિજયજીએ કરી અને તે પરથી તે ગ્રંથ કયા વિષયનો અને કેવો છે એ માહિતી મેળવવાના નવનાલંદા પાલિ ઇન્સ્ટિટ્યૂટના અધ્યાપક ડૉ નથમલજી ટાટિયાએ મદદ કરી છે પ્રૂફો તપાસવાના કામમાં

મને એ જ. વિદ્યાભવનના અધ્યાપક શ્રી. કે. કા. શાસ્ત્રી અને જૈનદર્શનાચાર્ય શ્રી. શાંતિલાલ મ. વોરાએ ખાસ મદદ કરી છે. શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રેસે પણ આ કામ ખાસ રસ લઈ તેમ જ ધ્યાન દઈને કર્યું છે. છેવટે આ પુસ્તક છાપવા માટે ગયું ત્યારથી તે બંધાઈને પ્રગટ થયું ત્યાં સુધીમાં ધ્યાન રાખવાની કેટલીય નાનીમોટી બાબતો અંગે ગુજરાત વિદ્યાસભાના સહાયક મંત્રી શ્રી જેઠાલાલ ગાંધીની ચીવટે કામને વખતસર પાર ઉતાર્યું છે.

આમ અનેક વડીલો તેમજ મિત્રો તરફથી મને અનેક પ્રકારની જે મદદ મળી છે તે બદલ સૌના પ્રત્યે હાર્દિક કૃતજ્ઞતા દર્શાવું છું.

શક્ય બન્યો તેટલો શ્રમ કરવા છતાં અને પૂરી કાળજી રાખવા છતા આખા પુસ્તકમાં ક્યાંક ક્યાંક મુદ્રણદોષ રહી ગયા છે. એનું શુદ્ધિપત્રક આપ્યું છે. છતા સુધારણા થવી રહી ગઈ હોય તથા અગત્યનું બીજું કંઈ રહી ગયું હોય તેની સૂચના સહૃદય વાચક કરશે તો આભારી થઈશ.

ગુડી પડવો, ૨૦૧૨
તા. ૧૨-૪-૫૬
અમદાવાદ

ઇન્દુકલા હી. ઝવેરી

# વિષયાનુક્રમ


સંપાદકીય ૫—૮

પ્રસ્તાવના ૧—૬૬

પ્રતિપરિચય ૧

—બાહ્યાભ્યંતર પરિચય ૨

ગ્રંથકાર ૪

—સત્તાસમય ૪

—જીવનવૃત્ત ૫

કૃતિઓ ૧૨

વિશિષ્ટ ફાળો ૧૫

—કથાકાર ૧૫

—તત્ત્વચિંતક ૧૮

—આચાર સંશોધક ૧૬

—યોગાભ્યાસી ૩૨

આધ્યાત્મિક સાધના અને તેની પરંપરાઓ ૩૪

—સિદ્ધાંતોનું નામવાર કોષ્ટક ૪૨

—વૈદિક બૌદ્ધ અને જૈન યોગાંગોની તુલના ૪૪

૬ આ૦ હરિભદ્રના યોગગ્રંથોનો પરિચય ૪૭

—યોગબિંદુ ૪૮

—યોગદૃષ્ટિસમુચ્ચય ૫૨

—યોગશતક ૫૪

—યોગવિંશિકા ૫૭

૭ આ૦ હરિભદ્રની વર્ગીકરણ તેમજ પરિભાષાની નવતા ૫૯

—ઇતરાચાર્યો સાથે તુલનામાં આ૦ હરિભદ્રની મૌલિકતા ૬૦

૮ આ૦ હરિભદ્રનો માનસ વિકાસ ૬૩

૯ ઉપસંહાર—સમન્વય શબ્દના અર્થની કક્ષાઓ ૬૫


## યોગશતક—મૂળ અને ગુજરાતી ૧-૨૧૬


૧ નમસ્કાર ૧

૨ નિશ્ચયદૃષ્ટિએ યોગનું સ્વરૂપ ૩

૩ વ્યવહારદૃષ્ટિએ યોગનું સ્વરૂપ ૫

૪ વ્યવહાર યોગથી કાળક્રમે સિદ્ધિ ૬

૫ ફલસિદ્ધિના આવશ્યક અંગો ૭

૬ અધિકારી અધિકાર અને અનધિકારીનું કથન ૮

૭ આત્મા અને કર્મના સંબંધનું કથન ૧૧

૮ ઇતિહાસ અને વિકાસક્રમની દૃષ્ટિએ તત્ત્વચિંતનની ચાર ભૂમિકાઓ ૧૨

૯ આત્મા અને કર્મના પરસ્પર અસરકારક સંબંધનું બીજી ભૂમિકાને અનુસરી ઉપપાદન ૧૫

૧૦ અધિકારભેદે અતીન્દ્રિય વસ્તુના બોધનું તારતમ્ય ૧૭

૧૧ અપુનર્બંધક સમ્યગ્દૃષ્ટિ

અને ચારિત્રીના અનુક્રમે લક્ષણો ૧૮
૧૨. સામાયિકની અશુદ્ધિ ને શુદ્ધિનો ખુલાસો ૨૨
૧૩ એક જ સમયે ચિત્તમા સંભવતી શુદ્ધિ-અશુદ્ધિનો ખુલાસો ૨૩
૧૪ પ્રથમ સમ્યક્ત્વ-સામાયિક અને તેના કારણો ૨૫
૧૫ આધ્યાત્મિક અને વ્યાવહારિક જ્ઞાનની મર્યાદા ૨૬
—જ્ઞાનની ત્રણ કક્ષાઓ-સમજૂતી, દૃષ્ટાન્ત અને ગીતા આદિની તુલના સહિત ૨૭
૧૬ સમત્વયુક્ત મુનિની નિષિદ્ધ અને વિહિતમા નિવૃત્તિ-પ્રવૃત્તિ, ચાકડાના દૃષ્ટાન્તથી ૩૪
૧૭ ભિન્ન ભિન્ન અધિકારીઓમા યોગનો ખુલાસો અને અને યોગના ભિન્ન ભિન્ન લક્ષણો ૩૭
૧૮. અધિકારીઓની પ્રવૃત્તિની શુદ્ધિનો ખુલાસો ૩૯
૧૯ યોગ્યતા પ્રમાણે સાધકોને ઉપદેશ ૪૦
૨૦. પ્રથમ કક્ષાના સાધકને લૌકિક ધર્મનો ઉપદેશ ૪૧
૨૧ સમ્યગ્દૃષ્ટિરૂપ બીજી કક્ષાના યોગીને લોકોત્તર ધર્મનો ઉપદેશ ૪૨
—લૌકિક અને લોકોત્તર ધર્મદૃષ્ટિનુ પૃથક્કરણ ૪૩
૨૨. ચારિત્રીરૂપ ત્રીજી કક્ષાના યોગીને ઉપદેશ ૪૫
૨૩. ગૃહસ્થને ઉપદેશવાના વિષયોની વિગત ૪૫
૨૪ સામાચારીનુ વિસ્તારથી કથન ૪૭
—ચઢિયાતા અધિકારીઓના સામ્પ્રદાયિક આચારોમા દેખાતી સંકુચિતતાનો ખુલાસો ૪૯
૨૫ યથાયોગ્ય ઉપદેશ પણ બંધક બની શકે-ખુલાસો ૫૨
૨૬ અપાત્રને યોગ આપવાથી થતા અનિષ્ટો ૫૩
૨૭ પરિપક્વ ભૂમિથી ઉપરની ભૂમિકામાં પ્રવર્તનાર માટે સાધારણ નિયમો ૫૪
૨૮ યોગસિદ્ધિ અને સાધુસિદ્ધિ ૫૬
૨૯ ઉપરની ભૂમિકામાં પ્રવેશવા માટે જરૂરી એવી વિધિનુ વર્ણન ૫૭
૩૦ સ્થિરીકરણ સાધવાના ઉપાયો ૫૯
૩૧ અરતિ નિવારવાના ઉપાયો ૬૦
૩૨ નવશિખાઉ ઉમેદવારની પ્રધાન જીવનચર્યા ૬૩
—ચરમપ્રવૃતનો અર્થ ૬૫
૩૩ રાગ આદિ દોષોને લગતો સામાન્ય વિચાર ૬૬

૩૪ કર્મને લગતા પ્રાસંગિક પ્રશ્નો ૬૭
—પુનર્જન્મ કર્મ અને મોક્ષ આદિ વિશે છ મુદ્દાઓની દાર્શનિક તુલના ૬૮
—આત્મવાદી દર્શનોનો જીવવિષયક મૌલિક તફાવત ૬૯
—અવિદ્યા યા કર્મનો આત્મા સાથે અનાદિ સંબંધ ૭૧
—કર્મ વ્યક્તિરૂપે આદિ છતાં પ્રવાહથી અનાદિ ૭૧
—ઉપાયથી કર્મસંબંધનો વિયોગ ૭૩
—જૈનદર્શનમાં પૌદ્ગલિક યા મૂર્ત કર્મ અને અમૂર્ત આત્માનો સંબંધ ૭૪
—ભારતીય દર્શનોમાં મૂર્ત અમૂર્ત સંબંધ ૭૫
—ભારતીય દર્શનોમાં બંધ મોક્ષનું સ્વરૂપ ૭૭
૩૫ દોષોનું સ્વરૂપ અને તે વિશેના ચિંતનની વિધિ ૭૮
૩૬ ચિંતનનો બીજો પ્રકાર ૮૦
૩૭ આહારનો પ્રકાર અને વિધિ ૮૨
—સર્વ સંપત્કરી ભિક્ષાનું સ્વરૂપ ૯૩
૩૮ યોગજન્ય લબ્ધિઓ અને તેનું ફળ ૯૫
—શુભ અશુભ અને શુદ્ધ ઉપયોગનું સ્પષ્ટીકરણ ૯૬
૩૯ કાયિક આચાર કરતાં માનસિક ભાવનું ચઢિયાતાપણું ૯૯
મંડૂક દૃષ્ટાન્ત–બૌદ્ધ સાથે તુલના ૧૦૩
૪૦ વિકાસગામી બે પ્રકારના સાધકોનું તારતમ્ય ૧૦૪
૪૧ કાળજ્ઞાનના ઉપાયો ૧૦૮
૪૨ અનશનશુદ્ધિ માટેના વિશિષ્ટ પ્રયત્નનું પ્રયોજન ૧૧૧

**પરિશિષ્ટો** ૧૧૭-૧૪૪
૧ ચરમાવર્ત ૧૧૭
૨ અપુનર્બંધક ૧૧૯
૩ વિભૂતિ ૧૨૨
૪ કાળજ્ઞાન ૧૨૭
૫ આધ્યાત્મિક વિકાસક્રમની ભૂમિકાઓ અને ધ્યાનોની તુલના ૧૨૮
૬ આ. હરિભદ્રના ગ્રંથોની યાદી ૧૪૨
**શબ્દ-સૂચિ** ૧૪૫
**શુદ્ધિપત્રક** ૧૭૩

# પ્રસ્તાવના

## પ્રતિપરિચય

પ્રસ્તુત પુસ્તકમા જે ગ્રથનુ સપાદન, ભાષાતર આદિ કરવામા આવેલા છે તે ‘ યોગશતક ’ને બાહ્ય તેમજ આતરિક પરિચય મેળવીએ તે પહેલા તેની પ્રાપ્તિ અને તેની મૂળ પ્રતિ આદિનો ઇતિહાસ જાણવો જરૂરી છે

‘ યોગશતક ’નો અનેક સ્થળે ઉલ્લેખ મળતો[1], પણ તે અદ્યાપિ પ્રાપ્ત થયેલ નહિ લગભગ ત્રણ વર્ષ પહેલા સશોધક વિદ્વાન મુનિ શ્રી પુણ્યવિજયજીને એ ગ્રથ ખભાતના શાતિનાથ જૈનભડારમાથી પ્રાપ્ત થયો તે એક તાડપત્રીય પોથીમા[2] બીજી છ કૃતિઓ સાથે લખાયેલો છે કૃતિઓના નામ આ પ્રમાણે છે—

સુબાહુચરિત્ર (પા ૧–૧૫), ૨ શાલિભદ્રચરિત્ર (પા ૧૫–૨૫), ૩ પુડરીકસ્તવ (પા ૨૫–૩૩), ૪ સુકોશલચરિત્ર (પા ૩૪–૪૩), ૫ દેવકીચરિત્ર (પા ૪૪–૫૫), ૬ યોગશતક (પા ૫૫–૬૫), ૭ અજિતશાતિસ્તવ (પા ૬૫–૭૭)

પ્રતિ ૧૪ાા ઇંચ લાબી અને ૧ાા ઇંચ પહોળી છે દરેક પાનાની બન્ને બાજુએ બબ્બે ભાગમા લખાણ છે અને દરેક ભાગમા ત્રણથી ચાર લીટીઓ છે મધ્ય ભાગમા દોરો પરોવવા માટે છિદ્ર છે પ્રતિની સ્થિતિ સારી છે ને લિપિ પણ સ્વચ્છ છે તેની લખ્યા સાલ નથી, પણ મુનિ શ્રી પુણ્યવિજયજીના અભિ

૧ ઈ સ ૧૯૨૨મા આત્માનદ જૈન પુસ્તક પ્રસારક મડળ-આગ્રા તરફથી પ્રસિદ્ધ થયેલા યોગદર્શન તથા યોગવિંશિકા નામના પુસ્તકના પ્રારભમા યોગદર્શનના મથાળે લખાયેલા નિબધમા પ સુખલાલજીએ શ્વેતાબર જૈન કૉન્ફરન્સ–મુંબઈ દ્વારા પ્રકાશિત જૈન ગ્રથાવલિને આધારે યોગશતક નામનો એક હરિભદ્રીય ગ્રથ હોવાની સૂચના આપેલી

૨ દાબડો ૬૪ ક્રમાક ૧૨૧

પ્રાયાનુસાર લિપિનો સમય તેરમા સૈકાથી અર્વાચીન હોવાનો સંભવ નથી.

બાહ્યાભ્યંતર પરિચય

પ્રથમ કૃતિ સુબાહુચરિત્રના અંતમા આ પ્રમાણે પુષ્પિકા છે: '**लिखितं सावदेव्या सिवदेविनिमित्तं कर्मक्षयार्थं च।**' આ પરથી એમ લાગે છે કે એ પોથી લખનાર સાવદેવી પોતે જ હશે, પરંતુ બીજો એવો પણ મત છે કે '**लिखितं**' એવુ પદ હોવા છતાં તેનો અર્થ 'લખેલ' એમ નહિ પણ 'લખાવેલ' એમ કરવો જોઈએ. આ બીજો મત આચાર્ય શ્રી જિનવિજયજીનો છે. તેઓ અક્ષરો અને લિપિના વળાંક ઉપરથી એમ ધારે છે કે લખનાર કોઈ પુરુષ જ હોવો જોઈએ જો એમ હોય તો સાવદેવીએ પોતાની કોઈ સંબંધી સિવદેવીને નિમિત્ત આ પોથી લખાવી એવો અર્થ ફલિત થાય ગમે તેમ હો, પણ એટલુ તો નિઃશંક છે કે આ સાતે કૃતિઓ એક જ હાથે લખાયેલ છે, તે લખનાર નહિ તો લખાવનાર એક બહેન છે અને તે પણ એક બહેનને નિમિત્તે.

યોગશતક એ પદ્યબન્ધ ગ્રંથ છે. એના નામ પ્રમાણે એમાં સો પદ્યો છે અને તે પ્રાકૃત ભાષામાં આર્યાછન્દમાં ગ્રથિત છે.

યોગશતકમાં યોગનો વિષય ચર્ચાયેલ છે. જૈન પરંપરામા પ્રચલિત એવી પરિભાષાઓ તેમજ વર્ગીકરણને અનુસરી ગ્રંથની રચના થયેલી છે, છતા તેમા યોગ્ય સ્થળે બૌદ્ધ અને સાંખ્ય-યોગની પરિભાષાઓ તેમજ તેમના મંતવ્યો સાથે જૈન પરિભાષા અને મંતવ્યોની તુલના કરી યથાયોગ્ય સમન્વય પણ કરવામાં આવ્યો છે યોગશતકની અંતર્ગત સમગ્ર વસ્તુઓનો પરિચય આગળ વિગતે આપવામાં આવેલ વિષયાનુક્રમ ઉપરથી થઈ શકે તેમ હોવાથી અત્રે એની પુનરુક્તિ અસ્થાને છે.

પ્રસ્તુત યોગશતક જો કે આધ્યાત્મિક ગ્રંથ છે, પણ તપાસ કરતાં 'યોગશતક' નામની અન્ય કૃતિની પણ જાણ થઈ એ કૃતિ વૈદ્યક વિષયને લગતી છે, અને તે સંસ્કૃતમાં છે 'શતક' હોવા છતાં એની પ્રાપ્ત પ્રતિઓમાં '૧૨૪' પદ્યો છે એ વૈદ્યક વિષયક કૃતિની અનેક પ્રતિઓ જૈન ભંડારોમાં સુલભ પણ છે અમે મુનિ શ્રી પુણ્યવિજયજી મારફત પાટણસ્થિત હેમચંદ્ર જ્ઞાનમંદિરમાની એક પ્રતિ મેળવી અને તે જોઈ

દરમ્યાન નયચક્રસંપાદક મુનિ શ્રી જમ્બૂવિજયજી દ્વારા માલૂમ પડ્યું કે ટિબેટન ગ્રંથોમાં પણ એક 'યોગશતક' છે આ ઉપરથી અમે શાંતિનિકેતન અને નાલંદા બૌદ્ધ વિદ્યાપીઠમા તપાસ કરી તો માલૂમ પડ્યું કે ટિબેટન ભાષામાં અનુવાદિત થયેલો તે યોગશતક ગ્રંથ પણ વૈદ્યકને લગતો છે એ અનુવાદ સંસ્કૃત ઉપરથી જ થયો છે એ નિઃશંક છે આ ઉપરથી અમે એ જાણવા પ્રયત્ન કર્યો કે ટિબેટનમાં અનુવાદિત 'યોગશતક' અને પાટણના ભંડારમાથી મળેલ 'યોગશતક' એ બંને એક જ છે કે જુદાં જુદાં. છેવટે નાલંદા વિદ્યાપીઠના અધ્યાપક ડૉ નથમલજી ટાટિયાએ ત્યાંના લામા પાસે ટિબેટન ઉપરથી થોડો સાર કઢાવી અમને મોકલી આપ્યો જો કે એ સાર શરૂઆતના બે પદ્યોનો અને છેવટના એક પદ્યનો જ હતો, છતાં શરૂઆતના બે પદ્યોના સારની પાટણથી પ્રાપ્ત 'યોગશતક'માંના શરૂઆતના બે સંસ્કૃત પદ્યો સાથે અર્થદૃષ્ટિએ સરખામણી કરી તો એમ લાગ્યું છે કે શરૂઆતના એ બે પદ્યો બંનેમાં એક જ છે ટિબેટન અનુવાદમાંના ત્રીજા પદ્યથી માંડી આગળના પદ્યોનો સાર અદ્યાપિ ઉપલબ્ધ થયો નથી, એટલે એમ તો અત્યારે કહી ન શકાય કે આગળનો ભાગ ટિબેટન અને સંસ્કૃત 'યોગશતક'માં કેટલે અંશે સમાન છે કે જુદો છે, પણ શરૂઆતના બે પદ્યોનો ભાવ બંનેમાં સમાન હોવાથી એવી અટકળ થાય છે કે મૂળે કૃતિ એક હશે અને તેનો ટિબેટનમાં

અનુવાદ થઈ તે ટિબેટમાં સચવાઈ રહ્યો, જયારે બીજી બાજુ મૂળ સંસ્કૃત ગ્રંથ ભારતમા, ખાસ કરી જૈન ભંડારોમાં જ, સચવાઈ રહ્યો.

ટિબેટન અનુવાદમાં કુલ ૧૧૦ પદ્ય છે. તેમાંનુ છેલ્લુ પદ્ય ઉપસંહારરૂપે હોઈ, સામાન્ય રીતે બૌદ્ધ ગ્રથોમા મળી આવે છે તે રીતે, ગ્રંથકાર તેમાં પોતાની કૃતિના પુણ્યના બદલામાં સૌનું આરોગ્ય ઇચ્છે છે.

પાટણથી પ્રાપ્ત સંસ્કૃત વૈદ્યક ગ્રંથનુ ૧૧૦મું પદ્ય જોયુ તો તે ટિબેટન પદ્યથી જુદું પડે છે. વળી ટિબેટન કરતાં મૂળ સંસ્કૃતમાં ૧૪ પદ્યો તો વધારે છે જ. અમે શરૂઆતનાં બે પદ્યો જ અત્યારે મેળવી શક્યા છીએ, એટલે આખા ગ્રંથ પરત્વે સરખામણી કરવાનુ કામ અત્યારે શક્ય નથી.

## ગ્રંથકાર

પ્રસ્તુત ગ્રંથ યોગશતકના કર્તા આચાર્ય શ્રી હરિભદ્ર છે. હરિભદ્ર નામના અનેક આચાર્યો જૈન પરંપરામા થઈ ગયા છે[1]. તે બધામાં જે યાકિનીમહત્તરાસૂનુ તરીકે પ્રસિદ્ધ છે અને સમયની દૃષ્ટિએ જે સૌથી પહેલાં મનાય છે તે જ અહી પ્રસ્તુત છે.

સત્તાસમય

હરિભદ્રનો સત્તાસમય પૂર્વથી ચાલી આવેલી માન્યતા પ્રમાણે વિ. સં. ૫૩૦ થી ૫૮૫ ગણાતો.[2] ડો. યાકોબીએ ઉપમિતિભવપ્રપંચા કથાની પ્રસ્તાવનામાં વિક્રમનો નવમો–દશમો સૈકો સ્વીકારેલો. શ્રી કલ્યાણવિજયજીએ પોતાની ધર્મસંગ્રહણીની સંસ્કૃત પ્રસ્તાવનામા એનો નિરાસ કરી વિક્રમનો છઠ્ઠો સૈકો સ્થાપવા

---

૧. અનેક હરિભદ્રની માહિતી માટે જુઓ શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ કૃત 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પા. ૮૮૨

૨ એજન પા. ૧૫૫

પ્રયત્ન કર્યો છે,[1] પરંતુ શ્રી જિનવિજયજીએ અનેક બાહ્ય તેમજ આંતર પ્રમાણોની સમાલોચના કરી તેમનો સમય વિ સં ૭૫૭ થી ૮૨૭ નિશ્ચિતપણે સાબિત કર્યો છે[2] અને તે જ હવે સર્વમાન્ય પણ થયો છે[3]

જીવનવૃત્ત

આ હરિભદ્રના અનેક ગ્રંથો ઉપલબ્ધ છતાં એમાં ક્યાંય એમના જીવન સંબંધી કોઈ વિશેષ માહિતી મળતી નથી જે કાંઈ થોડું તેમના કેટલાક ગ્રંથોની અંતિમ પ્રશસ્તિમાંથી જાણવા મળે છે તે આ પ્રમાણે છે તેઓ શ્વેતાંબર સંપ્રદાયના તેમજ વિદ્યાધર ગચ્છના હતા ગચ્છપતિ આચાર્યનું નામ જિનભટ, દીક્ષાગુરુનું નામ જિનદત્ત અને ધર્મમાતા સાધ્વીનું નામ યાકિની મહત્તરા હતું આ બધીય બાબતોનો નિર્દેશ તેમણે એક સાથે તો આવશ્યકસૂત્રની 'શિષ્યહિતા' નામની પોતાની ટીકાના અંતમાં કરી દીધો છે;[4] અન્ય સ્થળોએ એક યા બીજી વિગતનો જ ઉલ્લેખ છે આ ઉપરાંત તેમના જીવન વિશેની માહિતી નીચેના ઉત્તર-

---

૧ પા ૨૩ થી ૩૪

૨ જૈન સાહિત્ય સંશોધક ભાગ ૧, અંક ૧, પા ૫૩ લેખનું નામ છે હરિભદ્રસૂરિકા સમયનિર્ણય

૩ ડૉ યાકોબીએ પણ પોતાનો મત ભૂલભરેલો હતો એમ સમરાઇચ્ચકહાની પોતાની પ્રસ્તાવનામાં સ્વીકારી શ્રી જિનવિજયજીના મતને જ માન્ય રાખ્યો છે શ્રી કલ્યાણવિજયજી પણ પ્રભાવકચરિતની પ્રસ્તાવના (પા ૫૪)માં પોતાનો પ્રથમ મત સુધારી શ્રી જિનવિજયજીના મતને સ્વીકારે છે જ્યારે પ્રો કે વી અભ્યંકર વિંશતિવિંશિકાની પ્રસ્તાવના (પા ૧)માં આ હરિભદ્રને વિક્રમના દસમા સૈકામાં મૂકે છે

૪ "समाप्ता चेयं शिष्यहिता नामावश्यकटीका। कृतिः सिताम्बराचार्यजिनभटनिगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो याकिनीमहत्तरासूनोरल्पमतेराचार्यहरिभद्रस्य।

કાલીન ગ્રંથોમાં ઉપલબ્ધ છે, જેમાની કેટલીક ઐતિહાસિક હોવાનો સંભવ છે:

૧. આ. હરિભદ્રના ઉપદેશપદની મુનિચંદ્રની ટીકાના (વિ. સ. ૧૧૭૪, ઈ. સ. ૧૧૧૮) અંતનો ભાગ. મુદ્રિત.

૨. જિનદત્તકૃત ગણધરસાર્ધશતક (વિ. સં. ૧૧૬૯–૧૨૧૧, ઈ સ. ૧૧૧૨–૧૧૫૪). મુદ્રિત.

૩. પ્રભાચંદ્રકૃત પ્રભાવકચરિત, નવમો શૃંગ (વિ. સ. ૧૩૩૪, ઈ. સ. ૧૨૭૮). મુદ્રિત.

૪. રાજશેખરનો પ્રબંધકોશ (વિ. સં. ૧૪૦૫. ઈ. સ. ૧૩૪૯). મુદ્રિત.

૫. સુમતિગણિની ગણધરસાર્ધશતકની વૃત્તિ (વિ. સં. ૧૨૯૫, ઈ. સ. ૧૨૩૯) અમુદ્રિત.[1]

ઉપર ૧, ૩, ૪, ૫ મા જણાવ્યા મુજબ આ. હરિભદ્રનું જન્મ-સ્થાન ચિત્રકૂટ એટલે હાલનુ ચિત્તોડ હતુ. પોતે દીક્ષા લીધી ત્યાં-સુધી આ. હરિભદ્ર ઘણુ કરી ચિત્તોડમા હતા, પરંતુ ત્યાર પછી સાધુ તરીકેનુ એમનું ઘણુખરું જીવન રજપૂતાનાના આસપાસનાં સ્થળોમાં અને ગુજરાતના પ્રદેશમાં પસાર થયુ હોય એમ લાગે છે, કેમકે એ પ્રદેશમાં વસતા ઉદ્યોતનસૂરિના તેઓ ગુરુ થતા હતા.[2]

---

૧. આ ગ્રંથોમાથી ઉપલબ્ધ થતી બધી વિગતોને પં. હરગોવિંદદાસે 'હરિભદ્રસૂરિચરિત્ર' (સંસ્કૃત)મા, શ્રી કલ્યાણવિજયજીએ ધર્મસંગ્રહણીની સંસ્કૃત પ્રસ્તાવનામાં, શ્રી જિનવિજયજીએ 'હરિભદ્રસૂરિકા સમયનિર્ણય' નામના લેખમાં તેમજ યાકોબીએ સમરાઇચ્ચકહાની પ્રસ્તાવનામાં વિસ્તારથી ચર્ચી છે આ ઉપરાત પં બેચરદાસે 'જૈનદર્શન'ની પ્રસ્તાવનામાં (ગુજરાતી', અને શ્રી મોહનલાલ દેસાઇએ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ'મા (પા ૧૫૫થી) આ. હરિભદ્રની જીવનરેખા આલેખી છે. આ બધામાંથી આવશ્યક નિષ્કર્ષ અહીં આપવામા આવ્યો છે.

૨ જુઓ યાકોબીની સમરાઇચ્ચકહાની અંગ્રેજી પ્રસ્તાવના પા. ૬. આનો ગુજરાતી અનુવાદ 'જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૩માં વામાં આવ્યો છે

ગણધરસાર્ધશતકની વૃત્તિમા કહ્યુ છે કે આ હરિભદ્ર જાતે બ્રાહ્મણ હતા અને પ્રભાવકચરિતમા પણ તેઓ રાજા જિતારિના પુરોહિત હતા એવો નિર્દેશ છે જો કે મૂળ ગણધરસાર્ધશતકમા અને ઉપદેશપદની મુનિચન્દ્રકૃત ટીકામા આ બાબતનો ઉલ્લેખ નથી, છતા એ અસત્ય નથી એમ યાકોબી માને છે, કેમકે આ હરિભદ્રનુ જૈનધર્મનુ ઊંડુ જ્ઞાન બાજુએ મૂકીએ તોપણ એમનુ અન્યાન્ય વિષયોનુ જ્ઞાન એવા પ્રકારનુ છે કે જે બ્રાહ્મણને જ ક્રમપ્રાપ્ત હોય વળી તેમની ધર્મપરિવર્તનને લગતી મુખ્ય હકીકત જે સૌથી જૂના ઉલ્લેખમા (મુનિચન્દ્ર કૃત ટીકામા) મળે છે તે પણ એ જ વસ્તુ સૂચવે છે[1]

ડૉ યાકોબી જણાવે છે કે 'યાકિની સાધ્વીને પોતાની ધર્મમાતા તરીકે સ્વીકારીને હરિભદ્ર પોતાનુ સાચા ધર્મમા પરિવર્તન તેણીને આભારી માને છે આ તેમનો બીજો જન્મ કહી શકાય'[2] આ પરિવર્તન કઈ રીતે થયુ તે વિશેની કિંવદન્તી પ્રભાવકચરિતમા આ રીતે છે

"હરિભદ્ર ચિત્રકૂટમા રાજા જિતારિના પુરોહિત હતા તેઓએ વિદ્વત્તાના અભિમાનથી પ્રતિજ્ઞા લીધેલી કે 'જેનુ કહેલુ ન સમજુ તેનો હુ શિષ્ય થાઉ' એક વાર છૂટા પડેલ એક ઉન્મત્ત હાથીથી બચવા તેઓએ જૈન મન્દિરનો આશ્રય લીધો ત્યા તીર્થંકરની પ્રતિમાને જોઈ તેનો તેઓએ ઉપહાસ કર્યો બીજા દિવસે ઘેર જતા રસ્તામાં મધરાતે તેઓએ એક વૃદ્ધ સાધ્વીને એક ગાથા[3] ઉચ્ચારતી સાભળી, જેનો અર્થ તે ન સમજી શક્યા તેની

---

૧ જુઓ યાકોબીની સમરાઇચ્ચકહાની અંગ્રેજી પ્રસ્તાવના પા ૮ અને તેનો ગુજરાતી અનુવાદ પા ૨૮૭-૮૮

૨ એજન અંગ્રેજી પા ૮ અને ગુજરાતી પા ૨૮૭-૮૮

૩ चक्किदुग हरिपणग पणग चक्कीण केसवो चक्की ।
केसवचक्की केसव दुचक्की केसी य चक्की य॥
—આવશ્યકનિર્યુક્તિ ગા ૪૨૧

પાસે જ્યારે તેઓ શિષ્ય થવા ગયા ત્યારે તેણે ગુરુ જિનભટસૂરિ પાસે જવા કહ્યું. જ્યારે શ્રી હરિભદ્રે ગુરુને ગાથાનો અર્થ પૂછ્યો ત્યારે ગુરુએ કહ્યું કે જૈન સૂત્રોના અર્થો જૈન પ્રવ્રજયા લઈને જે વિધિપૂર્વક ભણે તેને જ કહેવામા આવે છે. આથી તેઓએ દીક્ષા લીધી અને યાકિની મહત્તરાને ધર્મમાતા તરીકે સ્વીકારી. શ્રી હરિભદ્રની વિદ્વત્તા ને તેમના ચારિત્ર્યને કારણે ગુરુએ તેમને પોતાના પટ્ટધર બનાવ્યા."[1]

શ્રી હરિભદ્ર સામાન્ય રીતે તેમના દરેક ગ્રંથને અંતે 'વિરહ' શબ્દ વાપરે છે, તે એમના ગ્રંથો પારખવા માટે એક ચિહ્ન છે. પરંપરાગત કિંવદન્તી પ્રમાણે 'વિરહ' શબ્દ શ્રી હરિભદ્રના બે ભાણેજ શિષ્યો હંસ અને પરમહંસનો વિયોગ સુચવે છે, જો કે શ્રી હરિભદ્ર પોતે ક્યાય પણ આ બાબતનો નિર્દેશ કરતા નથી. આ સંબંધી કિંવદન્તી ટૂંકમાં આ પ્રમાણે છે. શ્રી હરિભદ્રે પોતાના હંસ ને પરમહંસ નામના બે ભાણેજોને દીક્ષા આપી શિષ્ય કર્યા. શાસ્ત્રાભ્યાસ કર્યા પછી બૌદ્ધશાસ્ત્ર શીખવા તેઓ બૌદ્ધ વિદ્યાસ્થાનમાં ગયા. ત્યા ગુરુને જૈનસાધુઓ હોવાની શંકા જતા પારખુ કરવાની ઇચ્છા થઈ, એટલે તેણે ચાલવાના માર્ગ પર જિનપ્રતિમા રખાવી બધા શિષ્યોને તે ઉપરથી ચાલવા કહ્યુ. હંસ ને પરમહંસ પ્રતિમા પર ખડીથી ત્રણ રેખા કરી અને એ રીતે જિનપ્રતિમાને બુદ્ધપ્રતિમા બનાવી તે ઉપર પગ દઈ

---

અર્થ—પ્રથમ બે ચક્રવર્તી થયા, પછી પાચ વાસુદેવ, પછી પાંચ ચક્રી, તે પછી એક વાસુદેવ અને ચક્રી, તે પછી કેશવ અને ચક્રવર્તી, ત્યારબાદ કેશવ અને બે ચક્રવર્તી, પછી કેશવ અને છેલ્લા ચક્રવર્તી થયા.

૧. જિતારિ રાજાના પુરોહિતની બાબત તેમજ હાથીનો પ્રસંગ બાદ કરતાં ઉક્ત અહેવાલની બધી બાબતોનો સંવાદ મુનિચંદ્રસૂરિના ઉલ્લેખમાં ટૂંકમા મળે છે તે ઉપરથી કહી શકાય કે આ કિંવદન્તી પ્રાચીન છે અને તેમા ખાસ કોઈ અત્યુક્તિ ન હોઈ તેને સત્ય માની શકાય. (જુઓ યાકોબીની સમરાઇચ્ચકહાની પ્રસ્તાવના પા. ૯)

ચાલ્યા પોતાને મારી નાખવાનો બૌદ્ધોનો વિચાર જણાતાં તેઓએ તે સ્થળનો ત્યાગ કર્યો પાછળ બૌદ્ધ રાજાનુ લશ્કર આવ્યુ હંસ લડતા લડતા મરાયો પરમહંસ પાસેના નગરના રાજા સુરપાલની સહાયતાથી ગુરુ પાસે પહોંચ્યો ને સર્વ નાત કહી સ્વર્ગસ્થ થયો[૧] શ્રી હરિભદ્ર કુપિત થયા તેઓએ બૌદ્ધો સાથે શાસ્ત્રાર્થ કર્યો 'જે હારે તે ધગધગતા કડાયામા પડે' એ શરત હતી બૌદ્ધાચાર્યો હારતા બળતા તેલમા હોમાયા શ્રી હરિભદ્રના ગુરુને ખબર પડતા કોપની પ્રશાંતિ માટે તેમણે ત્રણ ગાથાઓ લખી મોકલી શ્રી હરિભદ્રને પશ્ચાત્તાપ થયો આ ત્રણ ગાથાઓ પરથી તેઓએ સમરાદિત્યકથા પ્રાકૃતમા રચી હોવાનુ કહેવાય છે તેઓએ ૧૪૪૦ કે ૧૪૪૪ બૌદ્ધોને સંહારવાનો સંકલ્પ કર્યો હોવાથી તેના પ્રાયશ્ચિત્ત લેખે તેઓએ તેટલા ગ્રંથો રચ્યા હોવાનુ મનાય છે[૨]

૧ લગભગ આવી જ કથા આપણને પ્રસિદ્ધ દિગમ્બર વિદ્વાન અકલંકના સબંધમા મળે છે અકલંક અને તેમના નાનાભાઈ નિકલંક છૂપી રીતે બૌદ્ધ મઠમા વિદ્યાધ્યયન કરવા જાય છે પકડાઈ જતા બંનેને કારાગારમા નાખવામા આવે છે ત્યાથી રાત્રિએ તેઓ આત્મરક્ષા માટે ભાગી જાય છે તેઓને પકડવા ઘોડેસવારો પાછળ પડે છે અકલંક જિન શાસનના પ્રચારનો ઉદ્દેશ પોતાના વિદ્યાબળે સિદ્ધ કરી શકશે એમ માની નિકલંક તેમને એક તળાવમા છુપાઈ જવા કહે છે ને પોતે સૈનિકો વડે મરાય છે સૈનિકોના ગયા બાદ અકલંક બહાર આવે છે—આ પ્રકારની કથા ચાલી આવે છે, જો કે અકલંક પોતે ક્યાય પોતાના ભાઈ નિકલંકનો ઉલ્લેખ કરતા નથી આ કથાની ઐતિહાસિકતા બાબત તેમજ હંસ પરમહંસની કથા પર એના પ્રભાવ વિશે વિસ્તૃત ચર્ચા શ્રી કૈલાસચંદ્ર શાસ્ત્રીએ કરી છે (જુઓ ન્યાયકુમુદચંદ્ર–ભાગ ૧ પા ૩૦ થી ૩૫)

૨ આ રીતે જ આખ્યાયિકા થોડા ફેરફાર સાથે રાજશેખરના પ્રબંધકોશ'મા ઉલ્લિખિત છે યાકોબી લખે છે કે આ કિંવદંતીમા કંઈક તથ્ય હોઈ શકે પરંતુ ગ્રીખુવટથી જોનાર અભ્યાસી તેને હરિભદ્રના જીવનના ઐતિહાસિક બનાવ તરીકે નહિ સ્વીકારે (સમરાઇચ્ચકહાની અંગ્રેજી પ્રસ્તાવના પા ૧૭ અને ગુજરાતી અનુવાદ પા ૨૯૪)

શ્રી હરિભદ્રના જીવનવૃત્ત માટે ઉપર આપેલ આધાર ગ્રંથોમાં ભદ્રેશ્વરસૂરિના ' કહાવલી ' ( પ્રાકૃત ) ગ્રંથને લીધો નથી. શ્રી જિનવિજયજીના લેખને આધારે યાકોબીએ એનો નિર્દેશ-માત્ર કર્યો છે.[1] આ ગ્રંથ અમુદ્રિત છે અને એની એક જ તાડ-પત્રીય પ્રતિ પાટણના ગ્રંથભંડારમા છે. આમાં શ્રી હરિભદ્રસૂરિનો પ્રબંધ સૌથી છેલ્લો છે એટલુ જ નહિ, પણ જિનભદ્રગણિ ક્ષમા-શ્રમણના સંબંધમા ' સંપય દેવલોયં ગઓ ' અર્થાત્ ' હમણાં જ દેવલોક પામ્યા ' એવા શબ્દો વપરાયેલ છે. આ ઉપરથી ડૉ. ઉમાકાંત શાહ કહાવલીને પ્રાચીન માને છે.[2] શ્રી કલ્યાણવિજયજીએ પ્રભાવકચરિતની પોતાની ગુજરાતી પ્રસ્તાવનામાં કહાવલીમાં ઉપલબ્ધ થતી વિગતોનો સૌથી પ્રથમ ઉપયોગ કર્યો છે.[3] તેઓ પણ એને અન્ય આધારગ્રંથો કરતાં પ્રાચીન તેમજ વધુ પ્રામા-ણિક માને છે. શ્રી જિનવિજયજી તેમજ શ્રી પુણ્યવિજયજી સાથે પરામર્શ કરતાં માલૂમ પડ્યું કે તેઓ પણ એવો જ મત ધરાવે છે. આથી એ ગ્રંથમા ઉપલબ્ધ થતી વિગતોની ખાસ નોંધ લેવી ઘટે

કહાવલીમાં શ્રી હરિભદ્રના જન્મસ્થાન તરીકે ચિત્તોડનો નિર્દેશ નથી, પણ તેઓ 'પિવંગુઈ બંભપુણી'ના[4] રહેવાસી હતા અને 'જેનુ બોલેલું ન સમજું તેનો શિષ્ય થાઉં' એ પ્રતિજ્ઞા સાથે ફરતા

---

૧ એજન પા ૬.

૨ જુઓ ' જૈન સત્યપ્રકાશ ' વર્ષ ૧૭, અંક ૪, પા ૮૯-૯૦.

૩ પા. ૫૦ થી આગળ તે પછી શ્રી હીરાલાલ કાપડિયાએ 'અને-કાંતજયપતાકા'ની પોતાની અંગ્રેજી પ્રસ્તાવના ( ભાગ ૧. પા. ૨૧ )માં તેમજ શ્રી કૈલાસચંદ્ર શાસ્ત્રીએ ન્યાયકુમુદચંદ્રની પ્રસ્તાવના ( ભાગ ૧. પા ૩૨-૩૩ )મા કહાવલીની અમુક વિગતોનો નિર્દેશ કર્યો છે.

૪ શ્રી કલ્યાણવિજયજી 'પિવંગુઈ નામની કોઈ બ્રહ્મપુરી' એમ કલ્પના કરે છે. જુઓ પ્રભાવકચરિત (ગુજરાતી)ની પ્રસ્તાવના પા ૫૦

ફરતા તેઓ ચિત્તોડ આવ્યા હતા એવો તેમા ઉલ્લેખ છે આ ઉપરાત એમની માતા ગ ગા ને પિતા શ કરભટ્ટનો પણ નિર્દેશ કહાવલીમા છે જે અન્યત્ર નથી તેમના ધર્મપરિવર્તનની હકીકતમા પણ અહા થોડી ભિન્નતા છે ગુરુનુ નામ જિનભટ નહિ, પણ જિનદત્તસૂરિ જણાવ્યુ છે જ્યારે ગુરુએ 'ચક્કિદુગ ગાથાનો અથ આ હરિભદ્રને સમજા યો ત્યારે આ હરિભદ્રે તેમને ધમના સ્વરૂપ તેમજ ફળ વિશે પૂછ્યુ ગુરુએ કહ્યુ "સસ્પૃહને માટે ધર્મનું ફળ સ્વર્ગાદિની પ્રાપ્તિ છે, જ્યારે નિ સ્પૃહને માટે ધર્મનુ ફળ 'ભવવિરહ' છે" હરિભદ્ર કહ્યુ, "મને ભવવિરહ જ પ્રિય છે, માટે તેમ કરો" આથી ગુરુએ તેમને જૈન દીક્ષા આપી ત્યારબાદ આચાર્યપદ આપી પોતાના પટ્ટ ધર શિષ્ય બનાવ્યા

શ્રી હરિભદ્ર 'ભવવિરહસૂરિ' નામથી પ્રસિદ્ધ કેવી રીતે થયા એ વિશે પણ કહાવલીમા જુદી જ વિગત છે શ્રી હરિભદ્ર જ્યારે ભોજન કરવા બેસતા ત્યારે તેમનો ભક્ત લલ્લિગ શ ખ વગાડતો તે સાભળી યાચકો આવતા લલ્લિગ તેઓને ભોજન કરાવતો પાછા વળતા યાચકો શ્રી હરિભદ્રને નમસ્કાર કરતા અને શ્રી હરિભદ્ર તેમને 'ભવવિરહ કરવામા ઉદ્યમવન્ત થાઓ' એમ આશીર્વાદ આપતા આ સાભળી 'ઘણુ જીવો ભવવિરહસૂરિ' આમ બોલતા તે પોતાને સ્થાને જતા આ રીતે આ હરિભદ્ર 'ભવવિરહ સૂરિ' નામથી પ્રસિદ્ધ થયા

ઉપરના પ્રસગો પરથી એમ લાગે છે કે શ્રી હરિભદ્રસૂરિ 'વિરહાક' કહેવાયા તેનુ ખરુ કારણ તેમની ભવવિરહની ધગશ હતી, નહિ કે પછીના પ્રબધો કહે છે તે પ્રમાણે એમના શિષ્યોનો વિરહ

શ્રી હરિભદ્રના શિષ્યો વિશે પણ કહાવલીમા અન્ય બધા કરતા જુદી વિગત મળે છે તેમા કહ્યુ છે કે 'શ્રી હરિભદ્રને સર્વશાસ્ત્ર કુશલ જિનભદ્ર અને વીરભદ્ર નામના બે શિષ્યો હતા તે સમયે

ચિત્તોડમા બૌદ્ધ મતનુ પ્રાબલ્ય હતુ, તેથી હરિભદ્રના જ્ઞાન અને કલાની બૌદ્ધો ઘણી ઈર્ષ્યા કરતા હતા અને એ જ કારણથી તે બન્ને શિષ્યોને બૌદ્ધોએ એકાંતમા મારી નાખ્યા. આની ખબર પડતાં શ્રી હરિભદ્રે અનશન કરવાનો નિર્ધાર કર્યો, પણ પ્રવચનના પ્રભાવક જાણીને તેમને તેમ કરતા રોકવામાં આવ્યા. છેવટે ગ્રંથ-રાશિને જ પોતાની શિષ્યસંતતિ માનીને તેની રચનામા તેઓ વિશેષ ઉદ્યમી થયા.'

શ્રી કલ્યાણવિજયજીના મત અનુસાર કહાવલીનુ ઉપરનુ લખાણ વધુ પ્રાચીન ને પ્રામાણિક છે, કેમકે હંસ ને પરમહંસ જેવાં નામો જૈન શ્રમણોમાં પ્રચલિત નથી; એ નામો કલ્પિત હોવાં જોઈએ અને નહિ તો ઉપનામ હોઈ શકે, પણ આવાં મૂળ નામો હોવા સંભવતા નથી.[1] અમને પણ કહાવલીનો ઉલ્લેખ વધારે વજનદાર લાગે છે.

શ્રી હરિભદ્રના ગ્રંથોની સંખ્યા બહુ મોટી છે. પૂર્વપરંપરા પ્રમાણે તેઓ ૧૪૦૦, ૧૪૪૦ અથવા ૧૪૪૪ પ્રકરણોના કર્તા મનાય છે[2] શ્રી હરિભદ્રે પ્રાકૃત ને સંસ્કૃત બન્ને ભાષામા તથા ગદ્ય અને પદ્ય બન્ને શૈલીમા લખ્યુ છે. તેઓએ માત્ર અનેક ગ્રંથો જ નથી લખ્યા, પરંતુ અનેકવિધ વિષયો પણ મૌલિક રીતે સ્પર્શ્યા

કૃતિઓ

---

૧. જુઓ પ્રભાવકચરિતની પ્રસ્તાવના પા. ૫૩.

૨. આમા ૧૪૦૦ની પરંપરા જૂની છે અને એનો નિર્દેશ સૌ પ્રથમ મુનિચંદ્રસૂરિએ (વિ. સં. ૧૧૭૪) ઉપદેશપદની ટીકામાં કર્યો છે. આ સિવાયના ઉલ્લેખો માટે જુઓ પં બેચરદાસ કૃત 'જૈનદર્શન'ની પ્રસ્તાવના પા. ૪-૭. શ્રી રાજશેખરસૂરિ પોતાના 'પ્રબંધકોશ'માં શ્રી હરિભદ્રના ૧૪૪૦ ગ્રંથો હોવાનું જણાવે છે. ૧૫મા સૈકાના શ્રી રત્નશેખરસૂરિ પોતાના 'શ્રાદ્ધપ્રતિક્રમણાર્થદીપિકા'મા શ્રી હરિભદ્રના ૧૪૪૪ ગ્રંથો હોવાનુ સૂચવે છે.

છે તેમણે ચારેચાર અનુયોગવિષયક ગ્રંથો લખ્યા છે દા ત ધર્મસંગ્રહણી, ષડ્દર્શનસમુચ્ચય આદિ દ્રવ્યાનુયોગવિષયક, ક્ષેત્ર સમાસવૃત્તિ આદિ ગણિતાનુયોગવિષયક, પંચવસ્તુ, પંચાશક, ધર્મબિંદુ, ઉપદેશપદ, સંબોધપ્રકરણ આદિ ચરણકરણાનુયોગ વિષયક અને સમરાઇચ્ચકહા, ધૂર્તાખ્યાન, કથાકોશ, વગેરે ધર્મકથાનુયોગવિષયક ઉપરાંત અનેકાંતજયપતાકા, શાસ્ત્રવાર્તા સમુચ્ચય, ન્યાયપ્રવેશવૃત્તિ જેવા ગ્રંથો તેમની ન્યાયવિષયક પ્રતિભા ને અભ્યાસનો સચોટ ખ્યાલ આપવા પૂરતા છે અનેક યોગ શાસ્ત્રોના દોહનરૂપ તેમજ જૈન યોગસાહિત્યમાં એક નવો જ ચીલો પાડનાર તેમના યોગવિષયક ગ્રંથો (યોગબિંદુ, યોગદૃષ્ટિસમુચ્ચય આદિ) વિષયવૈવિધ્યમાં ઉમેરો કરે છે

શ્રી હરિભદ્રના ગ્રંથોની યાદી અનેક લેખકોએ આપી છે[1], પરંતુ તે બધી સંપૂર્ણપણે એકબીજાને મળતી આવતી નથી શ્રી હરિભદ્રના પોતાના ગ્રંથોમાં આવેલા ઉલ્લેખોને આધારે, અન્ય ગ્રંથકારોએ કરેલા હરિભદ્રીય ગ્રંથોના ઉલ્લેખોને આધારે તેમજ વેબર, પિટર્સન, ભાંડારકર વગેરેની નોંધો અને બીજા

---

ડૉ યાકોબીના મત અનુસાર આ પરંપરાગત કથન અતિશયોક્તિ ભરેલું હોય અથવા એમ માનવું જોઈએ કે પ્રકરણ એ પદ્ધતિસર તૈયાર કરેલ જુદો ગ્રંથ ન હોય, પરંતુ પંચાશકના ૫૦ પ્રકરણો અષ્ટકના ૩૨ ષોડશકના ૧૬ વગેરે એવા મર્યાદિત અર્થમાં એ સંખ્યાનો ઉપયોગ થયો હોય જુઓ સમરાઇચ્ચકહાની પ્રસ્તાવના પા ૧૧

૧ શ્રી મણિલાલ નભુભાઈએ ધર્મબિંદુના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવનામાં પં હરગોવિંદદાસે હરિભદ્રના સંસ્કૃત જીવનચરિત્રમાં શ્રી કલ્યાણવિજયજીએ ધર્મસંગ્રહણીની સંસ્કૃત પ્રસ્તાવનામાં પં બેચરદાસે જૈનદર્શનની પ્રસ્તાવનામાં શ્રી મોહનલાલ દેસાઈએ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસમાં શ્રી હીરાલાલ કાપડિયાએ અનેકાંતજયપતાકાની અંગ્રેજી પ્રસ્તાવના (ભા ૧-૨)માં આ હરિભદ્રના ગ્રંથોની યાદી આપેલી છે

સાધનોને આધારે શ્રી કલ્યાણવિજયજીએ પોતાની યાદી તૈયાર કરી છે. એમાં ૮૮ ગ્રંથોનો સમાવેશ થાય છે. તેઓએ પ્રાપ્ય, અપ્રાપ્ય, શંકિત અને સંભવિતતાની કોટિનો પણ ઠીક ઠીક ઊહાપોહ કર્યો છે. શ્રી હીરાલાલ કાપડિયાએ અનેકાતજયપતાકાની અંગ્રેજી પ્રસ્તાવના (ભાગ ૧)મા શ્રી હરિભદ્રને નામે ચડેલા એવા ૮૭ ગ્રંથોની યાદી આપી છે, અને સાથે સાથે અનેકાંતજયપતાકાના બીજા ભાગની પ્રસ્તાવનામા એ બધા ગ્રંથોની સમીક્ષા કરી એમાંથી જેટલા નિશ્ચિત રીતે શ્રી હરિભદ્રના જ છે તે તેમણે પ્રમાણો સાથે જુદા તારવ્યા છે, તેમજ તે ગ્રંથોના વિષયનો ટૂંક પરિચય પણ આપ્યો છે. આમાં આજ સુધી નહિ નોંધાયેલા એવા પણ કેટલાક ગ્રંથોનો સમાવેશ થાય છે.[1] આ બન્ને યાદીઓને સામે રાખી મુનિ શ્રી પુણ્યવિજયજી સાથે પરામર્શ કરી અમે એક સ્વતંત્ર યાદી તૈયાર કરી છે. (જુઓ પરિશિષ્ટ ૬.)

આ. હરિભદ્રસૂરિના સાહિત્યના અવલોકન પરથી તેમણે આપેલા ફાળાની વિગતવાર ચર્ચા કરીએ તે પહેલાં એટલુ ટૂંકમાં નોંધવુ જરૂરી છે કે આગમોની ટીકા સંસ્કૃતમા રચનાર સૌથી પહેલા શ્રી હરિભદ્ર જ છે[2] જેમાં કોઈ મતનુ ખંડન ન હોતાં માત્ર તટસ્થભાવે

---

૧. દા. ત. ભાવનાસિદ્ધિ, આત્મસિદ્ધિ, અનેકાંતસિદ્ધિ, વર્ગકેવલિસૂત્ર વગેરે પરંતુ કેટલાક જે નિશ્ચિત રીતે શ્રી હરિભદ્રના કહી શકાય એમ છે એવા છૂટી પણ ગયા છે; જેમ કે યોગશતક, લઘુક્ષેત્રસમાસ વગેરે. (જુઓ પરિશિષ્ટ ૬)

૨. આગમગ્રંથો પરની જૂની ટીકાઓ, નિર્યુક્તિઓ, ભાષ્યો અને ચૂર્ણિઓ આ. હરિભદ્રના પહેલાં પ્રાકૃતમાં લખાયેલી મળે છે. નન્દીસૂત્ર પરની જિનદાસગણીની ચૂર્ણિ ઈ. સ. ૬૭૭માં પૂર્ણ થઈ હોવાનું મનાય છે. તે પણ પ્રાકૃતમાં જ છે. કોઈ પણ આગમગ્રંથ પર જૂની સંસ્કૃત ટીકા જાણમાં ન હોઈ એમ કહી શકાય કે આ ફેરફાર આ. હરિભદ્રથી જ શરૂ થયો હતો, જે ઉત્તરકાળમા પણ ચાલુ રહ્યો છે.

દર્શનોનું પ્રામાણિક નિરૂપણ જ હોય એવો ષડ્દર્શન પર ગ્રંથ લખનાર પણ સૌથી પહેલા તેઓ જ છે[1] એ જ રીતે તત્ત્વ-ચિંતન, આચાર ને યોગના વિષયમા તુલના તેમજ સમન્વય દ્વારા નિરૂપણ કરવાનુ પ્રસ્થાન ભારતીય વાઙ્મયમા તેમણે જ આરંભ્યુ છે

## વિશિષ્ટ ફાળો

આ હરિભદ્રના આતરિક જીવન યા વ્યક્તિત્વનો સ્પષ્ટ પરિચય કરવાનુ એકમાત્ર સાધન તે એમના ઉપલબ્ધ બધા જ ગ્રંથોનુ વિષયવાર વિગતથી તટસ્થભાવે અવલોકન કરવુ એ છે, પરંતુ અત્રે એવા સમગ્ર અવલોકનનો અવકાશ નથી, છતા તેમના વ્યક્તિત્વનો અધૂરો પણ સાચો અને સ્પષ્ટ પરિચય કરાવવો આવશ્યક છે એ દૃષ્ટિએ અમે તેમના કેટલાક ગ્રંથો પસંદ કરી તેમણે કથાકાર, તત્ત્વચિંતક, આચારમંશોધક અને યોગાભ્યાસી તરીકે તે તે વિષયમા કેવો વિશિષ્ટ ફાળો આપ્યો છે એ યથાસંભવ વિચારીશુ

કથાકાર

શ્રી હરિભદ્રને નામે એક કથાકોશ નામનો ગ્રંથ ઉલ્લેખાયેલ છે પણ તે ઉપલબ્ધ નથી, પરંતુ તેમની સમરાઇચ્ચકહા (સમરાદિત્યકથા) ઉપલબ્ધ છે આ કૃતિ પ્રાકૃતમા છે એની સુકુમાર શૈલી, ભાષાસૌષ્ઠવ તેમજ મુખ્ય વક્તવ્યને સ્પષ્ટ કરવા માટે સિદ્ધ કરાયેલી વસ્તુસંકલના એ બધુ તેમના વિશિષ્ટ કવિત્વનુ સૂચક છે[2]

---

૧ શ્રી હરિભદ્ર પહેલા કોઇએ આવુ નિરૂપણ કર્યાનું પ્રમાણ આજ સુધી જ્ઞાત નથી

૨ યાકોબીએ સમરાઇચ્ચકહાનુ સંપાદન કરેલુ છે તેમણે પોતાની અંગ્રેજી પ્રસ્તાવનામા તે કથાનું હાર્દ ને મહત્ત્વ દર્શાવેલ છે

શ્રી જિનવિજયજીએ કુવલયમાલા નામના લેખમા પ્રસંગવશ સમરાઇચ્ચકહાની યોગ્ય મુલવણી ટૂંકમા કરી છે (જુઓ, વસંત રજતસ્મારક ગ્રંથ પા ૨૬૨-૨૬૪)

જૈન પરંપરામાં કથાનુયોગ એ એક શાસ્ત્રનો પ્રકાર મનાયો છે. આગમિક સાહિત્યમાં આવતી કથાઓ ઉપરાંત પણ અનેકવિધ કથાઓ લખવાની પ્રણાલી શ્રી હરિભદ્ર પહેલાંથી પણ ચાલુ તો હતી જ. તરંગવતી, વસુદેવહિંડી, ધમ્મિલહિંડી, પઉમચરિય આદિ અનેક ચરિત કે કથાગ્રંથો રચાયેલાં, જેમાથી કેટલાક ઉપલબ્ધ પણ છે. પરંતુ એ બધામાં સમરાદિત્યકથાનું સ્થાન અનોખું છે. એક તો તેની ભાષા સરલ હોઈ સુબોધ છે, વર્ણનો કંટાળો આપે તેવાં લાંબા નથી અને અવાન્તર કથાઓ એવી રીતે ગૂંથાઈ છે કે જેથી મુખ્ય કથાવસ્તુનો સંબંધ વાચકના મનશ્ચક્ષુ સમીપ અવિચ્છિન્ન રહે છે અને ઉત્તરોત્તર રસ પોષાતો જાય છે. આવા જ લખાણોથી સુપ્રસિદ્ધ કવિ ધનપાલે તિલકમંજરીની પ્રસ્તાવનામાં તેની પ્રશંસા કરતા કહ્યું છે કે:

निरोद्धुं पार्यते केन समरादित्यजन्मन ।
प्रशमस्य वशीभूतं समरादित्यजन्मन ॥

અર્થાત્ સમરાદિત્યકથાના વાંચનથી ઉત્પન્ન થયેલ પ્રશમરસને વશ થયેલુ મન જયારે વૈર-વિગ્રહ આદિ ઉપાધિઓ ત્યજવા માંડે છે ત્યારે એ મનને કોઈ રોકી શકતુ નથી.

ધનપાલ પછી આ. હેમચંદ્રે પણ પોતાના કાવ્યાનુશાસનમા એને સકલકથા તરીકે ઓળખાવી છે.[૧] કવિ ધનપાલ પહેલાં પણ શ્રી હરિભદ્રના વિદ્યાશિષ્ય ઉદ્યોતનસૂરિએ તો જાણે સમરાદિત્યકથાના પ્રભાવથી પ્રેરાઈને જ પોતાની 'કુવલયમાલા' કથા રચી હોય એમ લાગે છે.[૨] સમરાદિત્યકથાનું મહત્ત્વ દિવસે દિવસે એટલુ બધુ વધતું ચાલ્યુ કે આગળ જતાં તેનો સંસ્કૃતમા સંક્ષેપ થયો અને ગુજરાતી ભાષામાં પણ સમરાદિત્યરાસ રચાયો.

---

૧. समस्तफलान्तेति वृत्तवर्णना समरादित्यादिवत् सकलकथा । કાવ્યાનુશાસન અ ૮. સૂ. ૮.

૨. જુઓ શ્રી જિનવિજયજીનો 'કુવલયમાલા' લેખ, વસંત સ્મારક ગ્રંથ, પા. ૨૬૨-૬૪.

૨૨ મા તીર્થંકર નેમિનાથ અને સાધ્વી રાજેમતી એ બન્ને પાત્રો જૈન પરંપરામા સુવિખ્યાત છે નેમ રાજેમતીના નવ ભવોની કથા પણ જાણીતી છે દરેક ભવમા એ બન્ને પતિપત્ની તરીકે સહજીવન ગાળે છે અને સત્પુરુષાર્થથી વિકાસ કરતા કરતા છેલ્લા નવમા ભવમા બ ને મુક્તિપદ સાધે છે આ નવે ભવમા બન્નેનો પુરુષાર્થ એકધારો વિકાસશીલ ને સ વાદી રહ્યો છે, જ્યારે સમરાદિત્યકથાના મુખ્ય બે પાત્રો રાજકુમાર ગુણસેન અને પુરોહિતપુત્ર અગ્નિશર્માની કથા જુદી જ રીતે શરૂ થાય છે આ બન્નેનુ નવ ભવમા એક યા બીજી રીતે સાહચર્ય સધાય છે, પણ તે સ વાદમા પરિણમતુ નથી

પોતાની બેડોળ આકૃતિની ગુણસેને વાર વાર કરેલ મશ્કરીથી ક ટાળી અગ્નિશર્મા તાપસ બને છે જેથી બીજા જ મે એવી વિડ બના સહવી ન પડે કાલાતરે ગુણસેનને અગ્નિશર્માનો મેળાપ થાય છે ગુણસેન પોતાના અપરાધની માફી માગી અગ્નિશર્માને માસોપવાસને પારણે પોતાને ત્યા ભિક્ષા લેવા આગ્રહપૂર્વક નિમ ત્રે છે માસાતે અગ્નિશર્મા ત્યા જાય છે, પણ એક યા બીજા કારણે તેના પ્રત્યે ધ્યાન અપાતુ નથી આમ વાર વાર બનવાથી અગ્નિશર્મા ક્રોધે ભરાઈ જન્મોજન્મ ગુણસેનનુ વેર લેવા સ કલ્પ કરે છે જ્યારે ગુણસેન સાધુ બને છે ત્યારે દેવયોનિમા ગયેલ અગ્નિશર્માનો જીવ વૈરવૃત્તિને કારણે તેના પર અગ્નિકણ વર સાવી તેનો જીવ લે છે, પર તુ ગુણસેન જરાય રોષ લાવ્યા સિવાય ક્ષમાથી બધુ સહી લે છે આમ એક પછી એક જન્મમા અગ્નિશર્માનો જીવ ગુણસેનના જીવનો ઘાત કરે છે, પણ તે તો ક્ષમાપૂર્વક સહી લે છે અને એ રીતે ઉત્કર્ષ પામતા મુક્તિ મેળવે છે, જ્યારે અગ્નિશર્માનો આત્મા અધોગતિ પામે છે

આ રીતે સત્કર્મ તેમજ સત્પુરુષાર્થનુ અને અસત્કર્મ તેમજ અસત્પુરુષાર્થનુ ફળ કેવુ હોય એ મુખ્ય વક્તવ્યને દર્શાવવા

શ્રી હરિભદ્રે ગુણસેન અને અગ્નિશર્માના નવ ભવની કથા અવાન્તર આખ્યાનો તેમજ પ્રાસંગિક સુભાષિતો અને ઉપદેશો સાથે એવી સચોટ શૈલીએ રચી છે કે તે વાંચનારનું ચિત્ત જીતી જ લે છે. તેથી જ એના પ્રત્યે અર્વાચીન વિદ્વાનો પણ આકર્ષાય છે.

શ્રી હરિભદ્રે જયારે પ્રજ્ઞાપના, દશવૈકાલિક. અનુયોગદ્વાર આદિ જૈન આગમો પર સર્વપ્રથમ સંસ્કૃત ટીકા લખવાનું શરૂ કર્યું ત્યારે તો તેમને પૂર્વાચાર્યવિરચિત આગમોની સંસ્કૃતમાં માત્ર સમજૂતી જ આપવાની હતી. તેથી તેમાં તેમની કોઈ વિષયગત નવતા ન દેખાય તે સમજી શકાય એમ છે, પરંતુ જયારે તેઓએ તત્ત્વચિતન અને આચારના એક કે અનેક મુદ્દાઓને લઈ સ્વતંત્ર-પણે તેના ઉપર વિચારવા અને લખવા માંડ્યું ત્યારે તેમાં તેમનું વ્યક્તિત્વ તદ્દન નિરાળી રીતે ઊપસી આવતુ દેખાય છે. પ્રથમ તત્ત્વચિતનને લઈ આ વિધાન સ્પષ્ટ કરીએ. તત્ત્વજ્ઞાનને લગતા એક કે અનેક પ્રશ્નો પર આ. હરિભદ્રે એકંદર લખ્યુ છે ઘણું, પણ એમના વિશિષ્ટ ફાળાનો સ્પષ્ટ ખ્યાલ આપવા માટે અહીં એવાં લખાણોને ત્રણ ભાગમાં વહેંચી નાખીશું : પહેલા ભાગમા અનેકાંતજયપતાકા જેવા, બીજામાં શાસ્ત્રવાર્તાસમુચ્ચય જેવા અને ત્રીજામાં ષડ્દર્શનસમુચ્ચય જેવા ગ્રંથો આવે.

તત્ત્વચિંતક

અનેકાંતજયપતાકામા આ. હરિભદ્ર જૈન પરંપરાના પ્રાણભૂત ગણાતા અનેકાંતવાદનું તર્કપુરસ્સર સ્થાપન કરે છે અને સાથે સાથે બીજા પ્રસિદ્ધ એવા એકાંતવાદોનું[૧] નિરસન કરે છે, એટલું જ નહિ, એ નિરસનમાં ગર્ભિત રીતે ઇતર વાદો પર વિજય મેળવવાની વૃત્તિ હોય તેમ પણ એ 'જયપતાકા' શબ્દથી

૧. જેમકે એકાંત-નિત્યત્વવાદ, એકાંત-અનિત્યત્વવાદ, એકાંત-સત્-વાદ, એકાંત-અસત્વાદ વગેરે

તેમજ એ પ્રથમાં વપરાયેલા 'શઠોક્તિ' જેવા શબ્દોથી લાગે છે ન્યાયસૂત્રના પ્રણેતા અક્ષપાદે તત્ત્વનિર્ણયને સાચવવા અને સ્થિર રાખવા માટે જલ્પકથા અને વિતંડાકથાની આવશ્યકતાનું સમર્થન કરતાં કહ્યું છે કે જેમ ઊગતા છોડને સાચવવા માટે કાંટાની વાડ પણ જરૂરી છે, તેમ અધ્યાત્મક્ષેત્રે પણ તત્ત્વનિર્ણયની સ્થિરતા માટે વિજયકથા અને માનખંડનપરાયણ ચર્ચા—વિતંડા સુધ્ધાં આવશ્યક છે.[1] અક્ષપાદે આ વિધાન કર્યું એ કંઈ આકસ્મિક નથી એની પૂર્વે કેટલીય શતાબ્દીઓ થયાં ભિન્ન ભિન્ન દાર્શનિકોમાં જલ્પકથા અને વિતંડાકથા ચાલતી. નાગાર્જુન જેવા શૂન્યવાદી વિદ્વાનોએ કરેલ પરીક્ષાઓ અને વિગ્રહ અર્થાત્ ખંડનનું વલણ જોતાં એમ લાગે છે કે દાર્શનિક માનસ ધીરે ધીરે વિતંડા તરફ પણ વધ્યે જતું હતું.[2] વળી અક્ષપાદ પછીના ઉદ્યોતકર આદિ જેવાના નિબંધો[3] સ્પષ્ટ સૂચવે છે કે પ્રકાંડ પંડિતો પણ વિજયકથામાં વધારે રસ લેતા. દાર્શનિક ગોષ્ઠીઓમાં તત્ત્વજિજ્ઞાસાપ્રધાન વાદકથાનું[4] સ્થાન ન હતું એમ નહિ, પરંતુ એ સ્થાન જલ્પ અને વિતંડાકથા કરતાં કંઈક ગૌણ થઈ જતું અને વિરલ પણ થઈ જતું. આવી દાર્શનિક પંડિતોની અધ્યયન અધ્યાપન તેમજ ચિંતન, મનન અને લેખનની પ્રણાલીમાં ઊછરનાર અને અધ્યયન કરનાર ગમે તેવો વિદ્વાન હોય તોય એકાએક તે જલ્પ અને વિતંડાથી

---

૧ 'तत्त्वाध्यवसायसंरक्षणाय जल्पवितण्डे, बीजप्ररोहसंरक्षणार्थं कण्टकशाखावरणवत् ।' न्यायसूत्र ४ २ ५०

૨ જુઓ પં. સુખલાલજીનો લેખ 'તત્ત્વોપપ્લવસિંહ', ભારતીય વિદ્યા ભા. ૨ અં. ૧માં તથા નાગાર્જુનકૃત 'માધ્યમિકકારિકા' અને 'વિગ્રહવ્યાવર્તિની'

૩ ન્યાયવાર્તિક ન્યાયમંજરી આદિ

૪ વાદ જલ્પ અને વિતંડાના અર્થ અને ઇતિહાસ માટે જુઓ પં. સુખલાલજી સંપાદિત પ્રમાણમીમાંસા-ભાષાટિપ્પણ પૃ.

તદ્દન અલિપ્ત રહી શકે અને વાદકથામા જ રસ લે એવી આશા કાંઈક વધારે પડતી ગણાય. વિચાર કરતાં એમ લાગે છે કે શ્રી હરિભદ્રે જ્યારે અનેકાંતજયપતાકા લખી ત્યારે દાર્શનિક બહુમુખી વિદ્વત્તા હોવા છતાં તેમનુ માનસ કાંઈક અંશે પ્રતિવાદીઓ ઉપર વિજય મેળવવા ભણી વળેલુ. તેથી જ તેમણે પ્રતિવાદીઓની ઉક્તિઓને 'શઠોક્તિ' જેવા વિશેષણથી નિર્દેશી છે[1] અને પોતાના પક્ષની ચર્ચાને 'જયપતાકા' તરીકે બિરદાવી છે. આમ છતા અનેકાંતજયપતાકામા તેમનુ સૂક્ષ્મ ચિંતન કે બહુશ્રુતપણુ જરાય ઊતરતી કક્ષાનુ નથી

પરંતુ આ. હરિભદ્રનો આત્મા સ્થિતિચુસ્ત નથી. તેમને જેમ જન્મસિદ્ધ વૈદિક પરંપરાનો ત્યાગ અને શ્રમણત્વનો સ્વીકાર કરવામા વાર ન લાગી તેમ તેમને પોતાની વિજિગીષુ વૃત્તિ દબાવી તત્ત્વજિજ્ઞાસુ વાદકથાનો આશ્રય લઈ દાર્શનિક ચર્ચા કરતાં જરાય સંકોચ ન થયો. તેથી તેમણે શાસ્ત્રવાર્તાસમુચ્ચય જેવા ગ્રંથો રચવામાં એ જ વાદકથા અગર તેમની પોતાની પરિભાષામાં કહીએ તો ધર્મકથાનો[2] આશ્રય લીધો. અનેકાંતજયપતાકામાં ચર્ચાનો વિષય તો જૈનપરંપરાસંમત અનેકાંત જ છે, અને શાસ્ત્રવાર્તાસમુચ્ચયમાં પણ દૃષ્ટિ તો અનેકાંતની જ છે. એમા આત્મતત્ત્વ અને તેને સ્પર્શ કરતા અનેક નાના મોટા મુદ્દાઓની અનેકાંતદૃષ્ટિએ સ્થાપના છે. એ સ્થાપના કરતી વખતે શ્રી હરિભદ્રે જૈન દૃષ્ટિથી જુદા પડતા જૈનેતર વૈદિક અને બૌદ્ધ બધા જ વાદોની તલસ્પર્શી સમીક્ષા કરી છે. આ સમીક્ષામા તેમણે અનેકાંતજયપતાકાની પેઠે તાર્કિક પદ્ધતિનો ઉપયોગ તો કર્યો છે, પરંતુ એમાં એમણે ઇતર વાદીઓ પ્રત્યે જે ઉદારવૃત્તિ અને મહાનુભાવતા દર્શાવી

---

૧. જુઓ અનેકાંતજયપતાકા—शठोक्तिभिर्मोहितान् जडान् (શ્લો. ૧, तुच्छकवाद् वा शठोक्तीनाम् (શ્લો. ૭), शठोक्तिविमूढा-(શ્લો. ૯)

૨. જુઓ અષ્ટકપ્રકરણ, ૧૨મું વાદાષ્ટક.

છે તે આ હરિભદ્ર પહેલાના કે પછીના કોઈ પણ જૈન કે જૈનેતર વિદ્વાને કરેલી દાર્શનિક સમીક્ષામા ભાગ્યેજ દેખાય છે[1] અનેકાતજયપતાકામા જે એકાતવાદોને તેમણે શદાક્તિ તરીકે ઓળખાવેલ તે જ વાદોના પ્રસિદ્ધ પુરસ્કર્તા કપિલ, બુદ્ધ, પતજલિ જેવા અનેક આચાર્યોને શાસ્ત્રવાર્તાસમુચ્ચયમા દિવ્ય, મહાત્મા, મહામુનિ જેવા વિશેષણોથી પ્રશસીને કહ્યુ છે કે આવા ઋષિઓ મૃષા ન નિરૂપે આમ કહી તેમણે કપિલ, બુદ્ધ જેવા પ્રવર્તકોના તે તે મત યોનુ હાર્દ પોતાના સિદ્ધાત સાથે અવિસવાદી બને એ રીતે તારવવા પ્રયત્ન કર્યો છે

બૌદ્ધ વિદ્વાન ધર્મકીર્તિ અને શાતરક્ષિતે પણ વિરોધી વાદોની સમીક્ષા તો કરી છે, પરતુ તેમણે એકેય સમીક્ષામા બૌદ્ધ કે બૌદ્ધેતર વાદોનો આ હરિભદ્રની પેઠે સમન્વય કર્યો નથી શાતરક્ષિત 'તત્ત્વસગ્રહ'મા સાખ્યસમત પ્રકૃતિવાદની અને કૂટસ્થનિત્યવાદની પરીક્ષા કરે છે, પરતુ તે માત્ર સાખ્યમતના ખડન પૂરતી છે, જ્યારે આ હરિભદ્ર સાખ્યમતની સમીક્ષાને અતે પ્રકૃતિવાદનુ જે રહસ્ય દર્શાવે છે તે જૈનસમત કર્મપ્રકૃતિ વાદની યાદ આપના માવે દૂર ભૂતકાળમા એ બન્ને વાદો પાછળ કોઈ સમાન ભૂમિકા હોવાનુ સૂચન કરે છે તેઓ કહે છે કે 'જેમ જૈન દૃષ્ટિએ મૂર્ત કર્મ અને અમૂર્ત આત્માનો સબધ ઘટે છે તેમ સાખ્યસમત પ્રકૃતિવાદ પણ સત્ય સમજવો, કારણ કે તે કપિલે નિરૂપ્યો છે અને કપિલ તો દિવ્ય મહામુનિ છે'[2]

---

૧ ઉદયનાચાર્ય કુસુમાજલિના પ્રારભમા ઈશ્વરોપાસના વિશે લખતા જુદા જુદા પક્ષોના વચનોનો સમન્વય કર્યો છે તે નોધપાત્ર છે

૨ मूर्तयाऽप्यात्मनो योगो, घटेन नभसो यथा ।
उपघातादिभावश्च, ज्ञानस्येव सुरादिना ॥
एवं प्रकृतिवादोऽपि विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्वतश्चैव, दिव्यो हि स महामुनिः ॥
—શાસ્ત્રવાર્તાસમુચ્ચય, શ્લોક ૨૩૬, ૩૭

ઉદ્યોતકર[1] જેવા નૈયાયિકોએ ઈશ્વરકર્તૃત્વવાદનું સમર્થન કર્યું છે, પણ તેમણે એની બીજી વિરોધી બાજુનો કોઈ સમન્વય નથી દર્શાવ્યો. એ જ રીતે શાંતરક્ષિતે ઈશ્વરકર્તૃત્વવાદનું નિરસન કરતાં તેની બીજી બાજુ પ્રત્યે જરાય સહાનુભૂતિ દર્શાવી નથી, જયારે આ. હરિભદ્ર ઈશ્વરકર્તૃત્વવાદની સમીક્ષા જુદી જ ભૂમિકા પર રહી કરે છે. તેઓ, ઈશ્વર સૃષ્ટિનો કર્તા નથી એ સ્વમતનું સમર્થન કરવા છતા કઈ દૃષ્ટિએ ઈશ્વરને કર્તા કહી કે માની શકાય અગર તેની ઉપાસના કરી શકાય એ રહસ્ય પણ દર્શાવે છે. તેઓ કહે છે: 'સાધુપુરુષોએ ઈશ્વરકર્તૃત્વવાદને આ રીતે યુક્ત માન્યો છે. ઈશ્વર એટલે પરમાત્મા. તેણે કહેલ વ્રતોનું આસેવન કરવાથી મુક્તિ પમાય છે અને આસેવન ન કરવાથી સંસારમાં ભટકવું પડે છે. આથી કરીને નિમિત્તરૂપે ઈશ્વરનું કર્તૃપણું માનવામાં કોઈ દોષ નથી. જે શ્રદ્ધાળુઓ પરમેશ્વરને કર્તા માની શાસ્ત્રવાક્યોમાં શ્રદ્ધા સેવે છે તેમની મનોવૃત્તિ અને અધિકારને ધ્યાનમાં રાખી કર્તૃત્વવાદનો ઉપદેશ કરવામાં આવેલો છે. વળી આત્મા પોતે જ ખરી રીતે શક્તિધામ હોવાથી ઈશ્વર છે, અને આત્મા તો કર્તા છે જ, તેથી કર્તૃત્વવાદ ઘટી શકે વળી શાસ્ત્રકારો નિઃસ્પૃહ અને ઉપકારપરાયણ હોય છે, તો તે યુક્તિવિરુદ્ધ શા માટે બોલે? આથી કરી તેઓના વક્તવ્યનું તાત્પર્ય હિતૈષી પુરુષે તર્કશાસ્ત્રને અનુસરી શોધવું જોઈએ.'[2] આમ કહી તેઓ ઈશ્વરના કર્તૃપણાની બાબતમાં અનેકાંતદૃષ્ટિ વિકસાવે છે.

---

૧ જુઓ ન્યાયસૂત્ર ૪, ૧, ૧૯-૨૧ પરનું ન્યાયવાર્તિક.

૨ ततश्चेश्वरकर्तृत्ववादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन, यथाऽऽहुः शुद्धबुद्धयः ॥
ईश्वरः परमात्मैव, तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्ता स्याद् गुणभावतः ॥

એ જ રીતે ધર્મકીર્તિ[1] અને શાંતરક્ષિતે જૈનસંમત સ્યાદ્વાદ કે અનેકાંતદૃષ્ટિની સમીક્ષામાં પોતાનાથી ભિન્ન એવા દૃષ્ટિબિંદુનો મર્મ શોધી સમન્વય કરવા કોઈ પ્રયત્ન કર્યો નથી, જ્યારે આ હરિભદ્રે વિજ્ઞાનવાદી અને શૂન્યવાદી બૌદ્ધ મંતવ્યની સમીક્ષા કરવા છતાં એક અતિગંભીર અને સૂક્ષ્મદર્શી દાર્શનિકને શોભે તેવી ભાષામાં વિજ્ઞાનવાદ અને શૂન્યવાદનું રહસ્ય બતાવવા સાથે તેના પુરસ્કર્તા તરીકે સંમાનિત એવા તથાગત પ્રત્યે હાર્દિક બહુમાન દર્શાવ્યું છે. તેઓ કહે છે 'ક્ષણિકવાદની પેઠે વિજ્ઞાનવાદ પણ બુદ્ધે આસક્તિ અને બાહ્યાર્થપરાયણતા નિવારવા માટે યોગ્ય અધિકારીઓ પર કરુણા કરી ઉપદેશ્યો છે, કેમકે બુદ્ધ જેવા મહામુનિનો ઉપદેશ રહસ્ય વિનાનો ન હોઈ શકે. વળી બુદ્ધે શૂન્યવાદ ઉપદેશેલ કહેવાય છે, તે પણ ખાસ પ્રકારના અધિકારીઓના હિતની દૃષ્ટિએ, એમ સમજાય છે'[2] શંકરાચાર્યે બીજા અનેક

सदनासेवनादेव, यस्मात्संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्तृत्वं, कल्प्यमानं न दुष्यति ॥
कर्ताऽयमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
अतस्तदानुगुण्येन, तस्य कर्तृत्वदेशना ॥
परमैश्वर्ययुक्तत्वान्मत आत्मैव चेश्वरः ।
स च कर्तेति निर्दोषः कर्तृवादो व्यवस्थितः ॥
शास्त्रकारा महात्मानः प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसंप्रवृत्ताश्च कथं तेऽयुक्तभाषिणः ॥
अभिप्रायस्ततस्तेषां सम्यग्मृग्यो हितैषिणा ।
न्यायशास्त्राविरोधेन यथाऽऽह मनुरप्यदः ॥

—શાસ્ત્રવાર્તાસમુચ્ચય શ્લોક ૨૦૩ ૯

१ प्रमाणवार्तिक ३, १८०–८२
२ कार्ये स्वभिदपायेदमेतन्नाप्याप्तये ।
दर्शितं श्रावकेभ्यः बुद्धेनोर्ध्वं न स्मृतम् ॥

વિરોધી દ્વૈતવાદીઓના વાદોની પેઠે જૈનસંમત અનેકાંતવાદની પણ પર્યાલોચના કરી છે.[1] તેમણે એ પર્યાલોચનામાં કેવળ શાબ્દિક વિરોધની ભૂમિકાનો આશ્રય લઈ વિજિગીષુ કથા કરી છે, જ્યારે આ. હરિભદ્રે ઔપનિષદ અદ્વૈતમતની સમાલોચના કરતી વખતે જૈન દ્વૈતવાદનું સ્થાપન કરવા છતાં અદ્વૈતનું રહસ્ય શું હોઈ શકે એ પોતાની દૃષ્ટિએ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. તેઓ જણાવે છે કે 'સર્વત્ર સમભાવ કેળવવાના ઉદ્દેશથી અદ્વૈતનો ઉપદેશ છે.'[2] એમ લાગે છે કે જેમ જેમ શ્રી હરિભદ્ર નવનવા દાર્શનિક ગ્રંથો લખવા પ્રેરાતા ગયા તેમ તેમ તેમનામાં મધ્યસ્થ[3] વલણનો અને તેને પરિણામે એક પ્રકારની વિશિષ્ટ પ્રજ્ઞાનો પણ ઉદય થયો. તેથી જ કદાચ તે સમયે દાર્શનિક

---

विज्ञानमात्रमप्येवं, बाह्यसङ्गनिवृत्तये ।
विनेयान् कांश्चिदाश्रित्य, यद्वा तद्देशनाऽर्हत. ॥
न चैतदपि न न्याय्यं, यतो बुद्धो महामुनि· ।
सुवैद्यवद्विना कार्यं द्रव्यासत्यं न भाषते ॥
एवं च शून्यवादोऽपि, तद्विनेयानुगुण्यतः ।
अभिप्रायत इत्युक्तो, लक्ष्यते तत्त्ववेदिना ॥

—શાસ્ત્રવાર્તાસમુચ્ચય, શ્લોક ૪૬૪-૬૬ અને ૪૭૬

૧. શાંકરભાષ્ય ૨, ૨, ૩૩-૩૬.

૨. अन्ये व्याख्यानयन्त्येवं समभावप्रसिद्धये ।
अद्वैतदेशना शास्त्रे, निर्दिष्टा न तु तत्त्वतः ॥

—શાસ્ત્રવાર્તાસમુ, શ્લો. ૫૫૦.

૩. पक्षपातो न मे वीरे न द्वेष कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य तस्य कार्यः परिग्रह· ॥

—લોકતત્ત્વનિર્ણય, શ્લો. ૩૮.

आत्मीय. परकीयो वा क सिद्धान्तो विपश्चिताम् ।
दृष्टेष्टाबाधितो यस्तु युक्तस्तस्य परिग्रह. ॥

—યોગબિંદુ, શ્લો. ૫૨૫.

ક્ષેત્રમાં પ્રચલિત ખંડનાત્મક વાદવિવાદો તેઓને શુષ્ક, નિરર્થક[1] અને મૂળ ધ્યેયને વિઘાતક લાગ્યા હોય ગમે તેમ હો, પણ એટલું તો નિશ્ચિત છે કે આ હરિભદ્રે ભિન્ન ભિન્ન વાદોના ખંડન માનમાં ન પડતાં પોતાને જે સત્ય પ્રતીત થયું તેની સાથે એ બધા વાદો કઈ રીતે અવિસંવાદી બની શકે એ દર્શાવવાની કળા તો સાધી જ છે, અને એ રીતે તત્ત્વચિંતન તથા નિરૂપણનો એક વિધાયક માર્ગ સૂચવ્યો છે

દાર્શનિક ક્ષેત્ર પરત્વે આ હરિભદ્રનો, શબ્દદેહે નાનો છતાં અર્થદેહે અતિ મહત્ત્વનો એવો, ફાળો છે ષડ્દર્શનસમુચ્ચય આ હરિભદ્ર પહેલાના અને પછીના વિશિષ્ટ જૈન જૈનેતર આચાર્યોએ પોતપોતાના ગ્રંથોમાં લગભગ બધા જ ભારતીય દર્શનોની પર્યાલોચના કરી છે, પણ તે પર્યાલોચનાની ભૂમિકા પોતપોતાના મતનું સમર્થન અને પરમતનું નિરાકરણ કરવા પૂરતી જ રહી છે, નહિ કે સર્વ દર્શનોનું માન પ્રતિપાદનાત્મક સમભાવી નિરૂપણ અલબત્ત, શ્રી હરિભદ્ર પહેલાં સિદ્ધસેન દિવાકરે આ દિશામાં પ્રારંભ કરેલો,[2] પણ શ્રી હરિભદ્રે એ પ્રારંભને યોગ્ય રીતે વિક સાવ્યો છે એમણે ષડ્દર્શનસમુચ્ચયમાં કોઈ પણ એક મતનું

---

[1] वादमन्थास्तत्वकारणम् ॥ યોગબિંદુ શ્લો. ૬૧

वादांश्च प्रतिवादांश्च वदन्तो निश्चितास्तथा ।
तत्त्वान्त नैव गच्छन्ति तिलपीलकवद्गतौ ॥
मुक्त्वाऽतो वादसंघट्टमध्यात्ममनुचिन्त्यताम् ।
नाविधूते तमःस्कन्धे ज्ञेये ज्ञानं प्रवर्तते ॥

—યોગબિંદુ શ્લો. ૬૭, ૬૯

આ બંને શ્લોકો ચરકસંહિતા (સૂત્રસ્થાન અધ્યાય ૨૫, શ્લોક ૨૭ ૨૮ ) માં અક્ષરશ મળે છે

[2] જુઓ તેમની બત્રીશી નં ૯ ૧૨ ૧૪ ૧૫ ઇત્યાદિ અને ગુજરાતી સંમતિપ્રકરણ પા ૧૮૭

સ્થાપન અને બીજાનું ઉત્થાપન કરવાની દૃષ્ટિ ન રાખતાં છયે દર્શનોને માન્ય એવા મૂળ મૂળ તત્ત્વોનું પ્રામાણિક નિરૂપણ કર્યું છે. એટલું જ નહિ, પણ તેમણે આખા દાર્શનિક જગતમાં અવગણાયેલ એવા ચાર્વાક મતની પણ એક દર્શન તરીકે ગણના કરી છે આમ ષડ્દર્શનસમુચ્ચય એ આ. હરિભદ્રની એક અનોખી સૂઝનો સચોટ પુરાવો છે અને ભારતીય દર્શનસાહિત્યના ઇતિહાસમાં પણ એ એક વિશિષ્ટ રચના બની રહે છે.

આચાર સંશોધન

તત્ત્વચિંતનની પેઠે આચારનો વિષય લઈને પણ આચાર્ય હરિભદ્રે ભિન્ન ભિન્ન દૃષ્ટિથી નવું તેમજ વિશિષ્ટ સર્જન કર્યું છે. એવા સર્જનને અહીં ત્રણ ભાગમાં વહેંચી શકાય.

પહેલા પ્રકારના સાહિત્યમાં નિર્ગ્રંથ પરંપરામાં પરાપૂર્વથી ચાલ્યા આવતા ગૃહસ્થ અને યતિધર્મનું સંક્ષેપ તેમજ વિસ્તારથી વાચક ઉમાસ્વાતિના તત્ત્વાર્થ, પ્રશમરતિ આદિ જેવા ગ્રંથોની પેઠે નિરૂપણ કરવામાં આવ્યું છે. આવું સાહિત્ય નિર્માણ કરવા પાછળ આ. હરિભદ્રની દૃષ્ટિ એ રહી લાગે છે કે જેઓ આગમકાલીન અને ઉત્તરકાલીન જૈન પરંપરાના નિવૃત્તિલક્ષી આચારોનું અધ્યયન કે પરિશીલન કરવા ઇચ્છે તેમને નાના મોટા પ્રકરણ દ્વારા તેની સામગ્રી પૂરી પાડવી. આ પ્રકારના સાહિત્યમાં વિંશિકાઓ, પંચવસ્તુ, પંચાશક, શ્રાવકપ્રજ્ઞપ્તિ જેવા ગ્રંથો આવે છે.

આચાર્ય હરિભદ્રે આચારવિષયક સાહિત્યનો જે બીજો પ્રકાર ખેડ્યો છે તે ઐતિહાસિક તેમજ જૈન સંસ્કૃતિની દૃષ્ટિએ વિશેષ મહત્ત્વ ધરાવે છે. તેમના પહેલાં જ નિર્ગ્રંથ પરંપરામાં નિવૃત્તિલક્ષી આચારમાં શિથિલતા અને વિકૃતિઓ પ્રવેશી હતી[1] અને તેમના સમય સુધીમા વધારે તીવ્ર પણ બની ગઈ હતી.[2]

---

૧ ઉત્તરાધ્યયન અ ૧૭ તેમજ સૂત્રકૃતાંગ ૧, ૭.

૨. જુઓ સંબોધપ્રકરણ, પા. ૧૩-૧૮

આ બધી વિકૃતિઓનુ આ હરિભદ્રે સબોધપ્રકરણ જેવા ગ્રથોમા વિસ્તૃત વર્ણન કર્યું છે જે તત્કાલીન નિર્ગ્રંથ સઘની સ્થિતિનુ સ્પષ્ટ પ્રતિબિબ પાડે છે તેઓ જણાવે છે કે "જૈન સાધુઓ ચૈત્યમા અને મઠમા રહે છે, પોતાની જાત માટે દેવ દ્રવ્યનો ઉપયોગ કરે છે, વિવિધ રગના સુગધી વસ્ત્રો પહેરે છે, આહાર માટે ખુશામત કરે છે, પૈસાને માટે અગઉપાગ વગેરે સૂત્રો શ્રાવકોની સામે વાચે છે, ગુણવત જનો તરફ દ્વેષ રાખે છે, પૈસા આપીને નાના બાળકોને ચેલા કરવા માટે વેચાતા લે છે, મુગ્ધજનોને ઠગે છે, જતર મતર કરે છે, વ્યાજવટ્ટુ તેમજ ધીરધાર કરે છે, પોતાને માટે વસ્ત્ર, પાત્ર અને દ્રવ્ય પોતાના ગૃહસ્થોને ઘરે ભેગુ કરાવે છે, ચેલાઓ માટે પરસ્પર લડી મરે છે" ઇત્યાદિ અતમા તેઓ જણાવે છે કે "આ સાધુઓ [illegible] નથી, પણ પેટભરાઓનુ પેડુ છે અને જેઓ એમ કહે છે કે આ સાધુઓ તીર્થંકરનો વેશ પહેરે છે માટે વદનીય છે તેઓ ધિક્કારને પાત્ર છે—આ શિરશૂળની વાતનો પોકાર કોની પાસે કરીએ?"[1] ઇત્યાદિ

આ હરિભદ્રે જે કટુક સત્યનુ આલેખન કર્યું છે તે ઉપરથી તેમની શુદ્ધ ધર્મ પ્રત્યેની સમજણ અને રુચિ કેવા હતાં તે સ્પષ્ટ થાય છે પરતુ તેઓ વિકૃતિઓનું વર્ણન માત્ર કરી ચૂપ નથી રહ્યા; તેમણે એ વિકૃતિઓ નિવારવાના વિધાયક ઉપાયો પણ દર્શાવ્યા છે દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય આદિનો કેવી રીતે ઉપયોગ કરવો એ દર્શાવતા તેઓ કહે છે કે "જિનદ્રવ્ય તો જિનપ્રવચનની વૃદ્ધિ કરનારુ, જ્ઞાનગુણ અને દર્શનગુણની પ્રભાવના કરનારુ મગલ દ્રવ્ય છે, શાસ્ત્રતદ્રવ્ય છે અને નિષિદ્ધ દ્રવ્ય છે" એ જ રીતે શ્રાવકોને આગમની સૂક્ષ્મ વાતોના અનધિકારી ઠરાવવા અને સૂત્રો

૧ જુઓ સબોધપ્રકરણ પા ૧૩-૧૮ તથા તેના સારભાગ
૫ બેચરદાસ કૃત 'જૈનદર્શન'ની પ્રસ્તાવના પા ૧૩-૧૪
૨ [illegible] ૪ [illegible] ૬૧ [illegible]

વાંચીને તેઓ પાસેથી પૈસા લેવા એ તો સર્વથા અનુચિત છે.[1]"
આ ઉપરાંત પોતાના પંચવસ્તુ, ષોડશક, અષ્ટક આદિ ગ્રંથોમાં તેમણે જિનપૂજા, જિનબિંબપ્રતિષ્ઠા, જિનગૃહ, જૈનદીક્ષા, જૈન-સાધુની ભિક્ષા વગેરે અનેક વિષયો પર પોતાનાં સ્પષ્ટ મંતવ્યો દર્શાવ્યા છે.

તેમના આચાર સંબંધી સાહિત્યનો ત્રીજો પ્રકાર એ એક રીતે ઉપર બતાવેલ બન્ને પ્રકારોથી તેની મૌલિકતાને કારણે જુદો પડે છે. આ. હરિભદ્ર પહેલાં ઠેઠ આગમકાળથી નિર્ગ્રંથ પરંપરાને તેમાં પ્રવેશેલી વિકૃતિઓથી બચાવવા તેમજ નવી વિકૃતિઓથી સાવધાન રાખવા શ્વેતાંબર-દિગંબર પરંપરામાં જુદી જુદી રીતે અનેક ગ્રંથો રચાતા તો આવેલા જ,[2] પરંતુ અમે જાણીએ છીએ ત્યાંલગી એવા બધા ગ્રંથો મુખ્યપણે સાધુસંઘને ઉદ્દેશીને જ લખાતા.

આ. હરિભદ્ર પહેલાં ગૃહસ્થવર્ગને ઉદ્દેશી પ્રવૃત્તિધર્મનું વિધાન કોઈ જૈનાચાર્યે સ્વતંત્રપણે કર્યાનું પ્રમાણ હજી સુધી જ્ઞાત નથી. આ બાબતમાં તેમણે પહેલ કરી છે. શ્રાવકધર્મ સ્વીકારનાર ગૃહસ્થે શેનો શેનો ત્યાગ કરવો અને એ પરિમિત ત્યાગને શુદ્ધ રાખવા તેમજ પોષવા તેણે કેવા કેવા અતિચારોથી બચવું, જીવન ટકાવવા કેવી કેવી મર્યાદાઓ બાંધવી વગેરે તો પહેલેથી જ અણુવ્રત, શીલવ્રત આદિ દ્વારા નિરૂપાતું ચાલ્યું આવતું. પરંતુ આ. હરિભદ્રે જોયું કે સાધુધર્મની નિવૃત્તિ અને પ્રવૃત્તિ બન્નેના વિધાનો તો જૈન આચાર-ગ્રંથોમાં છે, જ્યારે ગૃહસ્થવર્ગ માટે માત્ર નિવૃત્તિલક્ષી વર્ણનો છે, પ્રવૃત્તિલક્ષી સીધું વિધાન કરનાર કોઈ ગ્રંથ નથી આ. હરિભદ્ર મૂળે બ્રાહ્મણ અને તે પણ વેદ, સ્મૃતિ, પુરાણ, દર્શન આદિના નિષ્ણાત પંડિત. તેથી વૈદિક પરંપરાના ધર્મસૂત્રો તેમજ સ્મૃતિગ્રંથોમા આવતાં ગૃહસ્થાશ્રમને લગતાં પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં વિધાનો તેમની સામે

---

૧. સંબોધપ્રકરણ પા. ૧૩ ગા ૨૬-૨૭

૨ સૂત્રકૃતાંગ, ઉત્તરાધ્યયન આદિ.

હતા જ તે સાથે જ નિર્ગ્રંથ સાહિત્યમા મળતા ગૃહસ્થધર્મના વિધાનો પણ તેમના જોવામા આવ્યા બન્નેની તુલના કરતા તેમને જણાયુ હોવુ જોઈએ કે ગૃહસ્થવર્ગ એ સમગ્ર સમાજનુ મધ્ય બિંદુ છે બધા આશ્રમો છેવટે એની આસપાસ ગોઠવાય છે અને વિકસે છે એવા ગૃહસ્થવર્ગ માટે કેવળ આ ન કરવુ, તે ન કરવુ ઇત્યાદિ વિધાનો એ જીવનધર્મ માટે પૂરતા નથી જો નિવૃત્તિપરાયણ માનુમ ઘ માટે પણ તેને યોગ્ય પ્રવૃત્તિના વિધાનો આવશ્યક છે તો ગૃહસ્થવર્ગ માટે તો એવા સ્પષ્ટ અને વ્યવસ્થિત પ્રવૃત્તિ વિધાનોની તેથીય વધારે આવશ્યકતા છે આવા વિચારથી જ જાણે તેમણે ધર્મબિંદુપ્રકરણની રચના કરી હોય એમ લાગે છે ધર્મબિંદુમા આ હરિભદ્રે દર્શાવ્યુ છે કે ગૃહસ્થ તરીકે સમ્યગ્દૃષ્ટિ અને અણુવ્રતો ધારણ કરવા હોય તોય તે પહેલા પૂર્વતૈયારીરૂપે ઘણુ કરવાનું રહે છે તેથી તેમણે શ્રાવકધર્મની પૂર્વતૈયારી લેખે ગૃહસ્થો માટે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થનો મેળ બેસે એવા થોડાં પણ મહત્ત્વના વિધાનો કર્યાં આવા વિધાનો વૈદિક ધર્મસૂત્રો અને સ્મૃતિગ્રથોમા તો છે જ, પણ આ હરિભદ્રને તો એ વિધાનો જૈન સમાજને ઉદ્દેશી કરવાના હતા તેથી તેમણે એવા પ્રવર્તક વિધાનો સંસ્કૃત ભાષામા કર્યાં આ વિધાનો સ્મૃતિગ્રથો જેટલા વિસ્તૃત નથી, પણ જેટલા છે તેમાય કોઈ પણ વર્ણ કે વર્ગના ગૃહસ્થને વ્યવહારજીવનમા કેમ વર્તવુ એનો ઉકેલ આપે જ છે આ હરિભદ્રના એ પ્રવર્તક વિધાનો 'માર્ગાનુસારી' ગુણ કહેવાય છે સખ્યામા એ પાત્રીસ જ છે, પણ તે સળગ ગૃહસ્થજીવનના બધા જ પાસાને સ્પર્શ કરતા હોઈ બહુ મહત્ત્વના છે એમનુ આ સર્જન એ જૈન પરપરા માટે જેટલુ મૌલિક છે તેટલુ જ તેની પૂર્વકાલીન એક દેશીયતાનુ પૂરક કોઈ વિશિષ્ટ પણ છે

એ માર્ગાનુસારી પાત્રીસ ગુણો યા પ્રવૃત્તિવિધાનો વિશેષ

જિજ્ઞાસુએ ધર્મબિંદુમાંથી જાણી લેવા. અહીં તો તે વિધાનોનુ પ્રવર્તક સ્વરૂપ કેવુ છે તે બતાવવા પૂરતુ તેમાથી થોડાંક વિધાનોનુ નિરૂપણ કરીશુ : (૧) ગૃહસ્થે અર્થોપાર્જન માટે ધંધો કયો અને કઈ દૃષ્ટિથી કરવો એ દર્શાવતા તેઓ કહે છે કે જે જે વ્યક્તિને જે જે કર્મ-પ્રવૃત્તિ પરંપરાથી પ્રાપ્ત હોય તે તેણે કરવી, શરત એટલી કે તે નિંદ્ય ન હોય અને શક્તિ બહારની ન હોય તેમજ તે ન્યાયપૂર્વક હોય. એમાં ખાસ ભાર છે તે પ્રામાણિકતા ઉપર. (૨) લગ્નની બાબતમા વિધાન કરતા તેઓ કહે છે કે જેઓના કુલ, શીલ, ખાનપાન આદિમા સમાનતા હોય અને જેઓ એક જ ગોત્રના ન હોય તેઓ પરસ્પર વિવાહસંબંધ કરે. અહીં એમનો ખાસ ભાર શીલ, સ્વભાવ, વ્યવહાર આદિની સમાનતા ઉપર છે. (૩) ગૃહસ્થ કેવી રીતે જીવન ચલાવે એ બાબત વિધાન કરતાં તેઓ કહે છે કે પોતાની સંપત્તિ પ્રમાણે જ વેપ રાખવો અને આવક પ્રમાણે જ ખર્ચ કરવો. (૪) વડીલો પ્રત્યે કઈ રીતે ગૃહસ્થ વર્તે એનુ વિધાન કરતા કહ્યુ છે કે માતા-પિતા જેવા વડીલોની ઉપાસના કરવી અને જે ચારિત્ર કે જ્ઞાનથી શ્રેષ્ઠ હોય તેની પણ સેવા કરવી. એ જ રીતે દેવ અને અતિથિની સાથે દીન કે નિર્બળ જનની પ્રતિપત્તિ અર્થાત્ આદર કરવાનુ પણ વિધાન કરે છે. આમાં વધારે ધ્યાન ખેંચે એવુ તેમનુ વિધાન પોતાના આશ્રિતજનોની સંભાળ લેવા પરત્વે છે. તેઓ કહે છે કે આશ્રિતવર્ગનુ પોષણ કરવું એટલુ જ બસ નથી, પણ તેને ઉચિત કાર્યમા જોડી રાખવો. વળી આશ્રિતવર્ગ શુ શું ઇચ્છે છે તે ભણી પણ દૃષ્ટિ રાખવી અને તેને સંકટમાંથી બચાવવા પણ યત્ન કરવો. એ જ રીતે એવા પોષ્યવર્ગનુ વર્તન નિંદાયોગ્ય બનતુ હોય તો તેની પણ ભાળ રાખવી અને પોતાના ગૌરવની રક્ષા કરવી, ઇત્યાદિ.

આ. હરિભદ્ર પહેલાંનાં પઉમચરિય[1], વસુદેવહિંડી[2], આવ-

---

૧. ઉદ્દેશ ૪, ગાથા ૬૪ થી આગળ

૨. પા. ૧૮૩ થી ( આત્માનંદ સભા, ભાવનગર દ્વારા પ્રકાશિત ).

શ્યકનિર્યુક્તિ[1] અને તેના ભાષ્ય આદિ ગ્રંથોમાં તેમજ તેમના કાંઈક ઉત્તરકાલીન જિનસેનપ્રણીત આદિપુરાણ જેવા ગ્રંથમાં ઋષભદેવને હાથે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણ વર્ણની સ્થાપના અને તેને અનુરૂપ પ્રવૃત્તિઓનું વર્ણન મળે છે[2] સાથે જ ભરત દ્વારા બ્રાહ્મણ વર્ણની સ્થાપના અને તેને યોગ્ય કર્તવ્યોનું વર્ણન પણ મળે છે[3] એટલું જ નહિ, પણ આ જિનસેને તો વર્ણ વિભાગ ઉપરાંત આશ્રમાનુસારી સંસ્કારોનું પણ વર્ણન કર્યું છે આ હરિભદ્રે પોતે પણ જ્યારે આવશ્યકનિર્યુક્તિ અને ભાષ્યની વ્યાખ્યા કરી ત્યારે એ નિર્યુક્તિ અને ભાષ્યમાં આવેલ વર્ણધર્મ અને આશ્રમસંસ્કારનું વર્ણન કર્યું છે પરંતુ આ બધું વર્ણન એકંદરે ચાર વર્ણ અને ચાર આશ્રમને લગતા વૈદિક સ્મૃતિગ્રંથોના અનુકરણરૂપે થયેલું છે, તેથી જ સ્મૃતિગ્રંથોમાં જે ચાર વર્ણોનો વિભાગ અને તેના કર્તવ્યો બ્રહ્મા દ્વારા સ્થાપિત થયેલા વર્ણવાયા છે તે જ વર્ણો અને તેના કર્તવ્યો ભગવાન ઋષભદેવ તેમજ તેમના પુત્ર દ્વારા સ્થાપિત થયેલ વર્ણવાયા છે સ્મૃતિગ્રંથોમાં જે સ્થાન બ્રહ્માનું હતું તે સ્થાન જૈન ગ્રંથોમાં ઋષભદેવ અને ભરત લે છે એટલું જ વધારામાં જૈન આચાર્યો પોતાના જુદા વેદો હોવાનું વર્ણવે છે અને તે મૂળ જૈન વેદો પાછળથી અનાર્ય થયા એમ પણ કહે છે આ જિનસેન તો સ્માર્ત વર્ણવ્યવસ્થા અને આશ્રમ વ્યવસ્થાનું જૈનીકરણ કરતા ઋષભદેવને હાથે સ્પૃશ્ય અને અસ્પૃશ્ય એવા બે શૂદ્ર વર્ણ પણ સ્થપાવે છે,[4] અને પ્રસિદ્ધ વેદોને અક્ષર

---

૧ ગા ૩૬૧ થી પા ૧૫૬ (આગમોદય સમિતિ પ્રકાશન)

૨ આદિપુરાણ ભાગ ૧ પર્વ ૧૬, શ્લોક ૧૪૨ થી (ભારતીય જ્ઞાનપીઠ દ્વારા પ્રકાશિત)

૩ આદિપુરાણ ભાગ ૨ પર્વ ૩૫ તથા ૩૯ થી ૪૨

૪ આદિપુરાણ ભાગ ૧, પર્વ ૧૬ શ્લોક ૧૮૫-૮૬

મ્લેચ્છરૂપે નિર્દેશે છે.[1] પરંતુ આચાર્ય હરિભદ્ર જ્યારે આધ્યાત્મિક ધર્મને અનુલક્ષી સ્વતંત્ર પ્રકરણો રચે છે ત્યારે તેઓ સામાજિક દૃષ્ટિવાળા વર્ણવિભાગાનુસારી પૌરાણિક વર્ણનનો પુરાણો રાહ બદલી નવો જ ચીલો પાડે છે. તેઓ મનુસ્મૃતિ વગેરે સ્માર્ત ગ્રંથોમા વિહિત કેટલાંક પ્રવર્તક વિધાનોને આધ્યાત્મિક ધર્મની ભૂમિકારૂપે અનિવાર્ય રીતે ઉપયોગી ગણી અપનાવે છે અને પરંપરાથી ચાલ્યા આવતા એકાગી નિવર્ત્તક વિધાનોમાં પ્રવર્તક વિધાનોની માર્ગાનુસારી ગુણોરૂપે પૂર્તિ કરે છે.

યોગ એ એક ઊર્ધ્વગામી આચારનો પ્રકાર જ છે, છતા યોગ વિશેના હરિભદ્રીય સાહિત્યને ઉપર વર્ણવેલ તેમના આચાર-

યોગાભ્યાસી

સંબંધી સાહિત્યમા ન લેતાં તેથી જુદું પાડી તેનો પરિચય અત્રે આપવામા આવે છે, તે એટલા માટે કે આ હરિભદ્રનાં બધા જ સર્જનોમા મૂર્ધન્યસ્થાન લેવાની યોગ્યતા તેમના યોગવિષયક ગ્રંથોમા છે અને તે ગ્રથો જેમ જૈન પરંપરાને સ્પર્શે છે તેમ સમગ્ર ભારતીય યોગપરંપરાઓને પણ આવરે છે. વળી જે ગ્રંથની પ્રસ્તાવનારૂપે આ બધુ લખાણુ છે તે ગ્રંથ પોતે જ યોગવિષયક છે. આ. હરિભદ્રના યોગસાહિત્યની યથાવત્ મુલવણી કરવા માટે એ જરૂરી છે કે તે પહેલાની આધ્યાત્મિક સાધના અને તેની પરંપરાઓ તેમજ તે વિષયના સાહિત્યનો આપણે ટૂંકો પણ સ્પષ્ટ પરિચય કરી લઈએ.

આધ્યાત્મિક સાધના અને તેની પરંપરાઓ

અંતર્મુખ થઈ પોતાની જાતને જ મુખ્યપણે તપાસવી અને એ તપાસતાં જે ક્લેશમળ અને તેનાં કારણો ધ્યાનમાં આવે તેને નિવારવાની વૃત્તિ કે વલણ એનુ જ નામ આધ્યાત્મિકતા. આવી

1. આદિપુરાણ ભાગ ૨, પર્વ ૪૨, શ્લોક ૧૭૮ થી આગળ.

આધ્યાત્મિકતા સિદ્ધ કરવાના માર્ગો અને પ્રયત્નો અનેકવિધ છે તે બધા જ આધ્યાત્મિક સાધનાની અંદર સમાય છે લક્ષ્ય અને સાધ્ય એક હોવા છતા તેને સિદ્ધ કરવાની પ્રક્રિયાઓ ઘણી વાર બહુ જુદી પડે છે અને જુદી દેખાય પણ છે, તે એટલા માટે કે કોઈ પ્રક્રિયા એક અંગ ઉપર તો બીજી પ્રક્રિયા બીજા અંગ ઉપર વધારે ભાર આપે છે છતા એ બધી પ્રક્રિયાઓ મૂળ લક્ષ્યને ઉદ્દેશી ચાલતી હોઈ છેવટે આધ્યાત્મિક સાધનાની પરંપરાઓ જ બની રહે છે આવી પરંપરાઓ આજે પણ અનેક છે

આધ્યાત્મિક સાધનાની ચડતી ઊતરતી તેમજ સ્થૂળ સૂક્ષ્મ એવી બધી જ કક્ષાઓને અને એ કક્ષાઓના બધા જ અંગોને દર્શાવતા બે શબ્દો પ્રાચીન કાળથી ભારતીય સંસ્કૃતિમા બહુ જ જાણીતા છે તે છે તપ અને યોગ આ બેમાય તપ શબ્દ વધારેમા વધારે પ્રાચીન અને વધારેમા વધારે વ્યાપક રહ્યો છે શ્રમણ અને બ્રાહ્મણ આ બે પરંપરામા પ્રાચીન ભારતીય સંસ્કૃતિ સમાઈ જાય છે શ્રમણ શબ્દનુ પ્રાકૃતરૂપ 'સમણ' છે એનો અર્થ વૃત્તિ શમન તેમજ શ્રમ અર્થાત્ તપ કરવુ એવો થાય છે શ્રમણના પર્યાય અને પ્રકાર તરીકે તપસ્વી, તાપસ જેવા શબ્દો જાણીતા છે એ સૂચવે છે કે શ્રમણધર્મનું મૂળ તપમાં છે અને તપને કેન્દ્રમા રાખીને જ શ્રમણધર્મની પરંપરાઓ વિકસી અને વિસ્તરી છે

બ્રાહ્મણધર્મના મૂળમા 'બ્રહ્મન્' છે 'બ્રહ્મન્' એટલે કે યજ્ઞને કેન્દ્રમા રાખીને જ બ્રાહ્મણધર્મની પરંપરાઓ વિકસી અને વિસ્તરી છે તેમ છતા યજ્ઞ સાથે સંબંધ ધરાવતા વૈદિક મંત્રો[1] અને બ્રાહ્મણ ગ્રંથોમા પણ તપની શક્તિ અને મહિમા દર્શાવનો તપસ્

---

1 ऋतं च सत्यं चाभीद्धात् तपसोऽध्यजायत । ઋગ્વેદ ૧૦ ૧૯૦ ૧ વધારે ઉલ્લેખો માટે જુઓ ઋગ્વેદ ૧૦, ૧૦૯ ૪ ૧૦ ૧૫૪ ૨-૪; ૮ ૫૯ ૬ અથર્વવેદ ૪ ૩૬ ૧-૨ ઇત્યાદિ

શબ્દનો નિર્દેશ મળે છે,[1] એટલુ જ નહિ, પણ તપ અર્થને સૂચવતો 'શ્રમ્' ધાતુનો તપના સંદર્ભમા જ પ્રયોગ થયેલો શતપથ જેવા બ્રાહ્મણ ગ્રંથોમાં જોવામાં આવે છે.[2] આરણ્યક અને ઉપનિષદોમાં તો સ્થૂળ યજ્ઞનું વલણ ઘટવાની સાથે જ જ્ઞાન અને તપનુ વલણ વધારે વિકસતુ દેખાય છે.[3] આમ એક બાજુ તપોમાર્ગનો વિકાસ અને વિસ્તાર યજ્ઞમાર્ગથી સ્વતંત્ર થતો આવ્યો છે, તો બીજી બાજુ યજ્ઞમાર્ગ સાથે પણ એનો વિકાસ અને વિસ્તાર થતો જ રહ્યો છે.

તપનુ પ્રાથમિક અને સ્થૂળ રૂપ દેહદમનના વિવિધ પ્રકારોમાં છે. જેમ જેમ આધ્યાત્મિક શુદ્ધિમાં દેહદમનની ઉપયોગિતાનો ખ્યાલ બદલાતો ગયો તેમ તેમ એ દેહદમનની વિરુદ્ધ પ્રતિક્રિયા પણ શરૂ થઈ. તેને લીધે એક બાજુથી દેહદમનનુ વલણ ઓછું થઈ માનસિક યા અન્તસ્તપનુ વલણ વધ્યુ, તો બીજી બાજુથી દેહદમનનુ વલણ

---

૧ एतद्वै परम तपो । यद्व्याहितस्तप्यते परम हैव लोक जयति...। શતપથબ્રાહ્મણ ૧૪, ૮, ૧૧ અને તૈત્તિરીયબ્રાહ્મણ ૨, ૨, ૯, ૧

૨ प्रजापतिर्ह वा इदमग्र एक एवास । स ऐक्षत कथ नु प्रजायेयत्ति सोऽश्राम्यत्स तपोऽतप्यत... ।—શતપથ ૨, ૨, ૪, ૧ તથા શતપથ ૯, ૫, ૧, ૨.

૩. तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत ।—તૈત્તિરીય ઉપ ૩, ૨.

વધુ ઉલ્લેખો માટે જુઓ તૈત્તિરીય ઉપ. ૧, ૯; મુંડક ૧, ૭, ૧૧ અને ૧, ૧, ૮-૯; શ્વેતાશ્વતર ૧, ૧૫.

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु त पश्यते निष्कल ध्यायमान· ॥

—મુંડક ૩, ૧, ૮.

વધુ ઉલ્લેખો માટે જુઓ છાન્દોગ્ય ૩, ૧૭, ૪ અને બૃહદારણ્યક ૧, ૨, ૬, ૩, ૮, ૧૦

કાયમ રાખીને પણ તેનો માનસિક તપની સાથે મેળ બેસાડવાનો પ્રયત્ન થયો, જો કે આ બન્ને પ્રણાલીઓની સાથે સાથે તાપસ અને પરિવ્રાજકોનો મોટો એવો વર્ગ દેહદમનની પ્રથાઓમા રચ્યોપચ્યો રહેતો પહેલા વલણના પ્રતિનિધિ તથાગત બુદ્ધ છે,[1] બીજાના દીર્ઘતપસ્વી મહાવીર છે[2] અને ત્રીજાના બાકીના અનેક તાપસો છે[3]

---

૧ બુદ્ધ સખત દેહદમન કર્યા પછી એવા તપનો વિરોધ પોતાની જીવનકથામા કર્યો છે જુઓ મજ્ઝિમનિકાય-મહાસીહનાદસુત્તન્ત ૧, ૨ ૨ મહાસચ્ચકસુત્તન્ત ૧ ૪, ૬ અને અરિયપરિયેસનસુત્તન્ત ૧ ૩ ૬

એ જ રીતે વૈદિક પરપરામા પણ આપણે સ્થૂળ યજ્ઞમાથી સૂક્ષ્મ—માનસિક યજ્ઞ તરફ વિકાસ થતો જોઈએ છીએ દ્રવ્યપ્રધાન યજ્ઞ આરણ્યકમા ધ્યાન રૂ માનસિક યજ્ઞનુ રૂપ લે છે દા ત બૃહદારણ્યકમા અશ્વમેધ યજ્ઞની જગાએ વિશ્વના પ્રતીકરૂપે અશ્વનુ ધ્યાન ધરાતુ જોવામા આવે છે ઉપનિષદમા તો જ્ઞાન અને અતસ્તપનુ મહત્ત્વ સ્પષ્ટ જ છે મહાભારતમા તપની પ્રશસા ઉપરાત માનસ અને શારીરિક તપનો ભેદ પણ બતાવવામા આવ્યો છે અને માનસિક તપને શ્રેષ્ઠ ગણવામા આવ્યુ છે (જુઓ મહાભારત ૨૨૬ ૪-૫) ગીતામા તો કેવળ દેહદમનને સ્થાન જ નથી પરતુ કર્તવ્યાગ્રહવાળુ અતસ્તપ ઉપર જ ભાર છે

તપસ્ શબ્દના અર્થવિકાસ માટે જુઓ એનસાઇક્લોપિડિયા ઑફ રિલિજિયન ઍન્ડ એથિક્સ ભાગ ૨ પા ૮૭ થી આગળ

૨ મહાવીરે પોતે જ અનશન, શીતતાપસહન આદિ બાહ્ય તપ તપવા છતા ધ્યાન કષાયજય આદિ અભ્યતર તપને જ મુખ્ય માન્યુ છે જુઓ આચારાગ પ્રથમ શ્રુતસ્કધ ઉત્તરાધ્યયન અ ૩૦ ગા ૩૦ અને ભગવતી ૨૫ ૭ ૮૦૨

મહાવીરના એકવારના સહચારી ગોશાલક આજીવકને સમ્મત એવા ચાર પ્રકારના તપની નોધ સ્થાનાગસૂત્ર (૪ ૨ ૩૦૯)મા સચવાઈ રહી છે જેમકે-आजीवियाण चउव्विहे तवे पं त-उग्गतवे, घोरतवे, रसणिज्जूहणता, जिब्भिंदियपडिसंलीणता।

૩ ભગવતી ૩ ૧ અને ૧૧ ૯ મા અનુક્રમે તામલિ તાપસ અને

જેમ યજ્ઞથી ઐહિક તેમજ સ્વર્ગીય સિદ્ધિઓ પ્રાપ્ત થવાની માન્યતા એના પ્રસારમા કામ કરતી તેમ તપના પ્રસારમાં પણ એવી માન્યતા પ્રથમથી જ દેખાય છે. વધારામાં તપ એ અંતિમ પુરુષાર્થ મોક્ષનુ પણ સાક્ષાત કે પરંપરાથી અંગ મનાયુ. તેને લીધે તપ પ્રત્યેની શ્રદ્ધામાં ઓર વધારો થયો

'યોગ' શબ્દનો પ્રયોગ તો ઋગ્વેદના મંત્રોમા પણ થયેલો છે.[1] પરંતુ ત્યા એનો સમાધિ કે આધ્યાત્મિક ભાવ વિવક્ષિત નથી. ઉપનિષદોમા, ખાસ કરી અતિપ્રાચીન ગણાતા એના ભાગોમાંય, આધ્યાત્મિક અર્થમા 'યોગ' પદ વપરાયેલુ મળતું નથી. કઠ અને શ્વેતાશ્વતર જેવાં કાંઈક ઉત્તરકાલીન ઉપનિષદોમાં આધ્યાત્મિક અર્થમાં 'યોગ' પદ વપરાયેલુ છે.[2] એકંદર ઋગ્વેદથી ઉપનિષદ સુધીના સાહિત્યમાં 'તપસ્' પદનો આધ્યાત્મિક અર્થમાં જેટલો છૂટથી અને જેટલો વિવિધ ભાવોમા પ્રયોગ થયેલો દેખાય છે તેટલો 'યોગ' પદનો પ્રયોગ થયેલો નથી વળી જયારે પણ આધ્યાત્મિક અર્થમા પ્રયુક્ત 'યોગ' પદ ઉપનિષદોમાં દેખાય છે ત્યારેય તેનો

શિવરાજ તાપસનુ વર્ણન છે ત્યાં અનેક પ્રકારના તાપસોની સૂચના છે, જે ઔપપાતિકસૂત્રમાં વિસ્તારથી છે

૧. ઋગ્વેદ ૧, ૩૪, ૯, ૨ ૮, ૧; ૯, ૫૮, ૩; ૧૦, ૧૬૬ ૫, ૧, ૧૮, ૭, ૧, ૫, ૩.

૨ योग आत्मा।–તૈત્તિરીય ઉપ ૨, ૪.

ता योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥

—કઠોપનિષદ ૨, ૬, ૧૧.

.. तत्कारणं साङ्ख्ययोगाधिगम्यं ज्ञात्वा देव मुच्यते सर्वपाशै ।

—શ્વેતાશ્વતર ઉપ ૬, ૧૩

...अध्यात्मयोगाधिगमेन देव मत्वा धीरो हर्षशोकौ जहाति ।

—કઠોપનિષદ ૧, ૨, ૧૨.

સબધ મુખ્યપણે સાખ્ય તત્ત્વજ્ઞાન[1] અને તેને અવલબતી કોઈ યોગપરપરા સાથે આવેલો છે મહાભારતમા 'યોગ' શબ્દ આધ્યાત્મિક અર્થમા બહુ જ છૂટથી ઠકઠકાણે જોવા મળે છે ત્યા પણ એનો સબધ મુખ્યપણે સાખ્ય પરપરા સાથે જ આવેલો છે ગીતા એ મહાભારતનો એક ભાગ જ ગણાય છે અને તે સાખ્ય તત્ત્વજ્ઞાનની ભૂમિકા ઉપર પ્રતિષ્ઠિત છે ગીતાને યોગશાસ્ત્ર કહેનામા આવેલ છે ગીતામા સ્થળે સ્થળે આધ્યાત્મિક અર્થમા અનેક રીતે થયેલ 'યોગ' પદનો પ્રયોગ[2] જોતા તેનું 'યોગશાસ્ત્ર' નામ સાર્થક પણ છે પ્રાચીન કહી શકાય એવા જૈન આગમોમા 'યોગ' પદનો આધ્યાત્મિક અર્થમા પ્રયોગ તો મળે છે,[3] પણ તે 'તપ' પદ જેટલો વ્યાપક નથી બૌદ્ધ પિટકોમાય 'યોગ' પદ 'સમાધિ' પદ જેટલુ વ્યાપક નથી આ બધું જોતા એમ લાગે છે કે સાખ્ય તત્ત્વજ્ઞો અને સાધકોએ યોગ પદનો આધ્યાત્મિક અનેક ભાવોમા છૂટથી પ્રયોગ કર્યો અને ગીતામા જ્ઞાનયોગ, ભક્તિયોગ એમ જુદા જુદા યોગરૂપે યોગનો જે મહિમા અસરકારક રીતે કાવ્યમય ભાષામા સ્થપાયો ત્યારથી આધ્યાત્મિક સાધનાની બધી પરપરાઓમા યોગ શબ્દનુ માહાત્મ્ય બહુ વધી ગયુ આથી પૂર્વકાળમા યોગ કે સમાધિ જે તપનું એક અગ હતુ ને તપે સાખ્ય યોગ પરપરામા યોગના અગનુ સ્થાન લીધુ

આધ્યાત્મિક સાધના સાથે જેમ 'તપ' અને 'યોગ' પદ

---

૧ મહાભારતમા નોધાયેલ ૨૪ ૨૫ અને ૨૬ તત્ત્વ માનનાર સાખ્ય પરપરાઓ એ તો પૂર્વકાળથી પ્રચલિત અને જુદે જુદે રૂપે ઘડાતી કે વિકસતી સાખ્યવિચારસરણીનો પરિપાકમાત્ર છે

૨ ૪ ૨૮ ૩ ૩-૪ ૫ ૬-૭ ૬ ૧૭ અને ૨૩, ૨૬ ૬, ૪-૬; ૮ ૧૦-૧૨ બધા ઉલ્લેખો માટે જુઓ ગીતારહસ્ય, ભાગ ૨ ની શબ્દસૂચિ

૩ સૂત્રકૃતાગ ૧ ૧૬ ૩ ઉત્તરાધ્યયન ૮ ૧૪, ૧૧ ૧૪

સંકળાયેલ છે તેમ સંવર, ધ્યાન અને સમાધિ એ શબ્દો પણ વિશેષ સંબંધ ધરાવે છે. ધ્યાન અને સમાધિ શબ્દ તો બધી જ આધ્યાત્મિક પરંપરાઓ માટે સાધારણ જેવા છે, જયારે સંવર શબ્દ વિશે એમ નથી. એ શબ્દનો આધ્યાત્મિક સાધનામા છૂટથી અને વ્યાપક રીતે પ્રયોગ મુખ્યપણે જૈન ગ્રંથોમા થયેલો છે. અને તે મહાવીરના પૂર્વકાળથી.[1] સાંખ્યસાધકોએ કે સાંખ્ય તત્ત્વાવલંબી ભાગવત જેવી પરંપરાએ ગીતાના મહિમા સાથે યોગનો મહિમા વ્યાપક કર્યો, એટલે ત્યારબાદ જે જે સાંખ્ય પરંપરાને અવલંબી આધ્યાત્મિક સાધનાનાં નિદર્શક શાસ્ત્રો રચાયાં તે યોગશાસ્ત્ર નામથી જ પ્રસિદ્ધિમા આવ્યા. પાતંજલ યોગશાસ્ત્ર પહેલા પણ જે એવા શાસ્ત્રો હોવાની ધારણા છે તે પણ યોગશાસ્ત્રના નામથી જ જાણીતા હતાં[2] જૈન પરંપરામા અતિ જાણીતો સંવર

---

૧. મહાવીરે જે તત્ત્વજ્ઞાન અને આચાર સ્વીકાર્યાં તે પાર્શ્વનાથથી ચાલ્યા આવતા અને પાર્શ્વનાથનુ જ શ્રુત મહાવીરને પ્રાપ્ત થયેલ (જુઓ પં સુખલાલજીકૃત 'ચાર તીર્થંકર' પા. ૧૩૬)

૨ શ્રી શંકરાચાર્ય બ્રહ્મસૂત્ર-ભાષ્યમા યોગદર્શનના ખંડન પ્રસંગે આ પ્રમાણે લખે છે. योगशास्त्रेऽपि 'अथ तत्त्वदर्शनाभ्युपायो योग' इति सम्यग्दर्शनाभ्युपायत्वेन योगोऽङ्गीक्रियते ।' अथ तत्त्वदर्शनाभ्युपायो योग –એ સૂત્ર ઉપલબ્ધ યોગસૂત્રમા નથી. પતંજલિકૃત યોગશાસ્ત્ર 'अथ योगानुशासनम्' એ રીતે શરૂ થાય છે એટલે શ્રી શંકરાચાર્યે નિર્દેશેલ યોગશાસ્ત્ર બીજું કોઈ હોય વાચસ્પતિમિશ્ર બ્રહ્મસૂત્રના ઉપરના અવતરણ પર સીધો પ્રકાશ પાડતા નથી, પરંતુ સમાન વિચાર દર્શાવવા કહે છે કે 'अत एव योगशास्त्रं व्युत्पादयिताह स्म भगवान्वार्षगण्य ...' આમ યોગશાસ્ત્રના વ્યુત્પાદક તરીકે તેઓ વાર્ષગણ્યનુ નામ આપે છે. એ જ રીતે પતંજલિના યોગાનુશાસન પૂર્વેનુ હિરણ્યગર્ભનુ યોગ-શાસન 'अहिर्बुध्न्यसंहिता'ના બારમા અધ્યાય પ્રમાણે બે વિભાગ અથવા સંહિતામાં વહેંચાયેલુ હતુ. વિસ્તાર માટે જુઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' પૂર્વાર્ધ, પા ૧૧૨-૧૪

શબ્દ અને યોગશાસ્ત્રોમા વ્યાપક થયેલો યોગ શબ્દ એ બન્નેનો અર્થ અને ભાવ એક હોવા છતા[1] યોગ અને યોગશાસ્ત્ર એ જેટલા સર્વપર પરાઓને જાણીતા છે તેટલો સવર શબ્દ વૈદિક પર પરાઓમા જાણીતો નથી

ધ્યાન અને સમાધિ એ તપની પ્રધાનતા વખતે તપના અગ લેખાતા પછી યોગનો મહિમા વ્યાપક થતા તે યોગના અગ બન્યા આમ આધ્યાત્મિક સાધનાની પર પરાઓને લગતા સાહિત્ય ઉપર નજર કરતા એમ લાગે છે કે એ સાધનાના અનેક અગો પૈકી કયારેક કોઈએ એક અગ ઉપર વધારે ભાર આપી અને તેને મુખ્ય અગી લેખી બીજા બધાને તેના અગો તરીકે ગોઠવ્યા, તો બીજા કોઈએ અન્ય અગને મુખ્ય અગી ગણી બાકીનાને અગ તરીકે ગોઠવ્યા દા ત જેમણે તપને મુખ્ય અગી માન્યુ હતુ

---

૧ જૈન પરપરા આસ્રવોના નિરોધને સવર કહે છે आस्रवनिरोध सवर (તત્ત્વાર્થ ૯ ૧) યોગશાસ્ત્ર (૧, ૨) ચિત્તવૃત્તિઓના નિરાધને યોગ કહે છે योगश्चित्तवृत्तिनिरोध । આ રીતે સવર અને યોગ બન્ને પદોનો મુખ્ય અર્થ નિરોધ છે પણ એકમા નિરોધના વિશેષણ તરીકે આસ્રવ આવે છે જ્યારે બીજામા ચિત્તવૃત્તિ

જૈનપરપરા આસ્રવ તરીકે મિથ્યાદર્શન અવિરતિ પ્રમાદ કષાય અને યોગને ગણાવે છે, જેમા ખરી રીતે મિથ્યાદર્શન, કષાય અને યોગ એ ત્રણ જ વસ્તુઓ મુખ્ય છે અવિરતિ અને પ્રમાદ એ કષાયનો જ વિસ્તાર માત્ર છે અહીં એ પણ જાણી લેવુ જોઈએ કે જૈનસમત આસ્રવોમા જે યોગ આવે છે તે યોગપર પરાસમત ચિત્તવૃત્તિઓના સ્થાનમા છે જૈન પરપરામા માનસિક વાચિક કાયિક ત્રિવિધ પ્રવૃત્તિને યોગ કહેવામા આવે છે તેમા પણ કેન્દ્રસ્થાને માનસિક પ્રવૃત્તિ છે એટલે યોગસૂત્રમા જે ચિત્તવૃત્તિ પદથી સૂચવાય છે તે જૈન પરપરામા આસ્રવરૂપ યોગ છે

જૈન પરપરા આસ્રવરૂપ યોગના બે પ્રકાર દર્શાવે છે સકષાય યોગ અને અકષાય યોગ જ્યારે યોગશાસ્ત્ર ચિત્તવૃત્તિના ક્લિષ્ટ અને અક્લિષ્ટ એવા બે પ્રકાર દર્શાવે છે પહેલામા કષાય પદથી જે અને જેટલો અર્થ

તેમણે સ્વાધ્યાય, ધ્યાન, સમાધિ આદિને તપનાં અંગ ગણ્યાં[1] અને જેમણે યોગને મુખ્ય અંગી ગણ્યો તેમણે તપ, ધ્યાન, સમાધિ આદિને તેનાં અંગો ગણ્યાં.[2] આ રીતે ફેર હોય તો માત્ર ગૌણ-મુખ્ય ભાવનો અથવા અંગાગીભાવની ગોઠવણીનો. એટલી વાત ખરી કે જેમ જેમ આધ્યાત્મિક સાધનાની પરંપરાઓ ચોમેર વિસ્તરતી ગઈ તેમ તેમ તેમા કેટલાક અંગો કાળક્રમે કે અનુભવબળે ઉમેરાતાં પણ ગયાં, જેમકે મૈત્રાયણિ ઉપનિષદમા યોગનાં છ અંગોનો નિર્દેશ છે જ્યારે યોગશાસ્ત્રમાં આઠ અંગો છે.[3]

ઉપર આપણે ટૂંકમાં એ જોયું કે આધ્યાત્મિક સાધનાના જુદા જુદા માર્ગો તપ, યોગ, સંવર–સંયમ કે ધ્યાન–સમાધિ

---

વિવક્ષિત છે તે અને તેટલો અર્થ બીજામા ક્લેશ પદથી લેવાય છે. પરિભાષાભેદની તુલના આ પ્રમાણે છે.—

| યોગશાસ્ત્ર | જૈનદર્શન |
|---|---|
| અવિદ્યા | મિથ્યાદર્શન |
| અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ | ક્રોધ, માન, માયા, લોભ |

જૈન પરંપરા પ્રથમ સકષાય યોગનો નિરોધ અને પછી અંતે અકષાય યોગનો નિરોધ અર્થાત્ અયોગ અવસ્થા માને છે એ જ રીતે યોગપરંપરા પણ પ્રથમ ક્લિષ્ટ ચિત્તવૃત્તિઓનો અને પછી ક્રમે અંતે અક્લિષ્ટ ચિત્તવૃત્તિઓનો નિરોધ માને છે આ રીતે બન્ને પરંપરાઓમાં પરિભાષા અને વર્ગીકરણ ભિન્ન છે, પણ અર્થ ને ભાવ એક છે.

ઉપરનુ સામ્ય માત્ર એ બે પરંપરા પૂરતુ જ નથી, પણ ભારતીય બધી જ આધ્યાત્મિક પરંપરાઓને એક યા બીજી રીતે તે લાગુ પડે છે.

૧ જૈન પરંપરામા સ્વાધ્યાય, ધ્યાન આદિ આભ્યંતર તપના અંગો છે.

૨. तप स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोग । યોગસૂત્ર ૨, ૧

૩. प्राणायाम. प्रत्याहारो धारणा तर्क समाधि षडङ्ग इत्युच्यते योग. । मैत्रा. ६, १८.

यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि । યોગસૂત્ર ૨, ૨૯.

એવા નામોથી ઓળખાતા અને વ્યવહારાતા તેમજ એકબીજાની અસર પામતા પરંતુ આ બધાયના મૂળમા નીચેના તાત્ત્વિક સિદ્ધાંતો પૂરતી કેવી સમાનતા રહેલી છે તે હવે જોઈએ

૧ જીવ, આત્મા કે ચેતન તત્ત્વનુ સ્વતંત્ર અસ્તિત્વ, ૨ ચેતન તત્ત્વની સહજ શુદ્ધિ અને તેમ છતા એ શુદ્ધિને આવરતો અજ્ઞાન અને કલેશનો પડદો, ૩ અજ્ઞાન અને કલેશના આવરણની આદિ સર્વથા અજ્ઞાત છતા પ્રયત્નથી તેના નિવારણની શકયતા તેમજ એવા પ્રયત્નોની માનવીય પુરુષાર્થ દ્વારા સાધ્યતા, ૪ અજ્ઞાન અને કલેશની નિવૃત્તિ તેમજ સહજ શુદ્ધિના પ્રાકટ્યને પરિણામે ચેતન તત્ત્વની સ્વરૂપસ્થિતિ આ ચાર સિદ્ધાંતો પૈકી કોઈ પણ એક સિદ્ધાંત વિશે સાધકની પ્રતીતિ ન હોય કે મંદ યા શિથિલ હોય તો એની સાધના ન ચાલી શકે, ન ટકી શકે અને ન પરિણામ નિપજાવી શકે કોઈ પણ ખરો સાધક ઉક્ત સિદ્ધાંતોની બાબતમા મક્કમ, દઢ શ્રદ્ધાળુ હોવાનો જ અને પોતાની સાધનાથી એ શ્રદ્ધાને અનુભવસિદ્ધ કરવાનો જ આધ્યાત્મિક સાધનાની દરેક પરંપરાના સાહિત્યમાં પાયાના આ ચાર સિદ્ધાંતો હજારો વર્ષ થયા નોંધાયેલા અને નિર્વિવાદ માન્ય થયેલા મળે છે એમ તો નાની મોટી સાધનાની ઘણી શાખાઓ છે, પણ સાંખ્ય-યોગ, ન્યાય વૈશેષિક, બૌદ્ધ અને જૈન એ ચાર પરંપરાઓમાં એ બધી જ શાખાઓનો સમાસ થઈ જાય છે તેથી આપણે એ ચાર પરંપરાના પ્રાચીન અને સર્વમાન્ય ગ્રંથોને આધારે એ જોઈશું કે તેમા ઉક્ત ચાર પાયાના સિદ્ધાંતો કેવી રીતે રજૂ થયેલા છે —

## સિદ્ધાંતોનું નામવાર કોષ્ટક

| | સાંખ્ય-યોગ | ન્યાય-વૈશેષિક | બૌદ્ધ | જૈન |
|---|---|---|---|---|
| ૧ | પુરુષ નામથી શુદ્ધ ચેતનનું સ્વતંત્ર અસ્તિત્વ | આત્મા નામથી સ્વતંત્ર ચેતન યા જીવતત્ત્વનું અસ્તિત્વ | નામ યા ચિત્ત નામથી સ્વતંત્ર ચેતન તત્ત્વનું અસ્તિત્વ | જીવ કે આત્મા નામથી સ્વતંત્ર ચેતનનું અસ્તિત્વ |
| ૨ | અવિદ્યા અને તન્મૂલક અસ્મિતા. રાગ, દ્વેષ ને અભિનિવેશ એ પંચપર્વ વિપર્યયરૂપ આવરણ | મિથ્યાજ્ઞાન યા મોહ તથા રાગ-દ્વેષરૂપે આવરણ | સમુદય નામથી અવિદ્યા ને તૃષ્ણારૂપે આવરણનું અસ્તિત્વ | મિથ્યાદર્શન અને રાગ-દ્વેષ કષાય યા દર્શનમોહ અને ચારિત્રમોહરૂપ આસ્રવ યા આવરણ |
| ૩ | સમ્યગ્જ્ઞાન યા વિવેકખ્યાતિ તેમજ તેના ઉપયોગી આઠ યોગાંગો | સમ્યગ્જ્ઞાન અને યોગમાર્ગ | સમ્યગ્દૃષ્ટિઆદિ આઠ અંગવાળો અષ્ટાંગિકમાર્ગ | સમ્યગ્દર્શન. સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રરૂપ સંવર |
| ૪ | કૈવલ્ય અને સ્વરૂપસ્થિતિ | મુક્તિ અને નિઃશ્રેયસ | નિર્વાણ | મોક્ષ |

પ્રાચીન અને મહત્ત્વનાં કહી શકાય એવા ઉપનિષદોમા બ્રહ્મ, આત્મા. અવ્યક્ત અને સત્ જેવા શબ્દોથી શરૂ થતી ચર્ચાઓમાં જુદી જુદી રીતે ઉક્ત ચાર સિદ્ધાંતોનું જ વિવરણ છે. ઉપર વર્ણવેલ ચાર સિદ્ધાંતોને અનુસરી સાધના કરનાર સાધકોના વર્તુળોમાં તેમજ તે સિદ્ધાંતો વિશે દાર્શનિક દૃષ્ટિએ મીમાંસા

કરનાર વિદ્વાનોના વર્તુલોમા એ સિદ્ધાતોની આસપાસ બીજા અનેક ઉપસિદ્ધાતો તેમજ દૃષ્ટિભેદો અસ્તિત્વમા આવેલા છે, જેમકે, કોઈ ચેતન તત્ત્વ એક જ માને તો કોઈ અનેક, કોઈ એને અપરિણામી કૂટસ્થનિત્ય માને તો કોઈ પરિણામિનિત્ય તો કોઈ માત્ર સતતિરૂપ એવી જ રીતે સાધનામા કોઈ આત્મજ્ઞાનને મોક્ષનુ સાક્ષાત્ અગ માની યમ, નિયમ આદિ યોગાગોને યા ચર્યામાર્ગને સમ્યગ્જ્ઞાનમા ઉપકારક લેખે[1] તો કોઈ ચર્યા યા ચારિત્રને મોક્ષનુ સાક્ષાત્ અગ માની સમ્યગ્જ્ઞાનને તેના સહાયક તરીકે ગણાવે[2] આવા દૃષ્ટિભેદો જે કે સખ્યાબધ છે, પણ તેમનુ સ્થાન આધ્યાત્મિક સાધનામા ગૌણ યા નહિવત્ છે, કેમકે તેવા ઉપસિદ્ધાતો કે દૃષ્ટિભેદોને લીધે સાચી સાધનામા કશુ અતર નથી પડતુ, જ્યારે ઉપર વર્ણવેલ ચાર મુખ્ય સિદ્ધાતોમાથી એક વિશે પણ શ્રદ્ધા ન હોય તો સાધના અસ્તિત્વમા જ નથી આવતી અને મૂઢભાવે અસ્તિત્વમા આવી હોય તોય તે ફલાવહ નથી બનતી તેથી જ દરેક આધ્યાત્મિક સાધનાની પરપરામા એ મૂળ સિદ્ધાતોની ચર્ચા ઉપર જ ભાર અપાય છે

અદ્વૈતપરપરાના સાધકો હોય કે દ્વૈતવાદી સાખ્ય તેમજ ન્યાય-વૈશેષિક પરપરાના સાધકો હોય, તે બધાને એકસરખી રીતે માન્ય એવી સાધના પાતજલ યોગશાસ્ત્રમા સ્પષ્ટ અને પરિપૂર્ણ સગૃહીત છે પાતજલ યોગશાસ્ત્રની રચનાનો સમય ભલે ઉત્તરવર્તી હોય, પરતુ તે પૂર્વવર્તી યોગસાધનાના સાહિત્યનો પરિપાક હોઈ સર્વમા ય થયેલ છે તેથી તેમા વર્ણવેલ યોગસાધનાની પ્રક્રિયા અને તેના અગોનો નિર્દેશ અત્રે પૂરતો છે તથાગત બુદ્ધે પોતે જ પૂર્વ યોગીપરપરાથી જુદા પડી સ્વાનુભવે સાધનામાર્ગ વિકસાવ્યો છે તેમની એ સાધના પાલિ પિટકોમા અને

૧ વિવેકખ્યાતિરવિપ્લવા હાનોપાય । યો સૂ ૨ ૨૬

૨ સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગ । તત્ત્વાર્થસૂત્ર ૧, ૧

તેમના જીવનવૃત્તમાં વર્ણવાયેલી છે, પરંતુ એ બધાના સારરૂપે બુદ્ધઘોષે 'વિશુદ્ધિમાર્ગ' ગ્રંથ રચી તેમાં એ સાધના વર્ણવી છે. તેથી તેને અનુસરી બૌદ્ધસાધનાની પ્રક્રિયા અને તેનાં અંગોનો નિર્દેશ અહીં પર્યાપ્ત થશે. મહાવીરે કરેલી સાધના પૂર્વવર્તી પાર્શ્વનાથની સાધનાને અનુસરતી હોવા છતાં તેમાં દીર્ઘતપસ્વી મહાવીરે કાંઈક સ્વાનુભવથી સુધારો-વધારો કર્યો છે. ભગવાન મહાવીરની એ સાધના આચારાગ અને સૂત્રકૃતાંગ જેવા આગમોમાં છૂટી છવાઈ સંગૃહીત છે. એ બધાના સારરૂપે વાચક ઉમાસ્વાતિએ તત્ત્વાર્થસૂત્રમાં સંવર અને તેના અંગરૂપે એ સાધનાનું વર્ણન કર્યું છે, તેથી તેને આધારે એનો નિર્દેશ અત્રે કરીશું.

પાતંજલ યોગસૂત્રમાં વર્ણવેલા આઠ અંગો આ છે · યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. આમાંથી પાંચ યમો કે મહાવ્રતો એ સાધનાનો મળ પાયો છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાચ નિયમો યમની પુષ્ટિમાં ઉપકારક છે. આ બે અંગ દ્વારા સાધકનુ જીવન મૈત્રી અને કરુણાથી સમૃદ્ધ બને છે તેમજ તેના ચિત્તગત ક્લેશો મંદ થાય છે. આસન અને પ્રાણાયામ (યો સૂ. ૨, ૪૮) એ બે અંગોથી શરીર શીત, ઉષ્ણ આદિ દ્વન્દ્વસહિષ્ણુ બને છે, જયારે પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ ચાર અંગો દ્વારા ઇન્દ્રિયજય (૨, ૫૫) અને મનની સૂક્ષ્મ વિચારશક્તિ યા સત્યસ્પર્શી ઋતંભરા પ્રજ્ઞા (૩. ૫. અને ૧, ૪૮) પ્રગટે છે. આ અંગોને યથાશક્તિ સિદ્ધ કરવા સાધક યોગીએ કેમ વર્તવુ અને શું કરવુ એ પ્રક્રિયા વર્ણવતા પતંજલિએ પ્રથમ અભ્યાસ અને વૈરાગ્ય કેળવવા (૧. ૧૨) સૂચવ્યુ છે અને ત્યારબાદ જપ, ભાવના તેમજ ધ્યાન કરવાની સૂચના (૧. ૨૮, ૩૨, ૩૩, ૩૯) કરી છે.

વિશુદ્ધિમાર્ગમાં શીલ, સમાધિ અને પ્રજ્ઞારૂપે બૌદ્ધસંમત

સમ્યગ્દૃષ્ટિ આદિ આર્ય અષ્ટાંગિક[1] માર્ગનું જે વિશદ અને વિસ્તૃત નિરૂપણ કર્યું છે તેમાં શીલરૂપે પાતંજલસંમત યમ નિયમ આવી જાય છે, સમાધિરૂપે પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ આવી જાય છે, જ્યારે પ્રજ્ઞારૂપે વિવેકખ્યાતિ આવી જાય છે

વાચક ઉમાસ્વાતિએ સંવરના અંગ લેખે ગુપ્તિ, સમિતિ ધર્મ, અનુપ્રેક્ષા, પરીષહજય, ચારિત્ર અને તપ એવાં સાત અંગો (તત્ત્વાર્થ ૯, ૨) વર્ણવ્યાં છે ચારિત્ર એટલે યોગસંમત પાંચ યમ-મહાવ્રત અને બૌદ્ધસંમત શીલ છે ધ્યાન આદિ આભ્યંતર તપ એ યોગસંમત પ્રત્યાહાર આદિ ચાર અંગો અને બૌદ્ધ સંમત સમાધિ છે અનશન આદિ બાહ્ય તપ એ યોગસંમત તપ પ ત્રીજો નિયમ છે, અને સ્વાધ્યાયરૂપ આભ્યંતર તપ એ યોગસંમત સ્વાધ્યાયરૂપ ચોથો નિયમ છે

ઉપર જે થોડી સૂચક તુલના કરી છે તેનો હેતુ એ છે કે જુદી જુદી પરંપરાઓમાં ચાલતી આધ્યાત્મિક ભાવનામાં શબ્દભેદ

---

૧ સમ્માદિટ્ઠિ—સમ્યગ્દૃષ્ટિ સમ્માસંકપ્પો—સમ્યક્સંકલ્પ સમ્માવાચા—સમ્યગ્વાણી સમ્માકમ્મંતો—સમ્યક્કર્મ સમ્માઆજીવો—સમ્યક્ આજીવિકા સમ્માવાયામો—સમ્યગ્વ્યાયામ સમ્માસતિ—સમ્યક્સ્મૃતિ સમ્માસમાધિ—સમ્યક્સમાધિ (સંયુત્તનિકાય ૫ ૧૦ અને વિસુ ૩૧૭-૨૮)

શીલ—કુશલધર્મ ધારણ કરવા તે શીલ કર્તવ્યમાં પ્રવૃત્તિ અને અકર્તવ્યથી વિરતિ એમ બંને પ્રકારે શીલ વર્ણવાયું છે (વિશુદ્ધિમાર્ગ ૧, ૧૯ થી ૨૫ પા ૫-૭)

સમાધિ—કુશલચિત્તની એકાગ્રતા તે સમાધિ અર્થાત્ એક આલંબનમાં ચિત્ત અને ચૈતસિક ધર્મોનું સમ્યક્સ્થાપન (વિશુદ્ધિમાર્ગ ૩, ૨-૩ પા ૫૭)

પ્રજ્ઞા—કુશલચિત્તયુક્ત વિપશ્યના જ્ઞાન અર્થાત્ વિવેકજ્ઞાન તે પ્રજ્ઞા (વિશુદ્ધિમાર્ગ ૧૪ ૨-૩ પા ૩૦૪)

તેમજ વર્ગીકરણનો કાંઈક ભેદ હોવા છતાં પાયાની એકતા કેવી રહેલી છે તે સમજાય. ગમે તે પરંપરાને અવલંબી સાધક સાધના કરતો હોય, પણ જો તેની દૃષ્ટિ ખરી આધ્યાત્મિક હોય તો તેને સાધનાકાળમા થતી ચિત્તની કે આત્માની ઉત્ક્રાંતિનો અનુભવ એકસરખો જ થવાનો અને ધ્યાનની જુદી જુદી અવસ્થાઓ પણ એકસરખી રીતે જ અનુભવમાં આવવાની. આ વસ્તુનો પુરાવો ઉપર સૂચવેલ ત્રણે પરંપરાઓના પ્રાચીન ગ્રંથોમાંથી મળી રહે છે. દા. ત. સાંખ્ય-યોગ પરંપરામાં ચાર સંપ્રજ્ઞાત અને પાંચમી અસંપ્રજ્ઞાત એવી ઉત્ક્રાન્તિગામી ભૂમિકાઓ તેમજ સવિતર્ક, સવિચાર, નિર્વિતર્ક અને નિર્વિચાર એવી ચાર સમાપત્તિઓ વર્ણવાયેલી છે. તો બૌદ્ધ ગ્રંથોમાં સોતાપત્તિ, સકદાગામી. અનાગામી, અર્હત્ એ નામે ચાર ઉત્ક્રાન્તિગામી ભૂમિકાઓ અને સવિતર્કવિચારપ્રીતિસુખએકાગ્રતા આદિ ચાર ધ્યાનો આવે છે.[1] જૈન પરંપરામાં મિથ્યાદૃષ્ટિ આદિ ગુણસ્થાનને નામે ચૌદ ઉત્ક્રાન્તિગામી ભૂમિકાઓનું[2] તેમજ પૃથક્ત્વવિતર્કસવિચાર, એકત્વવિતર્કનિર્વિચાર આદિ ચાર ધ્યાનોનુ[3] વર્ણન છે. વળી યોગવાસિષ્ઠમાં અજ્ઞાનની સાત અને જ્ઞાનની સાત એમ ચૌદ ઉત્ક્રાન્તિગામી ભૂમિકાઓનુ વર્ણન છે.[4] આ બધું વર્ણન તત્ત્વતઃ સમાન અનુભવમાંથી જ આવેલું અને વિકસેલુ છે. નવા નવા સાધકો અને વ્યાખ્યાકારોએ એને પોતપોતાની રુચિ અને શક્તિ તેમજ શ્રોતાઓનો અધિકાર જોઈ એક જ અનુભવને ક્યારેક સંક્ષેપથી તો ક્યારેક વિસ્તારથી, ક્યારેક પ્રાચીન ભાષામાં તો ક્યારેક નવીન ભાષામાં વર્ણવ્યો છે. તેથી જ આપણે જોઈએ

---

૧. જુઓ 'ભૂમિકા અને ધ્યાન'નું પરિશિષ્ટ ૫

૨ એજન

૩. જુઓ તત્ત્વાર્થ ૯, ૪૧ થી આગળ. ગુજરાતી વિવેચન પા. ૩૮૦.

૪. જુઓ પરિશિષ્ટ ૫

છીએ કે પાલિ પિટકોમા ચાર ધ્યાનનુ પ્રાચીન વર્ણન હતુ તો પાછળથી એના સ્થાને પાચ ધ્યાનનુ નિરૂપણ થયુ[1] એ જ રીતે પહેલા સોતાપત્તિ આદિ ચાર માર્ગ અને એના ચાર ફળ એમ આઠ ભૂમિકાઓ હતી તો પાછળથી પ્રમુદિતા આદિ દશ ભૂમિકાઓ આવી[2] એ જ રીતે જૈન પરપરામા ચૌદ ગુણસ્થાનનો બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ ભૂમિકામા સમાસ કરવામા આવ્યો[3]

આ રીતે હજારો વર્ષની સાધનાને પરિણામે સાધકોમા જે અનુભવ ચાલ્યો આવતો અને જે પ્રાચીન સાહિત્ય ચાલ્યું આવતુ તેમજ નવુ રચાતુ, એ બધાનો યથાશકિત ઉપયોગ કરી આ હરિભદ્રે યોગવિષયક સાહિત્ય રચ્યુ છે

## આ હરિભદ્રના યોગગ્રંથો

જૈન શાસ્ત્રોમા આ હરિભદ્ર પહેલા આધ્યાત્મિક વિકાસ ક્રમનું વર્ણન ચૌદ ગુણસ્થાનરૂપે, ચાર ધ્યાનરૂપે તેમજ બહિરાત્મ આદિ ત્રણ અવસ્થારૂપે મળે છે આ હરિભદ્ર જ જૈન પરપરામા સર્વપ્રથમ એનું યોગરૂપે વર્ણન કરે છે એટલુ જ નહિ, પણ પરિભાષા તેમજ વર્ણનશૈલી સુધ્ધા નવી જ યોજે છે અને પાતજલ, બૌદ્ધ આદિ ઇતર દર્શનોમા વર્ણિત યોગપ્રક્રિયા અને એની ખાસ પરિભાષા સાથે જૈન સંકેતોની સરખામણી કરી ભિન્ન ભિન્ન યોગપરપરાઓ પાછળ રહેલી યોગવસ્તુની એકતા બહુ સમર્થ ને સ્પષ્ટ રીતે બતાવે છે આમ તેઓ માત્ર જૈન પરપરાના આદિ યમા

1 વિશુદ્ધિમાર્ગ પા ૧૧૩

2 જુઓ પરિશિષ્ટ ૫

3 જૈન તેમજ પૂજ્યપાદનુ સમાધિશતક શ્લોક ૪ થી આગળ અને સમાધિશતક (ગુજરાતી) ગુર્જર સાહિત્ય સંસદ ભાગ ૧ પા ૪૧૯ ત્યા કડીથી

જ નહિ. પરંતુ સમગ્ર આધ્યાત્મિક પરંપરાના સાહિત્યમાં એક નવી જ કેડી પાડે છે. આ બધું તેઓ કઈ રીતે કરે છે તેનો ખ્યાલ તેમના મુખ્ય યોગગ્રંથોના નીચે આપેલ પરિચય પરથી સહેજે આવી શકશે.

આ હરિભદ્રના યોગવિષયક મુખ્ય ગ્રંથો ચાર છે: ૧. યોગબિંદુ, ૨. યોગદૃષ્ટિસમુચ્ચય, ૩. યોગશતક, ૪. યોગવિંશતિ. એમના 'ષોડશક' ગ્રંથમાં અમુક પ્રકરણો યોગને લગતાં છે, જેમાં મળની વિગતો એક યા બીજી રીતે એમના ચાર યોગગ્રંથોમાં આવી જાય છે. એટલે એનો જુદો પરિચય આપવામા આવ્યો નથી, છતા એમાંની વિગતોનો ઉચિત સ્થળે ટિપ્પણમાં નિર્દેશ કર્યો જ છે. પહેલા બે ગ્રંથો સંસ્કૃતમાં ને છેલ્લા બે પ્રાકૃતમાં લખાયેલા છે. યોગબિંદુ ૫૨૭ શ્લોકપ્રમાણ, યોગદૃષ્ટિસમુચ્ચય ૨૨૭ શ્લોકપ્રમાણ અને યોગશતક તેમજ યોગવિંશતિ એમનાં નામ પ્રમાણે ૧૦૦ અને ૨૦ ગાથાપ્રમાણ છે.

## યોગબિંદુ

અનાદિકાળથી જીવો વાસનારૂપી સંસારમાં અટવાયા કરે છે એ એક અનુભવસિદ્ધ બાબત છે; તો એમાંથી કોઈક કાળે પણ તેઓનો છુટકારો શક્ય છે કે કેમ અને એ શક્યતા હોય તો તે કયા ઉપાયથી સિદ્ધ થઈ શકે? આનો ઉત્તર આપતાં ગ્રંથકાર કહે છે કે સંસારપ્રવાહની આદિ જ્ઞાત ન હોવા છતાં તેનો અંત તો પુરુષાર્થથી આણી જ શકાય છે; પરંતુ આ સાધ્યની સિદ્ધિ વિકટ છે, કેમકે તેના અધ્યાત્મ આદિ ઉપાયો દુષ્કર હોઈ પ્રત્યેક જીવને સુલભ નથી. જે જીવો ચરમાવર્તમાં[1] વર્તતા હોય અર્થાત્ જેઓના સંસારપ્રવાહની અમુક મર્યાદા નક્કી થઈ ગઈ

---

૧. જુઓ પરિશિષ્ટ ૧

હોય એવા જ શુક્લપાક્ષિક[1], ભિન્નગ્રથિ, ચારિત્રી વગેરે ઉક્ત અધ્યાત્મ આદિ ઉપાયના અધિકારી છે,[2] કારણ કે તેઓ પરથી મોહનું તીવ્ર દબાણ ઘટી ગયુ હોય છે (શ્લો ૭૨, ૯૯) આથી ઊલટું, અચરમાવર્તવર્તી જીવો પર મોહનું દબાણ તીવ્રપણે હોવાથી તેઓ ભવ—સસારના ભોગોમા રચ્યાપચ્યા રહે છે યોગના અનધિકારી આવા જીવોને આ હરિભદ્ર ભવાભિનન્દી જેવી સાર્થક સજ્ઞાથી ઓળખાવે છે (શ્લો ૭૩, ૮૫, ૮૬, ૮૭)

ત્યારબાદ તેઓ ઉપર જણાવેલ યોગાધિકાર પ્રાપ્ત કરવા માટેની પૂર્વ તૈયારીનુ નિરૂપણ કરે છે આ પૂર્વ તૈયારીને પૂર્વસેવા કહેલ છે, જેમા મુખ્યપણે ચાર બાબતોનો સમાવેશ કર્યો છે ૧ ગુરુ, દેવ આદિનુ પૂજન, ૨ સદાચાર, ૩ તપ, ૪ મુક્તિ પ્રત્યે અદ્વેષ આ ચારે બાબતોનો વિસ્તૃત ખ્યાલ લગભગ ૪૧ શ્લોકોમા (૧૦૯ થી ૧૪૯) આપવામા આવ્યો છે આટલી બાબતો જ્ઞાનપૂર્વક આચારમા ઊતરે તો જ યોગમાર્ગમા અધિકાર પ્રાપ્ત થાય

ઉક્ત યોગાધિકારને પામેલા ચરમાવર્તવર્તી જીવોને આચાર્ય હરિભદ્ર પ્રસ્તુત ગ્રથમા કર્મમળના તારતમ્ય અનુસાર ચાર ભાગમા વહેચે છે ૧ અપુનર્બંધક,[3] ૨ સમ્યગ્દૃષ્ટિ યા ભિન્નગ્રથિ, ૩ દેશવિરતિ, ૪ સર્વવિરતિ—તે પૂર્ણતા સુધી આ ચારેયના સ્વરૂપ તેમજ અનુષ્ઠાનની વિગતે ચર્ચા આખા ગ્રથમા કરવામા આવી છે

---

૧ જે પક્ષમા ચદ્રની કળા વધતી જવાથી પ્રકાશનો ભાગ વધતો જાય તે શુક્લપક્ષ અને કળા ઘટવાથી અધકારનો ભાગ વધતો જાય તે કૃષ્ણપક્ષ છે આ રૂપકમા આધ્યાત્મિક દૃષ્ટિએ એ રીતે ઘટાવવામા આવે છે કે જે જીવનો સસારકાળ અર્ધ પુદ્ગલપરાવર્ત જેટલો જ બાકી રહે તે શુક્લપાક્ષિક અને તેથી વધારે રહે તે કૃષ્ણપાક્ષિક

૨ ષોડશક ૫ શ્લો ૨ થી ૪ અને ૮

૩ જુઓ પરિશિષ્ટ ૨

અપુનર્બંધક એ ભવાભિનન્દીથી વિરોધી લક્ષણવાળો છે. તેનામા હજી અજ્ઞાન –દર્શનમોહનો અમુક અંશ હોવા છતા ને ઔદૈન્ય, દાક્ષિણ્ય, ભવવૈરાગ્ય જેવા સદ્ગુણોનો વિકાસ સાધવામા સદા તત્પર હોવાથી ક્રમશઃ યોગવૃદ્ધિ સાધીને ગ્રંથિભેદ કરે છે (શ્લો. ૧૭૭, ૧૭૮, ૨૦૨ ).

બીજા અધિકારી સમ્યગ્દૃષ્ટિ યા ભિન્નગ્રથિને ધર્મશાસ્ત્ર શ્રવણ કરવાની ઉત્કટ ઇચ્છા અને ચારિત્રધર્મ પ્રત્યે અનુરાગ હોય છે (શ્લો. ૨૫૩). અનેક સાંસારિક બાબતોથી આકુળ હોવા છતાં સમ્યગ્દૃષ્ટિનું ચિત્ત દર્શનમોહના ઉપશમ કે ક્ષયને લીધે મુખ્યપણે મોક્ષાભિમુખ જ હોય છે, કેવળ તેનુ શરીર જ સંસારમા હોય છે. આથી જ તેના યોગને ભાવયોગ કહ્યો છે (શ્લો. ૨૦૩, ૨૦૫) અને તેના અનુષ્ઠાનને અન્તર્વિવેકથી ઉત્પન્ન થયેલુ કહ્યુ છે (શ્લો. ૨૪૮-૪૯). આવા ભાવ-વિશેષને લીધે એની પૂર્વસેવા સહજ રીતે જ પ્રકૃષ્ટ બની રહે છે (૨૦૯).

સમ્યગ્દૃષ્ટિ જીવ સંક્લેશનો હ્રાસ કરતો કરતો ક્રમથી ચારિત્રી અવસ્થાને પ્રાપ્ત કરે છે (શ્લો. ૩૫૧–૫૨). આ ચારિત્રી માર્ગાનુસારી અર્થાત્ ન્યાયમાર્ગનુ અતિક્રમણ નહિ કરનારો, શ્રદ્ધાળુ. પુરુષાર્થી પણ શુભ પરિણામ વડે શકય એટલો જ પ્રયત્ન કરનાર હોય છે (૩૫૩).

ચારિત્રીના વર્ણનમા આ. હરિભદ્ર અધ્યાત્મ. ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એ પાંચ યોગભૂમિકાઓનુ નિરૂપણ કરે છે, કેમકે આ અધ્યાત્મ આદિ યોગ પરમાર્થદૃષ્ટિએ દેશ-વિરતિથી શરૂ થતો મનાય છે. અપુનર્બંધક ને સમ્યગ્દૃષ્ટિમાં ચારિત્રમોહના પ્રાબલ્યને કારણે તે યોગ બીજરૂપે હોય છે. હવે પાંચ યોગભેદોનુ સ્વરૂપ ટૂંકમાં જોઈ લઈએ : ૧. ઉચિત પ્રવૃત્તિરૂપ અણુવ્રત-મહાવ્રતથી યુક્ત થઈ મૈત્રી આદિ ભાવનાપૂર્વક શાસ્ત્રાનુ-સાર તત્ત્વચિંતન કરવુ એ અધ્યાત્મ. એનાથી પાપક્ષય, વીર્યોત્કર્ષ અને ચિત્તસમાધિ આદિ પ્રાપ્ત કરી શકાય છે. ૨. આ અધ્યાત્મનો પુનઃપુનઃ અભ્યાસ કરવો એ ભાવના. એનાથી કામ, ક્રોધ આદિ

અશુભ ભાવોની નિવૃત્તિ અને જ્ઞાન આદિ જેવા શુભ ભાવોની પુષ્ટિ થાય છે ૩ ભાવના કરતા કરતા ચિત્તને ક્રમ ઉપયોગ પૂર્વક કોઈ એક પ્રશસ્ત વિષય પર એકાગ્ર કરવામા આવે એ ધ્યાનયોગ એનાથી ચિત્તસ્થૈર્ય તથા ભવકારણોનો વિચ્છેદ સધાય છે ૪ અવિદ્યાકલ્પિત એવી ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુઓ પ્રત્યે વિવેકપૂર્વક તટસ્થતા કેળવવી એ સમતા એનાથી લબ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમજ ક્રમ કર્મનો ક્ષય થાય છે ૫ વિજાતીય દ્રવ્યથી ઉદ્ભવેલ ચિત્તની વૃત્તિઓનો જડમૂળથી નાશ કરવો એ વૃત્તિસંક્ષય એ સધાતા તરત જ કેવળજ્ઞાન ને તત્પશ્ચાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે (શ્લો ૩૫૮–૬૭)

ભાવશુદ્ધિનો વિકાસ સાધતા સાધતા ચારની પહેલી ત્રણ ભૂમિકાઓને વટાવી, ચોથી સમતાને પ્રાપ્ત કરી ક્ષપકશ્રેણિ આરૂઢ અને છે ત્યારબાદ તે અલ્પકાળમા જ વૃત્તિસંક્ષય સાધે છે આ પાચ યોગભૂમિકાઓ પૈકી પહેલી ચારને આ હરિભદ્ર પતંજલિ સંમત સંપ્રજ્ઞાતસમાધિ સાથે અને છેલ્લીને અસંપ્રજ્ઞાત સાથે સરખાવે છે[1] (શ્લો ૪૧૮–૨૧)

---

૧ અહીં એક બાબત નોંધવી જરૂરી છે તે એ કે આ હરિભદ્રને અનુસરી ઉ યશોવિજયજી પોતાની યોગાવતારબત્રીશી (શ્લો ૨૦)મા અધ્યાત્મ આદિ પાચ યોગભેદો પૈકી પ્રથમના ચારમા સંપ્રજ્ઞાતને અને છેલ્લા વૃત્તિસંક્ષયમા અસંપ્રજ્ઞાતને ઘટાવે છે, છતા તેઓ જ્યારે પાતંજલ યોગશાસ્ત્ર (૧ ૧૮) પર વૃત્તિ લખે છે ત્યાં અસંપ્રજ્ઞાતની પેઠે સંપ્રજ્ઞાતને પણ વૃત્તિસંક્ષય નામના પાચમા ભેદમા ઘટાવે છે આમા તેઓ વૃત્તિસંક્ષયનો અર્થ યોગબિંદુમા કરાયેલ અર્થ કરતા વધારે વિસ્તારી વૃત્તિસંક્ષયનું ક્ષેત્ર ચોથા ગુણસ્થાનથી ચૌદમા સુધી વિસ્તારે છે સાથે જ તેઓ બારમા ગુણસ્થાન સુધી પ્રાપ્ત થતા પૃથક્ત્વવિતર્ક સવિચાર અને એકત્વવિતર્ક અવિચાર નામના બે શુક્લધ્યાનોમા સંપ્રજ્ઞાતયોગનો અર્થ ઘટાવે છે ? પાતંજલ યોગશાસ્ત્રમા આવતી ચાર સમાપત્તિઓ સાથે સરખાવતા બરાબર બંધબેસે છે (જુઓ દિની ચાર [illegible]ની

પ્રત્યેક અધિકારીનુ અનુષ્ઠાન કઈ કોટિનું છે તે દર્શાવવા માટે આ. હરિભદ્ર અનુષ્ઠાનના પાંચ પ્રકાર નિરૂપે છે: ૧. વિષ, ૨. ગર, ૩. અનનુષ્ઠાન, ૪. તદ્ધેતુ, ૫ અમૃતાનુષ્ઠાન. આમાથી પહેલા ત્રણ અસદનુષ્ઠાન છે, જ્યારે છેલ્લા બે સદનુષ્ઠાન છે. અપુનર્બંધક આદિ યોગાધિકારીઓને સદનુષ્ઠાન જ હોય છે (શ્લો. ૧૫૫–૧૬૧, ૧૬૩).

## યોગદૃષ્ટિસમુચ્ચય

યોગદૃષ્ટિસમુચ્ચયમાં આવતુ આધ્યાત્મિક વિકાસક્રમનુ વર્ણન યોગબિન્દુના વર્ણનથી પરિભાષા, વર્ગીકરણ તેમજ શૈલીમાં જુદુ પડે છે. યોગબિન્દુની કેટલીક વસ્તુ એમા શબ્દાન્તરથી સમાવેલી છે, જ્યારે બીજી કેટલીક નવી ઉમેરવામાં આવેલી છે.

અહી જીવની અચરમાવર્તકાલીન—અજ્ઞાનકાલીન અવસ્થાને ઓઘદૃષ્ટિ અને ચરમાવર્તકાલીન—જ્ઞાનકાલીન અવસ્થાને યોગદૃષ્ટિ કહી છે. ઓઘદૃષ્ટિમા પ્રવર્તતા ભવાભિનન્દીનુ વર્ણન યોગબિન્દુ (શ્લો ૧૨, ૧૩, ૨૪, ૧૫, ૭૬)ને મળતું છે.

યોગબિન્દુમાં વર્ણિત પૂર્વસેવાનુ પણ અહી યોગબીજરૂપે કાંઇક વિગતે નિરૂપણ છે. જિન ભગવાન. ભાવયોગી, ભાવ-આચાર્ય, ભાવ-ઉપાધ્યાય પ્રત્યે કુશલ ચિત્ત રાખવું, સતશ્રુત પ્રત્યે ભક્તિ અર્થાત્ સતશાસ્ત્રનાં લેખન, પૂજન, દાન, શ્રવણ, પ્રકાશન, સ્વાધ્યાય આદિ તેમજ ગુરુ, દેવ, વિપ્ર, યતિજનનુ પૂજન વગેરે બાબતોને પ્રસ્તુતમા યોગબીજ તરીકે ગણાવી છે (શ્લો. ૨૨, ૨૩, ૨૭, ૨૮, ૧૫૧).

આ ગ્રંથમાં યોગભૂમિકાનાં યા યોગાધિકારીઓનાં ત્રણ વર્ગીકરણ મળે છે: એકમાં યોગની પ્રારંભિક યોગ્યતાથી માંડી તેના

---

પ્રસ્તાવના, પા ૫૩ અને પં. સુખલાલજી સંપાદિત હિંદી 'યોગદર્શન તથા યોગવિંશિકા' પા. ૬ )

અંત સુધીની ભૂમિકાઓને કર્મમળના તારતમ્ય અનુસાર આઠ ભાગમા વહેંચી તેને આઠ યોગદૃષ્ટિઓ કહેવામા આવી છે તેના નામ આ છે ૧ મિત્રા, ૨ તારા, ૩ બલા, ૪ દીપ્રા, ૫ સ્થિરા, ૬ કાન્તા, ૭ પ્રભા, ૮ પરા (શ્લો ૧૩) આ વિભાગ અનુક્રમે પાતજલદર્શનપ્રસિદ્ધ યમ, નિયમ, આદિ આઠ યોગાંગોને[1] આધારે તેમજ ખેદ, ઉદ્વેગ આદિ બૌદ્ધપરપરા પ્રસિદ્ધ આઠ પૃથક્જનચિત્તોના અર્થાત્ દોષોના[2] પરિહારને આધારે અને અદ્વેષ, જિજ્ઞાસા આદિ આઠ યોગગુણના[3] પ્રાકટ્યને આધારે કરવામા આવ્યો છે (શ્લો ૧૬) આ આઠ ભૂમિકામા વર્તતા સાધકના સ્વરૂપનું ત્યાગ્બાદ વિગતે વર્ણન કરવામા આવ્યું છે. યોગનો ક્રમિક વિકાસ દર્શાવતી આ આઠ દૃષ્ટિઓ પૈકી પહેલી ચાર યોગની પ્રારંભિક અવસ્થામા હોય છે એમા મિથ્યાત્વનો અલ્પ અંશ હોઈ તે પ્રતિપાતી—અસ્થિર, સાપાય—સદોષ ને અવેદ્ય સવેદ્યપદવાળી[4] છે, જ્યારે છેલ્લી ચારમા મિથ્યાત્વનો અભાવ હોઈ તે સ્થિર, નિરપાય છે અને વેદ્યસવેદ્યપદ નામે ઓળખાય છે[5] (શ્લો ૧૯, ૬૭, ૭૨–૭૫)

---

૧ યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ (યો સૂ ૨ ૨૯)

૨ ખેદ ઉદ્વેગ ક્ષેપ ઉત્થાન ભ્રાન્તિ અન્યમુદ્ રુગ્ (રાગ) અને આસંગ વિસ્તાર માટે જુઓ ષોડશક ૧૪ શ્લોક ૨ થી ૧૧

૩ અદ્વેષ જિજ્ઞાસા શુશ્રૂષા શ્રવણ બોધ મીમાંસા પ્રતિપત્તિ અને પ્રવૃત્તિ જુઓ ષોડશક ૧૬ ૧૪

૪ જેમા બાહ્ય વેદ્ય વિષયોને યથાર્થસ્વરૂપે સંવેદી શકાય નહિ તે અવેદ્યસવેદ્યપદ

૫ જેમા વેદ્ય વિષયોનુ યથાર્થ સ્વરૂપ જાણી શકાય અને તેથી તેમા અપ્રવૃત્તિબુદ્ધિ થાય તે વેદ્યસવેદ્યપદ

પહેલી ચારમા ૧લુ ગુણસ્થાન પાચમી ને છઠ્ઠીમા ૪-૫-૬ ગુણસ્થાન સાતમીમા ૭-૮ ગુણસ્થાન અને છેલ્લીમા ૮ થી ૧૪ ગુણસ્થાન

બીજું વર્ગીકરણ ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, ને સામર્થ્યયોગ એમ ત્રણ ભાગમાં છે. યોગની આ ત્રણ ભૂમિકાઓ સ્થિરા આદિ પાછલી ચાર દૃષ્ટિઓમાં જ પ્રાપ્ત થાય છે. ધર્મ કરવાને ઇચ્છતા જ્ઞાનીનો પ્રમાદને લીધે જે વિકલધર્મયોગ તે ઇચ્છાયોગ. જે ધર્મ-યોગ શાસ્ત્રના તીવ્ર બોધવાળો અને શાસ્ત્રને જ અનુસરતો હોય તે શાસ્ત્રયોગ. જે યોગ આત્મશક્તિના ઉદ્રેકને લીધે શાસ્ત્રમર્યાદાથી પણ પર હોય તે સામર્થ્યયોગ (શ્લો. ૩–૫).

ત્રીજા વર્ગીકરણમાં યોગીઓને ચાર ભાગમા વહેંચવામાં આવ્યા છે. ૧. ગોત્રયોગી, ૨. કુલયોગી, ૩. પ્રવૃત્તચક્રયોગી, ૪. સિદ્ધ-યોગી[1]. આ ચાર પૈકી વચલા બેને યોગના અધિકારી લેખ્યા છે. પ્રથમમાં યોગ્યતાનો અભાવ હોઈ તે અનધિકારી છે અને સિદ્ધ-યોગીને તો યોગની જરૂર જ ન હોઈ તે અનધિકારી છે (શ્લો. ૨૦૮–૧૨).

## યોગશતક

યોગશતક વિષયની દૃષ્ટિએ યોગબિંદુ સાથે સૌથી વધારે

---

પ્રવર્તે છે. આ પરથી જોઈ શકાશે કે યોગબિંદુગત અપુનર્બંધકની જુદી જુદી અવસ્થાઓ પહેલી ચારમા, સમ્યગ્દષ્ટિની પાંચમી દૃષ્ટિમાં અને દેશ તેમજ સર્વવિરતિની છઠ્ઠીમા સમાવેશ પામે છે સાતમી દૃષ્ટિ સર્વ-વિરતિની જ સહેજ વિકસિત પણ ક્ષપકશ્રેણી પહેલાની દશાને સૂચવે છે જ્યારે છેલ્લી પરાદૃષ્ટિ ક્ષપકશ્રેણી-આરૂઢ ચારિત્રીની પૂર્ણતા સુધીની બધી અવસ્થાઓને સમાવે છે.

૧ (૧) ભૂમિભવ્ય યા નામધારી યોગી તે ગોત્રયોગી. (૨) યોગીના કુળમાં જન્મેલા અથવા યોગીધર્મને અનુસરનારા તે કુલયોગી (૩) જેનુ અહિંસા આદિ યોગચક્ર પ્રવૃત્ત થયું હોય તે પ્રવૃત્તચક્રયોગી (૪) જેને યોગ નિષ્પન્ન યા સિદ્ધ છે તે સિદ્ધયોગી વિસ્તાર માટે જુઓ ડૉ ભગવાન-દાસકૃત ગુજરાતી વિવેચન, પા ૬૮૧–૭૦૭.

સામ્ય ધરાવે છે યોગબિન્દુની ઘણીખરી યોગવસ્તુ યોગશતકમા સક્ષેપમા આવી જાય છે

પ્રારભમા નિશ્ચય અને વ્યવહાર યોગનું સ્વરૂપ દર્શાવ્યુ છે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન ને સમ્યક્ચારિત્ર એ ત્રણનો આત્મા સાથેનો સબધ એ નિશ્ચયયોગ છે ( ગાથા ૨ ), જ્યારે એ ત્રણેના કારણો એ વ્યવહારયોગ છે ( ગાથા ૪ )

યોગના અધિકારી તેમજ અનધિકારીનો પ્રશ્ન પણ યોગ બિન્દુની પેઠે સાખ્ય ને જૈન પરિભાષાના શ્લેષ દ્વારા ગાથા ૮–૧૦ મા નિરૂપાયો છે

યોગાધિકાર પ્રાપ્ત કરવા માટે સાધકે કરવાની પૂર્વ તૈયારીનું અહી પૂર્વસેવા કે યોગબીજ નામથી વર્ણન નથી, પરતુ પ્રથમા ધિકારી અપુનર્બંધકને માટે પરપીડાપરિહાર, દીનદાન, ગુરુદેવના પૂજાસત્કાર ઇત્યાદિ લૌકિક ધર્મના પાલનની જે વાત ગાથા ૨૫–૨૬ મા કહી છે તેમા પૂર્વસેવા યા યોગબીજ જ સૂચવાય છે

ચરમાવર્તમા વર્તતા યોગાધિકારીઓનુ અપુનર્બંધક, સમ્ય ગ્દૃષ્ટિ આદિમા વર્ગીકરણ તેમજ પ્રત્યેકના લક્ષણો યોગબિન્દુ (શ્લો ૧૭૭, ૧૭૮, ૨૫૩, ૩૫૩)ની પેઠ જ ગાથા ૯ અને ૧૩–૧૬ મા નિરૂપવામા આવ્યા છે, અને તે તે અધિકારીને ઉપદેશવાના વિષયોની ગાથા ૩૦ થી ૩૫ મા આપેલી યાદીમાં તેઓના અનુષ્ઠાનનું સામાન્ય કથન આવી જાય છે યોગબિન્દુની પેઠ અનુષ્ઠાનના વિષ, ગર આદિ પ્રકારોની તેમજ પ્રત્યેક અધિકા રીના અનુષ્ઠાનની વિગતે ચર્ચા કરવામા આવી નથી, પણ સામાન્ય પણે એટલુ જણાવવામાં આવ્યુ છે કે પ્રત્યેકનુ પોતપોતાની ભૂમિકાને અનુરૂપ અનુષ્ઠાન યોગ જ છે, કેમકે એમા અપધ્યાન અર્થાત્ દુર્ધ્યાનનો પ્રાય અભાવ હોય છે તેમજ સર્વદર્શનસમ્મત યોગના લક્ષણો એમા ઘટે છે (ગા ૨૧–૨૨)

પ્રાપ્ત ભૂમિકાથી ઉપલી ભૂમિકાએ ચડવું હોય તો સાધકે શું કરવુ એ દર્શાવતા આ. હરિભદ્ર કેટલાક સર્વસાધારણ નિયમો તેમજ અમુક બાહ્ય અને આંતર ઉપાયો ગાથા ૨૮ થી ૫૦ સુધીમાં વર્ણવે છે; જેમ કે, પોતાના સ્વભાવના આલોચનથી. લોકવાયકાના જ્ઞાનથી અને શુદ્ધ યોગના વ્યાપારથી પ્રવૃત્તિના ઉચિત અનુચિતપણાનો વિવેક કરવો; પોતાનાથી ચડિયાતા ગુણવાળા સાથે સહવાસ કરવો તેમજ ઉત્તરગુણોનુ બહુમાન, સંસારસ્વરૂપ તથા રાગદ્વેષાદિ દોષોનુ ચિંતન જેવા આંતર ઉપાયોનો અને ભયાદિરૂપ અકુશલકર્માદિના નિવારણ અર્થે ગુરુશરણ, તપ આદિ જેવા બાહ્ય ઉપાયોનો આશ્રય લેવો. આમાંના નિજસ્વભાવાલોચન, જનવાદ આદિ જેવા કેટલાક ઉપાયોનો યોગબિન્દુગત અધ્યાત્મનિરૂપણમાં નિર્દેશ છે.[૧] યોગસાધનાના આ ઉપાયોનો આશ્રય વિકસિત ભૂમિકામા પ્રવર્તતા સાધકોએ લેવાનો છે. નવશિખાઉને તો શ્રુતપાઠ, તીર્થસેવન જેવા સ્થૂળ ઉપાયોનો પ્રથમ આશ્રય લેવા કહ્યુ છે (ગા. ૫૧–૫૨) શાસ્ત્રના અર્થનું જ્ઞાન થયા બાદ તેણે રાગ, દ્વેષ, મોહ જેવા અંતર્ગત દોષોને લક્ષમાં રાખી આત્મનિરીક્ષણ કરવું એમ સૂચવ્યું છે. વળી ચિત્તસ્થૈર્ય સાધવા રાગાદિ દોષોના વિષય અને પરિણામોને એકાંતમાં કેમ ચિંતવવા એનુ વિસ્તૃત વર્ણન ગાથા ૫૯ થી ૮૦ મા આપવામાં આવ્યુ છે. આટલી ચિંતનની બાબતો નિરૂપ્યા બાદ ગ્રંથકાર તે સદ્‌વિચારને અનુરૂપ સાધકની આહારાદિ ચર્યા કેવી હોવી જોઈએ તેનુ ટૂંક નિરૂપણ કરે છે, જેમાં મુખ્યપણે સર્વસંપત્કરી ભિક્ષાનુ સ્વરૂપ દર્શાવ્યું છે (ગા. ૮૧–૮૨).

આ રીતે ચિંતન ને આચરણ કરતાં સાધક અશુભ કર્મનો ક્ષય કરે છે અને સાનુબંધ અર્થાત્ ઉત્તરોત્તર ફલદાયી એવા શુભ કર્મને બાંધી ક્રમે મુક્તિ પામે છે (ગા. ૮૩–૮૫).

---

૧ જુઓ યોગબિંદુ શ્લો૦ ૩૮૯ થી

# યોગવિંશિકા

પ્રસ્તુત ગ્રંથમાં યોગવસ્તુ બહુ ટૂંકમાં નિરૂપાઈ છે એમાં આધ્યાત્મિક વિકાસની પ્રારંભિક અવસ્થાનું વર્ણન નથી, પરંતુ તે પછીની વિકસિત અવસ્થાઓનું જ નિરૂપણ છે યોગના મુખ્ય અધિકારી તરીકે ચારિત્રીને લેખી એના આવશ્યક ધર્મવ્યાપારને યોગ કહ્યો છે અને યોગથી પણ પ્રસ્તુતમાં સ્થાન, ઊર્ણ, અર્થ, આલંબન અને અનાલંબન એમ પાંચ યોગભેદો—ભૂમિકાઓ અભિપ્રેત છે (ગા ૨) આમાંથી આલંબન ને અનાલંબન એ બેનો જ અર્થ મૂળમાં છે (ગા ૧૮), પરંતુ ઉ યશોવિજયજીએ ટીકામાં પાંચેનો અર્થ કર્યો છે[1] આ પાંચ ભેદો પૈકી પહેલા બેને કર્મયોગરૂપે અને પાછલા ત્રણને જ્ઞાનયોગરૂપે નિર્દેશ્યા છે[2] આ ઉપરાંત સ્થાન

---

૧ (૧) કાયોત્સર્ગ પર્યંકાસન પદ્માસન આદિ આસનો સ્થાન કહેવાય છે (૨) પ્રત્યેક ક્રિયા આદિના સમયે જે સૂત્ર બોલવામાં આવે છે તેને ઊર્ણ અર્થાત્ વર્ણ કે શબ્દ કહે છે (૩) સૂત્રાર્થનું જ્ઞાન એ અર્થ (૪) બાહ્ય પ્રતિમા આદિ વિષયોનું ધ્યાન એ આલંબનયોગ (૫) રૂપી દ્રવ્યના આલંબન વિનાની શુદ્ધ ચૈતન્યમાત્રની સમાધિ એ અનાલંબનયોગ ષોડશક (૧૩ ૪)માં પણ આ પાંચે ભેદોનો નિર્દેશ છે અને ૧૪ ૧ માં આલંબન નિરાલંબન સમજાવ્યા છે

૨ ઉ યશોવિજયજી કર્મયોગ અને જ્ઞાનયોગ આ રીતે સમજાવે છે સ્થાન તો સ્વયં ક્રિયારૂપ જ છે તેમજ ઊર્ણ પણ એક ઉચ્ચારણરૂપ ક્રિયા જ છે અર્થ આદિ છેલ્લા ત્રણ તો સાક્ષાત્ જ્ઞાનરૂપ જ છે જે ઉપર કરેલી વ્યાખ્યા પરથી સ્પષ્ટ છે આ ઉપરાંત ઉ યશોવિજયજી (ગા ૩) ટીકામાં યોગબિંદુગત અધ્યાત્મ આદિ પાંચ યોગભેદોને પ્રસ્તુત સ્થાન આદિમાં ઘટાવે છે દેવસેવા રૂપ અધ્યાત્મનો સમાવેશ સ્થાનયોગમાં, જપરૂપ અધ્યાત્મનો સમાવેશ ઊર્ણમાં તથા તત્ત્વચિંતનરૂપ અધ્યાત્મનો સમાવેશ અર્થયોગમાં થાય છે ભાવનાનો પણ સમાવેશ સ્થાન ઊર્ણ ને અર્થમાં સમજવો ધ્યાનનો સમાવેશ આલંબનયોગમાં અને સમતા તેમજ વૃત્તિસંક્ષયનો સમાવેશ અનાલંબનયોગમાં થાય છે

આદિ પાંચેના ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થૈર્ય અને સિદ્ધિ એમ ચાર ચાર વિભાગ પાડી પ્રત્યેકનાં સ્વરૂપ તથા કાર્યો દર્શાવવામાં આવ્યાં છે[1] (ગા. ૪–૮).

સ્થાન આદિ ઉક્ત પાંચ ભેદોને જૈનપરંપરાપ્રસિદ્ધ ચૈત્યવંદનક્રિયામાં ઘટાવતા ગ્રંથકાર કહે છે કે જે સાધક અર્થ તેમજ આલંબનયોગયુક્ત છે તેની ચૈત્યવંદનક્રિયા સાક્ષાત્ મોક્ષફળ આપનારી છે, જ્યારે સ્થાન તથા ઊર્ણયોગવાળાને તે ક્રિયા પરંપરાથી મોક્ષ પ્રાપ્ત કરાવનારી છે, અને બધાય યોગથી શૂન્ય એવી વ્યક્તિની તે ક્રિયા તો કેવળ કાયિક ચેષ્ટા જ બની રહે છે. તેથી તે ચૈત્યવંદનનો અનધિકારી છે. ત્યારબાદ સદનુષ્ઠાનના પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ[2] એમ ચાર ભેદો કરી ગ્રંથકાર અંતમા આલંબન અને અનાલંબન યોગનુ સ્વરૂપ ટૂંકમાં સમજાવે છે.

ઉપર આપેલા આ. હરિભદ્રના યોગગ્રંથોના ટૂંક પરિચય પરથી ખ્યાલ આવશે કે તેમણે બધાયમાં મુખ્યપણે ચાર મુદ્દાઓનો સમાવેશ કર્યો છે: ૧. યોગનો અધિકારી તેમજ અનધિકારી કોણ? ૨. યોગાધિકાર મેળવવા માટેની પૂર્વતૈયારીનુ સ્વરૂપ. ૩. યોગ્યતાનુસાર અધિકારીઓનુ ભિન્ન ભિન્ન રીતે વર્ગીકરણ અને તેઓનાં સ્વરૂપ ને અનુષ્ઠાનનુ નિરૂપણ. ૪. યોગસાધનાના ઉપાયો યા યોગભેદો.

પહેલો મુદ્દો યોગબિંદુ, યોગદૃષ્ટિસમુચ્ચય ને યોગશતકમાં સમાન રીતે આવે છે. ફેર એટલો જ કે યોગદૃષ્ટિસમુચ્ચયમાં અચરમાવર્તકાલીન અવસ્થાને ઓઘદૃષ્ટિ ને ચરમાવર્તકાલીન અવસ્થાને યોગદૃષ્ટિ કહેલ છે. યોગવિંશિકાનુ નિરૂપણ તો દેશવિરતિથી જ શરૂ થાય છે.

બીજો મુદ્દો યોગબિંદુમાં પૂર્વસેવારૂપે, યોગદૃષ્ટિસમુચ્ચયમા

---

૧ ઇચ્છા આદિની વ્યાખ્યા માટે જુઓ યોગદૃષ્ટિસમુચ્ચય શ્લો ૨૧૬ થી ૨૧૮ અને ડૉ. ભગવાનદાસકૃત ગુજરાતી વિવેચન પા. ૭૧૬–૭૩૧

૨. જુઓ ચારેની વ્યાખ્યા માટે ષોડશક, ૧૦. ૨ થી ૮.

યોગબીજ રૂપે અને યોગશતકમા લૌકિકધર્મરૂપે ચર્ચાયેલ છે યોગ વિંશિકામા વિકસિત દશાનુ જ વર્ણન હોઈ પૂર્વસેવાને અવકાશ નથી પૂર્વસેવા શબ્દનો પ્રયોગ અને તેમા કરાયેલ ગુરુ, દેવ આદિનુ પૂજન વગેરે વિષયોનો સમાવેશ–આ બને બાબતો જૈન પરંપરામા આ હરિભદ્રની જ આગવી છે

ત્રીજા મુદ્દામા યોગાધિકારીઓના જુદા જુદા વર્ગીકરણોનો સમાવેશ થાય છે યોગબિંદુ, યોગશતક અને યોગવિંશિકામા આવતુ અપુનર્બંધક આદિનું વર્ગીકરણ એક જ પ્રકારનુ છે, જે પૂર્વથી જૈન પરંપરામા ચાલ્યુ આવે છે, પરંતુ યોગદષ્ટિસમુચ્ચયગત ત્રણે વર્ગીકરણો (૧ આઠ દષ્ટિઓનું, ૨ ઇચ્છા શાસ્ત્ર સામર્થ્યયોગ, ૩ ગોત્ર, કુળ આદિ યોગી) અને તેની પરિભાષા તો આ હરિભદ્રે જ સર્વ પ્રથમ યોજયા છે એ જ રીતે વિષ, ગર આદિ અનુષ્ઠાનના ભેદો (યોગબિંદુ) તેમજ પ્રીતિ, ભક્તિ આદિ સદનુષ્ઠાનના ભેદો (યોગવિંશિકા ને ષોડશક) પણ આ હરિભદ્રના જ આગવા છે

ચોથા મુદ્દા પરત્વે પણ આપણને નવા વર્ગીકરણો ને નવી પરિભાષા આ હરિભદ્રમા મળે છે યોગબિંદુગત અધ્યાત્મ, ભાવના આદિ યોગભેદોનું અને યોગવિંશિકાગત સ્થાન, ઊર્ણ આદિ યોગભેદોનુ વર્ગીકરણ સૌથી પ્રથમ આ હરિભદ્રે જ કર્યું છે

આ ઉપરથી જોઈ શકાશે કે આ હરિભદ્રે પરંપરાગત પરિભાષાનો ઉપયોગ બને એટલો ઓછો કરી યોગમાર્ગને અનુરૂપ એવી સર્વસાધારણ નવી પરિભાષામા જૈનપરંપરાપ્રસિદ્ધ આધ્યાત્મિક વિકાસક્રમનુ યોગરૂપે નિરૂપણ કરવામા પહેલ કરી છે એમની આ વિશેષતા તો છે જ, પણ એથીય વધારે ધ્યાન ખેંચે એવી એમની વિશેષતા યા મૌલિકતા તો દર્શનાન્તરગત યોગવિષયક સિદ્ધાંતો તેમજ પરિભાષાની જૈન સિદ્ધાંત ને પરિભાષા સાથે તેઓએ કરેલ તુલના ને સમન્વયવૃત્તિમા દેખાય છે આનો કંઈક ખ્યાલ નીચેના ઉદાહરણો પરથી આવી શકશે

યોગબિંદુમાં યોગના અધિકાર-અનધિકારની ચર્ચા પ્રસંગે સાંખ્યાચાર્ય ગોપેન્દ્રના વચન સાથે સંવાદ દર્શનાન્તર સાથે તુલના સાધતા આ. હરિભદ્ર કહે છે કે સાંખ્ય-યોગ પરંપરામાં નિવૃત્તાધિકારપ્રકૃતિથી જે વસ્તુ સૂચવાય છે તે જ વસ્તુ જૈન પરંપરામાં ચરમપુદ્‌ગલપરાવર્ત શબ્દથી સૂચવાય છે અને અનિવૃત્તાધિકારપ્રકૃતિ શબ્દથી જે સૂચવાય છે તે જૈન પરંપરામા અચરમપુદ્‌ગલપરાવર્ત શબ્દથી (યોગબિંદુ. શ્લોક ૧૦૧–૨).

એ જ રીતે જૈનસંમત સમ્યગ્દૃષ્ટિની ભૂમિકાને બૌદ્ધસંમત બોધિસત્ત્વની ભૂમિકા સાથે સરખાવી બન્નેમાં કેવું સમાનપણુ છે તે દર્શાવતા આ. હરિભદ્ર કહે છે કે ગ્રંથિભેદની ભૂમિકાએ પહોંચેલ સાધકનો પરિણામ એવી કક્ષાનો હોય છે કે કદાચિત્ જો તે પોતાની સ્થિતિથી ચ્યુત થાય તોય તે અલ્પકાળ પૂરતો જ. તેનું અનુષ્ઠાન બહારથી મિથ્યાદૃષ્ટિના જેવુ જ ભાસવા છતા તેના પરિણામભેદને લીધે તે કદી મહાબન્ધ કરતો નથી (યોગબિંદુ ૨૬૭ થી ૨૬૯). બૌદ્ધસંમત બોધિસત્ત્વ પણ કદાચિત્ કાયપાતી–શારીરિક દોષયુક્ત બને. પણ ચિત્તપાતી તો નહિ જ (૨૭૧). વળી બન્ને પરોપકારી, ઉચિતમાર્ગગામી ને ગુણરાગી હોય છે (૨૭૨). વધારામાં બન્નેના વ્યુત્પત્તિઅર્થમાં પણ સમાનપણુ છે, કેમકે સમ્યગ્દર્શન એ જ બોધિ છે અને એ બોધિ જે સત્ત્વ અર્થાત્ જીવમાં પ્રધાનપણે છે તે બોધિસત્ત્વ (૨૭૩). બન્નેનો ઊહ–સંકલ્પ પણ સમાન પ્રકારનો હોય છે, જેમકે, 'હું ઉત્તમ બોધિથી યુક્ત થઈ મોહાન્ધકારમાં ડૂબેલા દુઃખી જીવોને મુકત કરવા યથાશક્તિ પ્રયત્ન કરીશ' (યોગબિંદુ ૨૮૫–૮૬).

ઈશ્વરવાદ અને ભવકારણની ચર્ચાપ્રસંગે આ. હરિભદ્ર પોતાના કથનનુ સમર્થન યોગાચાર્ય કાલાતીતનો મત ટાંકીને કરે છે.

કાલાતીતે જે રીતે શબ્દભેદને વટાવી વસ્તુતત્ત્વને એકરૂપે જોવાનો પ્રયત્ન કર્યો તેને તેમના જ શબ્દોમા આ હરિભદ્ર આ રીતે દર્શાવે છે "જે ઐશ્વર્યયુક્ત છે તે જ અમારે મન ઈશ્વર છે, પછી ભલે તે મુક્ત, બુદ્ધ કે અર્હત્ નામથી ઓળખાય મુક્ત, ઈશ્વર આદિ તો કેવળ શબ્દના ભેદો છે એમા જે અનાદિ આદિ જેવા ભેદો તે તે દર્શનમા કલ્પવામા આવે છે તે બધા તદ્દન નિરર્થક છે કારણ કે એક તો સ્થૂળદર્શી તત્ત્વ નથી જાણતો અને બીજું અનુમાનનો વિષય આમા ય છે અર્થાત્ અનુમાન વસ્તુનું સામાન્ય સ્વરૂપ જ જણાવે છે, વિશેષ નહિ આથી વિશેષસ્વરૂપની બાબતમા એક બીજાના અનુમાનો આભાસ બને છે ત્રીજું ગમે તે માન્યતા હોય, છતા પરિણામની ઉજ્જવળતા હોય તો કલેશ ક્ષયરૂપ ફળ એક સરખુ જ આવે છે આ જ વાત ભવકારણને પણ સમાન રીતે લાગુ પડે છે અવિદ્યા, કલેશ, કર્મ, વાસના, પાશ આદિ ભવકારણના તે તે દર્શનસમ્મત જુદાં જુદા નામમાત્ર છે એમા જે મૂર્તત્વ, અમૂર્તત્વ જેવા નાનાવિધ ઉપાધિભેદો કલ્પવામા આવે છે તે પણ ઉક્ત કારણોસર અકિંચિત્કર જ છે" આમ કાલાતીતનો મત ટાકી ઉપસહાર કરતા આ હરિભદ્ર કહે છે કે માત્ર શબ્દભેદને વળગવુ એ કુટિલ અથાત્ કુચિતિકાગ્રહનું પરિણામ છે બાકી વિચારકો તો તાત્પર્યને જ ગ્રહણ કરે છે (યોગબિંદુ શ્લો ૩૦૨-૯)

આ હરિભદ્રે ગુરુસેવા આદિનો પૂર્વસેવા અને યોગબીજરૂપે જે વ્યાપક સમન્વય કર્યો છે તે ખાસ ધ્યાનપાત્ર છે તેઓ કહે છે કે આધ્યાત્મમાર્ગે આગળ વધવુ હોય તો તેની તૈયારી લેખે વ્યક્તિનું માન૧ એટલું બધુ વિકસવુ જોઈએ કે તેણે ગુરુવર્ગમા માત્ર ધર્મગુરુને ૧ લેખતા વડીલ એવા બધા વર્ગને ગુરુ ગણી તેનો આદર સત્કાર કરવો તેઓ એવા વડીલવર્ગમા માતા પિતા કલાચાર્ય, જ્ઞાતિજન, વિપ્ર, વૃદ્ધ વગેરેનો સમાસ કરે છે (૧૧૦) એ જ

રીતે દેવપૂજનની બાબતમા પણ અધ્યાત્મવાંછુ વ્યક્તિએ બધા જ દેવોનો સમભાવે આદર કરવો, પછી ભલે તે કોઈ એક વિશિષ્ટ દેવમાં વિશેષ શ્રદ્ધા સેવે (યોગબિંદુ ૧૧૭–૧૮). આગળ વધી તેઓ તપ વિશે કહે છે ત્યારે સ્મૃતિગ્રંથોમાં પ્રસિદ્ધ એવાં કૃચ્છ્ર. ચાંદ્રાયણ આદિ તપોનો નિર્દેશ કરી તેને આચરવાનુ સૂચન કરે છે (યોગબિંદુ ૧૩૧ થી ૧૩૫). એ જ રીતે તેઓએ અધ્યાત્મ આદિ પાચ યોગભેદો પૈકી પ્રથમ અધ્યાત્મ યોગનુ વિશેષ નિરૂપણ એટલી વિશાળ દૃષ્ટિથી કર્યુ છે કે તેમાં અધિકાર અને રુચિભેદે જુદી જુદી પરંપરાઓમા પ્રવર્તતી ચડતી ઊતરતી સાધનપ્રણાલીઓનો સમાવેશ થઈ જાય છે. દા. ત. પ્રાથમિક અધિકારીની દૃષ્ટિએ તેમણે પાતંજલ યોગ-શાસ્ત્રમાં પ્રસિદ્ધ જપને, ચડિયાતા અધિકારીની દૃષ્ટિએ ઔચિત્યા-લોચન, આત્મસંપ્રેક્ષણ તેમજ મૈત્રી આદિ ભાવનાઓને અધ્યા-ત્મના પ્રકારો તરીકે ગણાવ્યા છે (૩૮૧ થી ૪૦૪).

આ. હરિભદ્રે ‘ સર્વજ્ઞત્વ ’ અને અંતિમ લક્ષ્ય ‘મોક્ષ’ની બાબતમા લાંબા કાળથી દાર્શનિક ક્ષેત્રમા પ્રચલિત એવા વાદ-વિવાદને ધ્યાનમાં રાખી એની તલસ્પર્શી ચર્ચા કરીને એની પાછળનુ હાર્દ બહુ સચોટ રીતે બતાવવા ‘ યોગદૃષ્ટિસમુચ્ચય ’માં પ્રયત્ન કર્યો છે. એનો સાર એ છે કે સામાન્ય ‘ સર્વજ્ઞત્વ ’ તો સૌને માન્ય જ છે. જે કાઈ મતભેદ છે તે એના વિશેષ સ્વરૂપની બાબતમા, અને વિશેષ તો અતીંદ્રિય હોઈ છદ્મસ્થને ગોચર જ નથી. વળી સર્વજ્ઞ મનાતા પુરુષોની દેશના જે ભિન્ન ભિન્ન ભાસે છે તેમા તો અનેક કારણો સંભવે છે : એક તો શિષ્યકલ્યાણાર્થે શિષ્યોની યોગ્યતા પ્રમાણે જુદી જુદી દેશના હોય યા તો એક જ દેશના શ્રોતાભેદે ભિન્ન ભાસે યા તો દેશ, કાળ આદિ ભેદે ભિન્ન ભિન્ન દેશના અપાઈ હોય આથી સર્વજ્ઞોનો અભિપ્રાય જાણ્યા સિવાય તેનો પ્રતિવાદ કરવો યુક્ત નથી અને જો માત્ર હેતુવાદથી–તર્કવાદથી આવી અતીંદ્રિય બાબતો નિર્ણીત થતી

હોત તો આટલા સમય સુધીમા પ્રાજ્ઞોએ તે વિષયમા જરૂર નિશ્ચય કર્યો હોત માટે આવા વિષયમાં શુષ્ક તર્ક ત્યાજ્ય છે (શ્લો ૧૦૩ થી ૧૦૯ અને ૧૩૪ થી ૧૪૭)

નિર્વાણ નામનુ પરમ તત્ત્વ સદાશિવ, પરબ્રહ્મ, સિદ્ધાત્મા તથાતા જેવાં જુદા જુદા નામોથી ઓળખાવા છતા તત્ત્વથી નિરામય, નિરાબાધ અને જન્મમરણ આદિ રહિત એવુ એકસ્વરૂપ જ છે (૧૨૮ થી ૧૩૨)[1]

યોગશતકમા પણ આ હરિભદ્રે બે સ્થળે સમન્વય કરવા પ્રયત્ન કર્યો છે એક તો ભિન્ન ભિન્ન દર્શનમ મત યોગની વ્યાખ્યા કઈ રીતે એક જ વસ્તુની ઘોતક છે તે તેઓ દર્શાવે છે (ગા ૨ ) અને અ તમા જૈનસ મત કાયિકક્રિયા ને ભાવક્રિયા વચ્ચેનુ અ તર બૌદ્ધ પર પરાના તેવા વિચાર સાથે કઈ રીતે મળતુ છે તે ગાથા ૮૬–૮૮ મા દર્શાવે છે આ બને બાબતો અમે તે તે ગાથાની સમજૂતીમા સ્પષ્ટ કરી છે

તત્ત્વચિંતન અને આચારને, ખાસ કરી યોગાચારને, લગતા ગણ્યાગાંઠયા ગ્ર થોના અહી લગી કરેલા સ ક્ષિપ્ત

આ હરિભદ્રનો માનસ અવલોકન પરથી આ હરિભદ્રનુ માનસ

વિકાસ ઉત્તરોત્તર કેવુ વિકાસગામી રહ્યુ છે અને એ વિકાસ તેમની વિશિષ્ટ યોગભૂમિકામા કેવી રીતે પર્યવસાન પામે છે તેનો સ્પષ્ટ પરિચય મળે છે અહી ઉપસ હારમા તે વિકાસના બે દાખલા ટાકીએ તો તે અસ્થાને નહિ લેખાય

પહેલો દાખલો સર્વજ્ઞત્વનો ને બીજો વાદકથાની નિરર્થકતાનો છે આ હરિભદ્રે જયારે 'ધર્મસ ગ્રહણી' અને 'સર્વજ્ઞસિદ્ધિ' જેવા ગ્રથો રચ્યા ત્યારે તેમની વિચારસરણી પર પરાપ્રાપ્ત દાર્શનિક મા યતાને તર્કપુરસ્સર સ્થાપવાની હોઈ તે પ્રમાણે તેઓ જૈન-

---

૧ જુઓ આ જ ભાવ માટે ષોડશક ૧૫, ૧૬

પરંપરામાન્ય સર્વજ્ઞત્વને તર્કપુરસ્સર સ્થાપે છે. જૈન પરંપરા મીમાંસકસંમત અસર્વજ્ઞત્વ યા અપૌરુષેયત્વને તો માનતી જ નથી. અને સર્વજ્ઞત્વને માનવા છતાં તેનો અર્થ એવો ઘટાવે છે કે જે જ્ઞાન ત્રૈકાલિક સમગ્ર વિશેષોનો એના સામાન્ય સાથે સાક્ષાત્કાર કરી શકે તે જ સર્વજ્ઞત્વ. સાથે જ જૈન પરંપરા એવું સર્વજ્ઞત્વ ઋષભ, મહાવીર આદિ પુરુષોમા મર્યાદિત કરે છે અને કહે છે કે તેવું સર્વજ્ઞત્વ કપિલ, સુગત આદિ અન્ય પ્રવર્તકોમાં નથી. આ પરંપરાગત માન્યતા આગમકાળથી જ ચાલુ છે અને તેનું સમર્થન તાર્કિક સિદ્ધસેન, સમંતભદ્ર, અકલંક આદિ આચાર્યોએ ખહુ ભારપૂર્વક કર્યું છે. એ જ પ્રથાને અનુસરી આ. હરિભદ્રે ધર્મસંગ્રહણી આદિમા સર્વજ્ઞત્વનુ સ્થાપન, તેનુ સ્વરૂપ અને તેનુ મહાવીર આદિમા મર્યાદિતપણું તર્કથી સવિસ્તર સ્થાપ્યુ છે, અને સાથે જ સ્પષ્ટ કહ્યુ છે કે તેવુ સર્વજ્ઞત્વ જિન વિના બીજામા નથી ઘટતુ. તાર્કિક પરંપરાની દૃષ્ટિએ આવી સ્થાપના કર્યા છતા જ્યારે તેઓ યોગસાધનાનું નિરૂપણ કરે છે ત્યારે તેમનુ માનસ કોઈ વિશિષ્ટ યોગભૂમિકાને અવલંબી તેને સંગત હોય એવો સ્પષ્ટ વિચાર નિર્ભયપણે રજૂ કરે છે. તેઓ સર્વજ્ઞત્વનો મુદ્દો લઈને જ સંપ્રદાય અને પરંપરાથી ઉપર જઈ કહે છે કે નિર્વાણ તત્ત્વને અનુભવનાર જે કોઈ હોય તે બધા સર્વજ્ઞ જ છે. એના વિશેષનો નિર્ણય શક્ય નથી, ઇત્યાદિ (પા. ૬૨-૬૩).

એ જ રીતે તેઓ અનેકાંતજયપતાકા જેવા વાદગ્રંથો રચે છે ત્યારે સ્વ-પર દર્શનના સંખ્યાબંધ ગ્રંથોને આધારે જ ઊંડી મીમાંસા કરે છે, પરંતુ જ્યારે તેઓ સાધનાની ભૂમિકાને અવલંબે છે ત્યારે તેઓ એવા વાદોની નિ:સારતા સબળપણે દર્શાવે છે. તેઓ કહે છે, “વાદ અને પ્રતિવાદો અનિશ્ચિત હોઈ ફાવે તે રીતે મૂકી શકાય છે. એવા વાદો દ્વારા તત્ત્વ–અંતિમ સત્યનો પાર પામી ન શકાય, માત્ર ઘાણીના બળદની પેઠે ભ્રમણ

જ કરવાનું રહે" (પ્રસ્તા પા ૨૫) આ વાત રજૂ કરતા તેઓ એમ પણ કહે છે કે વાદગ્રંથ અર્થશૂન્ય છે

આ બે દાખલાઓ એટલુ સમજવા માટે પૂરતા છે કે આ હરિભદ્ર જ્યારે યોગપરત્વે વિચાર કરે છે ત્યારે તેઓ કોઈ સંકુચિત વાસના કે અભિનિવેશને વશ ન થતા એક સાચા સાધકના અનુભવની જ વાણી વદે છે, અને એમા એમનુ મધ્યસ્થ અને સ્વતંત્ર તત્ત્વચિંતન પરાકાષ્ઠા પામે છે તેથી જ એમના યોગ વિષયક ગ્રંથો એમના સમગ્ર સાહિત્યમા મૂર્ધન્યસ્થાન ભોગવે છે

આ હરિભદ્ર પહેલા અનેક શતાબ્દીઓ થયા જુદી જુદી સાધકપરંપરાઓમા યોગવિષયક સાહિત્યનુ નિર્માણ તો થયુ છે અને તેમના પછી પણ એવુ સાહિત્ય પુષ્કળ રચાયુ છે તે બધુ મૂલ્યવાન પણ છે, પરંતુ અમે જાણીએ છીએ ત્યાલગી કોઈ પણ સાધકે આ હરિભદ્ર જેવુ તુલનાત્મક અને સમન્વયપ્રધાન યોગસાહિત્ય રચ્યુ નથી તેથી જ આપણે ભારતીય સંસ્કૃતિમા તેમના વિશિષ્ટ ફાળા અંગે એટલુ કહી શકીએ કે તેઓ જેમ તત્ત્વચિંતનની બાબતમા તેમ યોગની બાબતમા પોતાનુ આગવુ સ્થાન ધરાવે છે અમારા આ વિધાનની પ્રતીતિ કરાવવા માટે એટલુ જ સૂચન કરવુ પર્યાપ્ત છે કે કોઈ પણ વિદ્વાન કે વિચારક આ દૃષ્ટિએ તેમના યોગસાહિત્યને વાચે વિચારે

સમન્વય શબ્દના અર્થની કક્ષાઓ

પ્રસ્તાવનાનો ઉપસંહાર કર્યા પહેલા એક બાબત વિશે સ્પષ્ટીકરણ કરવુ જરૂરી છે પહેલા આ હરિભદ્રની વિશેષતા દર્શાવતા પ્રસંગવશ અમે 'સમન્વય' શબ્દનો પ્રયોગ અનેક વાર કર્યો છે બધી જગાએ એ શબ્દનો એક જ અર્થ નથી, તેથી તેના અર્થની કક્ષાઓ બરાબર જાણી લઈએ તો જ આ હરિભદ્રની વિશેષતા યથાવત્ સમજાય કોઈ પણ એક પ્રશ્ન પરત્વે મતભેદો પ્રવર્તમાન હોય ત્યારે દરેક મતવિશેષ

કયા દૃષ્ટિબિંદુથી યા અપેક્ષાવિશેષથી પ્રવૃત્ત થયો છે એ બતાવી તે પ્રશ્ન પરત્વે એવાં બધા જ જ્ઞાત દૃષ્ટિબિંદુઓને યથાસ્થાન ગોઠવવા અને ઐક્યનો તિરસ્કાર ન કરવો—સમન્વયનો આ એક અર્થ ભિન્ન વિચારસરણી ધરાવનાર પરંપરામા તત્ત્વ કે આચાર અંગે રૂઢ થયેલ ખાસ ખાસ શબ્દોને (તે અર્થ પરત્વે પોતાનો મતભેદ હોવા છતા) વિશાળ અર્થ અર્પી પોતાને અભિપ્રેત એવા અર્થમાં ઘટાવવા અને તે રીતે બન્નેની વિચાર-સરણીઓ તત્ત્વતઃ જુદી હોવા છતા રૂઢ શબ્દો દ્વારા સૂચિત થતી ભેદક રેખા લોપવી તે બીજો અર્થ. ભિન્ન ભિન્ન અભિપ્રાયથી એક જ અર્થમા અસ્તિત્વમાં આવેલા ને પછી તે તે પરંપરામા રૂઢ થયેલા એવા અનેક શબ્દોને, પ્રતિપાદ્ય વસ્તુની તાત્ત્વિક એકતા જોઈ, એક જ અર્થમા ઘટાવવા અને ઉપરથી દેખાતો મતભેદ લોપવો તે સમન્વયનો ત્રીજો અર્થ.

સામાન્ય રીતે સમન્વયના અર્થની આ ત્રણ કક્ષાઓ છે. તેમાથી પહેલી કક્ષા નયવાદ અને અનેકાંતવાદરૂપે આ. હરિભદ્ર પહેલાંથી જ જાણીતી છે, પરંતુ સમન્વયના અર્થની બીજી અને ત્રીજી કક્ષા આ. હરિભદ્રે જ પોતાના તત્ત્વચિંતન અને યોગ સંબંધી ગ્રંથોમાં સ્વીકારી છે. દા. ત. ઈશ્વર, પ્રકૃતિ, અદ્વૈત, વિજ્ઞાન, શૂન્ય જેવા તે તે દર્શનોમાં રૂઢ એવા શબ્દોથી સૂચિત થતા વાદોને અર્થવિશેષ અને ભાવનાવિશેષ અર્પી પોતાની માન્યતારૂપે ઘટાવી તે વાદોમાનુ અંતર નિવારવા પ્રયત્ન કર્યો છે આથી પણ ચડિયાતી કક્ષા છેવટની છે. તેમા તેઓ અવિદ્યા, ક્લેશ, વાસના, કર્મ, પાશ ઇત્યાદિ શબ્દોને તેમજ તે તે સંપ્રદાયમાં માન્ય એવા મુક્ત. બુદ્ધ, અર્હંત આદિ શબ્દોને એક જ અર્થના બોધક તરીકે દર્શાવી અને આધ્યાત્મિક દૃષ્ટિએ બધા જ યોગસિદ્ધોને સર્વજ્ઞ તરીકે લેખી વિકલ્પવાસનાજનિત વિવાદોને શમાવે છે.

---

# યોગશતક

## નમસ્કાર

नमिऊण जोगिनाहं सुजोगसदंसगं महावीरं ।
वोच्छामि जोगलेसं जोगज्झयणाणुसारेण ॥ १ ॥

અર્થ—ઉત્તમ યોગના પ્રદર્શક અને યોગિનાથ એવા શ્રી મહાવીરને નમન કરીને, હુ યોગાધ્યયનને અનુસરી ટૂકમા યોગનુ નિરૂપણ કરીશ (૧)

સમજૂતી—આ ગાથામા ત્રણ પદો એવા છે કે જેનો અર્થ સમજવા યોગ્ય છે

(૧) 'યોગિનાથ' એ મહાવીરનુ વિશેષણ છે પ્રસ્તુત ગ્રથ યોગને લગતો હોઈ તેના પ્રારભમા મહાવીરને નમસ્કાર કરતી વખતે ગ્રથકારે એ વન્ઘ પુરુષને યોગીનાથ તરીકે ઓળખાવી ગ્રથને વિષય અને વન્ઘ વ્યક્તિ એ બેને આતરિક સબધ સ્પષ્ટ કર્યો છે મહાવીર જે વદ્ય હોય તો તે યોગને કારણે, એ ગ્રથકારનો ભાવ છે મહાવીર માત્ર યોગી જ નથી, પરતુ તે યોગીઓના નાથ પણ છે "નમુત્થુણ" નામે ઇન્દ્રસ્તવ જૈન પરપરામા પ્રાચીન કાળથી જાણીતુ છે એ ઇન્દ્રસ્તવ એટલા માટે કહેવાય છે કે એ દ્વારા ઇન્દ્ર તીર્થંકરોની સ્તુતિ કરે છે ઇન્દ્રસ્તવમા લોકનાથ (લોગનાહ) એવુ વિશેષણ આવે છે, ત્યા તીર્થંકરોને લોકનાથ તરીકે સ્તવવામા આવ્યા છે પરતુ યોગીનાથ તરીકે તેમને ઓળખાવનાર આચાર્યશ્રી હરિભદ્ર પહેલા જ હોય તેમ લાગે છે

(૨) બીજું પદ પણ મહાવીરના વિશેષણ તરીકે છે, તે 'સુજોગસદ્દસગ' જૈન પરપરામા યોગનો અર્થ માનસિક, વાચિક અને કાયિક વ્યાપાર એ સામાન્ય રીતે જાણીતો છે ગ્રથકારે

'સુજોગ' પદ વાપરી ધાર્મિક વ્યાપાર સૂચવ્યો છે. સૂત્રકૃતાગ, ઉત્તરાધ્યયન આદિ આગમોમા 'અજઝપ્પજોગ' (સૂ. કૃ. ૧. ૧૬, ૪), 'સમાધિજોગ' (ઉત્ત. ૮, ૧૪) 'જોગવ'' ઇત્યાદિ પદોમાં જે ધ્યાન કે સમાધરૂપ અર્થ નીકળે છે તે જ અર્થ અહીં 'સુજોગ' પદથી વિવક્ષિત છે. સાખ્ય-યોગ આદિ વૈદિક સાહિત્યમા યોગ શબ્દ પ્રધાનપણે સમાધિ અર્થમા પ્રસિદ્ધ છે. શ્રી હરિભદ્રે યોગને લગતા અનેક વિચારો પોતાના ગ્રંથમાં ગૂંથ્યા ત્યારે તેમણે 'યોગ' શબ્દને મુખ્યપણે સમાધિ અર્થમા જ યોજ્યો અને જેમ વૈદિક પરંપરામાં યોગશાસ્ત્ર એટલે સમાધિશાસ્ત્ર અર્થ લેવાય છે તેમ જૈન પરંપરામા પણ યોગબિન્દુ, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગવિંશિકા ને યોગશતક જેવા ગ્રંથો લખી શ્રી હરિભદ્રે સ્વતંત્ર સમાધિશાસ્ત્રનો પાયો નાખ્યો ને શ્રી મહાવીરને સુયોગના દર્શક તરીકે સ્તવ્યા.

(૩) શ્રી હરિભદ્ર ગ્રંથના પ્રારંભમાં પ્રતિજ્ઞા કરતાં કહે છે કે હુ યોગાધ્યયનને અનુસરી યોગનુ નિરૂપણ કરીશ. અહીં પ્રશ્ન એ છે કે 'યોગાધ્યયન' પદથી એમનો અભિપ્રાય શો છે. જેમ અનેક આગમોમાં એના એક ભાગ તરીકે અધ્યયન નામનાં પ્રકરણો આવે છે તેમ શું કોઈ યોગને લગતુ અધ્યયન પ્રકરણ કે પ્રકરણો તેમની સામે છે કે યોગનુ અધ્યયન એટલે યોગવિષયનુ અધ્યયન, અભ્યાસ કે પરિશીલન તેમને અભિપ્રેત છે? અમારી જાણ મુજબ શ્રી હરિભદ્રથી પહેલાના ઉપલબ્ધ જૈનસાહિત્યમા કોઈ યોગાધ્યયન નામનુ સ્વતંત્ર પ્રકરણ કે પ્રકરણો નથી. આ સ્થળે તો એમનો અભિપ્રાય માત્ર યોગને લગતા સાહિત્યનું અધ્યયન કે પરિશીલન સુચવવાનો છે. જયારે શ્રી હરિભદ્ર યોગ સંબંધી શાસ્ત્રોના પરિશીલનની વાત કરે છે ત્યારે તેઓ જૈન-જૈનેતર પરંપરાના તેમને સુલભ એવાં બધાં જ યોગશાસ્ત્રોના અધ્યયનની વાત કરે છે. જૈન પરંપરામા ધ્યાન શબ્દ વધારે જાણીતો છે. અને ગુણસ્થાન શબ્દથી નિરૂપાતા આધ્યાત્મિક વિકાસક્રમમાં ધ્યાન અને

યોગનું સ્થાન આવે છે, તેમ છતાં શ્રી હરિભદ્ર ગુણસ્થાનના અધ્યયનને અનુસરી કે ધ્યાનના અધ્યયનને અનુસરી એમ ન કહેતાં યોગાધ્યયનને અનુસરી એમ કહે છે ત્યારે એમ સૂચવતા જણાય છે કે તેઓ માત્ર જૈન પરંપરાનુસારી ધ્યાન કે ગુણસ્થાનને આધારે ગ્રંથ નથી રચતા, પણ તે ઉપરાંત જૈનેતર પરંપરામાં જાણીતા યોગ ને સમાધિને લગતા શાસ્ત્રોના પરિશીલનનો પણ આધાર લે છે

### નિશ્ચયદૃષ્ટિએ યોગનું સ્વરૂપ

निच्छयओ इह जोगो[1] सन्नाणाईण तिण्ह सबधो ।
मोक्खेण जोयणाओ निद्दिट्ठो जोगिनाहेहिं ॥ २ ॥
सन्नाण वत्थुगओ बोहो सद्दसण तु तत्थ रुई ।
सच्चरणमणुट्ठाण विहिपडिसेहाणुग तत्थ ॥ ३ ॥

અર્થ—યોગીશ્વરોએ અહીં સમ્યગ્જ્ઞાનાદિ ત્રણના આત્મા સાથેના સંબંધને નિશ્ચયદૃષ્ટિએ યોગ કહેલ છે, કેમકે તે મોક્ષ સાથે યોગ-સંબંધ કરી આપે છે (૨)

વસ્તુનો યથાર્થ બોધ તે સજ્જ્ઞાન, તેના વિષયમાં રુચિ ધરાવવી તે સદ્દર્શન, અને તે જ વિષયમાં શાસ્ત્રોક્ત વિધિ નિષેધોને અનુસરી આચરણ કરવું તે સચ્ચારિત્ર (૩)

---

૧ યોગ શબ્દ યુજ ધાતુ પરથી બનેલો છે યુજ ધાતુ બે છે. ચોથા ગણના યુજ ધાતુનો અર્થ સમાધિ છે સાતમા ગણના એ ધાતુનો અર્થ 'જોડવું' એ છે પાતંજલયોગસૂત્રના (૧, ૧) વ્યાસભાષ્યમાં યોગ શબ્દ સમાધિઅર્થવાળા ધાતુ પરથી બનેલ સ્વીકારવામાં આવ્યો છે જ્યારે આચાર્ય હરિભદ્ર 'જોડવું' એ અર્થવાળા ધાતુ પરથી બનેલ યોગ શબ્દ પોતાના યોગવિષયક બધા ગ્રંથોમાં સ્વીકાર્યો છે હરિભદ્ર પહેલાં કોઈ પણ આચાર્યે ખાસ કરી જૈન આચાર્યે આ અર્થમાં યોગ શબ્દ વાપર્યો જાણ્યામાં નથી હરિભદ્રની આ પરંપરા હેમચંદ્ર અને ઉ. યશોવિજયજીએ માન્ય રાખી પોતાના ગ્રંથોમાં એ વ્યુત્પત્તિ દર્શાવી છે

સમજૂતી—યોગ એટલે જોડવું. જે વસ્તુ કોઈ એકને બીજા સાથે જોડે તે પણ યોગ કહેવાય છે. અહીં સાધ્ય તરીકે મોક્ષ પ્રસ્તુત છે મોક્ષનો સાધક જીવ કે આત્મા હોય છે. જે જીવાત્મા વાસનાઓ કે કર્મથી બંધાયેલ હોય તે જ તેનાથી છૂટવા ઇચ્છે છે. એવો જીવાત્મા જ્યારે વસ્તુ-તત્ત્વની સાચી સમજણ મેળવે છે, એમા રુચિ કેળવે છે અને સમજણ તેમજ રુચિ કે સંકલ્પને આધારે યોગ્ય રીતે વર્તે છે ત્યારે તે મોક્ષની દિશામા આગળ વધે છે. આમ એ સાધકના સમજણ, શ્રદ્ધા અને વર્તન એ ત્રણે જેટલા પ્રમાણમાં શુદ્ધ થતા જાય ને વિકસતા જાય તેટલા પ્રમાણમા એનામાં વાસના કે કર્મનું બંધન છૂટતુ જાય છે. અને જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર્યની પૂર્ણતા સધાતાં મુક્તિ પણ પૂર્ણપણે સધાય જ છે. આત્મામાં સમ્યગ્જ્ઞાનાદિના સંબંધને યોગ એટલા માટે ગ્રંથકારે કહ્યો છે કે તેથી આત્મા મોક્ષમાં જોડાઈ જાય છે. વળી મોક્ષનુ સાક્ષાત્ કારણ એ યોગ હોઈ તેને નિશ્ચય-યોગ કહેલ છે સાક્ષાત કારણ એટલા માટે છે કે તે પછી અવ્યવહિત ક્ષણે આત્મા મુક્ત બને છે.

ત્રીજી ગાથામા જ્ઞાન ને દર્શનની જે વ્યાખ્યા છે તે સ્પષ્ટપણે જ્ઞાન ને દર્શનના પારમાર્થિક કે નૈશ્ચયિક સ્વરૂપને દર્શાવે છે, જ્યારે ચારિત્રની વ્યાખ્યા ઉપર ઉપરથી જોતાં વ્યાવહારિક ચારિત્રને દર્શાવતી હોય એમ લાગે છે. પરંતુ એ વ્યાખ્યા દ્વારા ગ્રંથકારનુ ખરું તાત્પર્ય તો આતરિક કે નૈશ્ચયિક ચારિત્રનુ સ્વરૂપ સૂચવવાનુ છે, કેમકે શાસ્ત્રોક્ત જે જે વિધિનિષેધોને અનુસરવાનુ કહ્યુ છે તે બધા જ વિધિનિષેધો છેવટે તો કાષાયિક પરિણામની નિવૃત્તિરૂપ નૈશ્ચયિક ચારિત્ર્યને લક્ષીને જ છે. તેમ છતા ચારિત્રની વ્યાવહારિક બાજુ રજૂ કરવાનો ઉદ્દેશ રોજિંદા જીવનમાં શાસ્ત્રીય અમુક વિધિનિયમોને અનુસરવા માટે ભાર આપવા પૂરતો છે.

### વ્યવહારદષ્ટિએ યોગનું સ્વરૂપ

ववहारओ य एसो विन्नेओ एयकारणाण पि ।
जो संबंधो सो वि य कारणकज्जोवयाराओ ॥ ४ ॥

गुरुविणओ सुस्सूसाइया य विहिणा उ धम्मसत्थेसु ।
तह चेवाणुट्ठाण विहिपडिसेहेसु जहसत्ती ॥ ५ ॥

અર્થ—કારણમાં કાર્યના ઉપચારની દૃષ્ટિએ સમ્યગ્જ્ઞાનાદિના કારણોનો આત્મા સાથેનો જે સંબંધ તેને પણ વ્યવહારથી યોગ સમજવો (૪) અને એ વ્યવહારયોગ આ પ્રમાણે—ધર્મશાસ્ત્રોમાં કહેલ વિધિ પ્રમાણે ગુરુના વિનય, પરિચર્યા, વગેરે કરવા તથા યથાશક્તિ વિધિનિષેધોનું પાલન કરવું (૫)

સમજૂતી—સમ્યગ્જ્ઞાન વગેરે ત્રણ ગુણો જીવાત્મામાં આવિર્ભાવ પામે તો મુક્તિ સધાય છે એ વાત તો સાચી, પણ એવા ગુણો કાંઈ આપોઆપ સધાતા કે વિકસતા નથી તે માટે બીજા કેટલાક નિયમોને અનુસરવું પડે છે અને અનુભવીઓના ઉપદેશ મુજબ જીવનચર્યા ઘડવી પડે છે આવી જીવનચર્યા જેમાં અનેક પ્રકારના શાસ્ત્રીય વિધિનિષેધોને અનુસરવાનું અને આધ્યાત્મિક તાલીમ લેવાનું પ્રાપ્ત થાય છે, તે જીવનચર્યાને પણ યોગ કહેવામાં આવે છે સ્પષ્ટકારે સમ્યગ્જ્ઞાન આદિ ગુણો અને તેની ઉપકારક કે સાધક જીવનચર્યા એ બન્નેને યોગ કહ્યા છે પણ તેમણે સ્પષ્ટતા કરી છે કે શાસ્ત્રવિહિત જીવનચર્યા એ યોગ કહેવાય છે ખરો, પરંતુ તે જીવનચર્યા મોક્ષની સાક્ષાત્ સાધક નથી, તે તો સમ્યગ્જ્ઞાનાદિ ગુણોના આવિર્ભાવ કે તેની પુષ્ટિમાં ઉપકારક થતી હોવાથી પરંપરાએ મોક્ષનું કારણ હોઈ વ્યવહારયોગ છે

## વ્યવહારયોગથી કાલક્રમે સિદ્ધિ

एतो च्चिय कालेणं नियमा सिद्धी पगिट्ठरूवाणं ।
सन्नाणाईण तहा जायइ [2]अणुबंधभावेणं ॥ ६ ॥
अद्धेणं[3] गच्छंतो सम्मं सत्तीए इट्ठपुरपहिओ ।
जह तह गुरुविणयाइसु पयट्टओ एत्थ जोगि त्ति ॥ ७ ॥

અર્થ—આ વ્યવહારયોગના અનુસરણથી કાલક્રમે પ્રકૃષ્ટરૂપ અર્થાત્ ઉત્તરોત્તર વધારે શુદ્ધ એવા સમ્યગ્જ્ઞાનાદિ ત્રણની–નિશ્ચયયોગની સિદ્ધિ અનુબંધભાવથી–અવિચ્છિન્નપણે અવશ્ય થાય છે. (૬)

સમ્યક્ પ્રકારે અર્થાત્ શક્તિ પ્રમાણે માર્ગે જતો મનુષ્ય જેમ ઇષ્ટ પુરનો પથિક છે, તેમ અહીં ગુરુવિનય આદિમાં સમ્યક્ પ્રકારે પ્રયત્નશીલ વ્યક્તિને યોગી જાણવો. (૭)

સમજૂતી—ચોથી ગાથામાં ગ્રંથકારે વ્યવહારયોગનુ સ્વરૂપ કહ્યું છે. અહી છઠ્ઠી ગાથામાં તે બાબત તેમણે સ્પષ્ટ કરતાં કહ્યુ છે કે યોગીએ સ્વીકારેલી જીવનચર્યા સમ્યગ્જ્ઞાન આદિ ગુણોની અવશ્ય સાધક બને છે. પણ એ સિદ્ધિ એકાએક પૂરી નથી થતી, એમાં ક્રમવિકાસ છે. તેથી જ ગ્રંથકારે કાલક્રમે સિદ્ધિ થવાની વાત કહી છે. એ જ રીતે જ્ઞાન આદિ ગુણો વિકસે ત્યારે પણ એ બધા ગુણો એક સાથે અને પૂર્ણપણે નથી વિકસતા, એમાં પણ વિકાસનો ને પૌર્વાપર્યનો ક્રમ છે, તે પણ ગ્રંથકારે સૂચવ્યુ છે.

---

૨. પ્રતિમાં 'अणुपच्च' એવો પાઠ વંચાય છે, પણ એનો અર્થ અહી કોઈ પણ રીતે સંગત થતો નથી લાગતો.

૩. પ્રતિમા 'अग्गेण' પાઠ વંચાય છે, પણ અહી 'अग्रेण' એ અર્થ કરતા 'अध्वना–मार्गेण' એ અર્થ વધારે સારી રીતે બંધ બેસે છે

પ્રશ્ન એવો ઉદ્ભવે છે કે સમ્યગ્જ્ઞાનાદિની સંપૂર્ણ પ્રાપ્તિ રૂપ યોગ આત્મસાત્ ન થયો હોય, હજી માત્ર શરૂઆત જ હોય છતાં તેવા સાધકને યોગી કહેવો એ શું યોગ્ય છે? એનો ઉત્તર ગ્રંથકારે સાતમી ગાથામાં દૃષ્ટાંત દ્વારા આપ્યો છે જ્યારે કોઈ પ્રવાસી પોતાના ગંતવ્ય સ્થાનને લક્ષ્યમાં રાખી તે જ સ્થાને પહોંચાડે એવા માર્ગ ઉપર ચાલવાની શરૂઆત કરે છે, પછી તે પ્રવાસી ભલે શીઘ્ર કે મંદ ગતિએ જતો હોય, ત્યારે એ ગંતવ્ય સ્થાનના પ્રવાસી તરીકે જરૂર વ્યવહારાય છે તે જ રીતે આધ્યાત્મિક લક્ષ્યની સિદ્ધિ અર્થે સ્વીકારેલ ગુરુવિનય આદિ જીવનચર્યાને સાચી રીતે અને શક્તિ પ્રમાણે અનુસરતો સાધક યોગના સાધ્ય ભણી વિકાસ કરતો હોવાથી યોગી તરીકે વ્યવહારાય તો તેમાં જરાય અજુગતું નથી

ફલસિદ્ધિનાં આવશ્યક અંગો

अहिगारिणो उवाएण होइ सिद्धी समत्थवत्थुम्मि ।
फलपगरिसभावाओ विसेसओ जोगमग्गम्मि ॥ ८ ॥

અર્થ—અધિકારીને ઉપાય વડે ફલનો પ્રકર્ષ થવાથી સમર્થ વસ્તુમાં સિદ્ધિ સાંપડે છે આ બાબત યોગમાર્ગમાં વિશેષત સાચી છે (૮)

સમજૂતી—જે વસ્તુ જે કાર્ય નિપજાવવાની શક્તિ ધરાવતી હોય તે વસ્તુ તે કાર્ય માટે સમર્થ છે એવો શાસ્ત્રીય વ્યવહાર છે જેમકે જવનું બીજ જવનો છોડ અને જવ પેદા કરે છે તેથી તે જવ માટે સમર્થ છે એમ કહેવાય, પણ એને ઘઉં માટે સમર્થ ન કહેવાય જવના કણમાંથી છોડ ઊગે છે તે પણ એકસાથે પૂરો ઊગી નીકળતો નથી, પહેલાં અંકુર ફૂટે છે, પછી થડ, પાંદડાં, ડાળી વગેરે વધતાં જાય છે, અને છેવટે એ છોડમાં જવના દાણા પણ આવે છે જવબીજમાં દાણા પેદા કરવા સુધીની

બધી શક્તિ હોવા છતાં એના એ કાર્યની ક્રમે ક્રમે પ્રગતિ થાય છે. આ વસ્તુ અનુભવસિદ્ધ છે. પણ એકલુ જવબીજ ગમે તેવુ સમર્થ હોય છતાં પોતાનાં બધાં કાર્યો યોગ્ય સહકારીઓ મળે તો જ સાધી શકે છે. યોગ્ય સહકારીઓમાં બીજ ઉગાડવા માટે જમીન, હવા, પાણી આદિ સાધનો ઉપરાંત ખેડાણ અને એનાં ઓજારો પણ જોઈએ. વળી બીજની પરીક્ષા કરનાર, તેને વાવનાર, સંભાળનાર એવો ખેડૂત પણ જોઇએ. આ રીતે જવનો પાક આણવાની શક્તિ જવબીજમાં હોવા છતાં તેને પોતાનુ ફળ આણવામાં યોગ્ય ઉપાય અને અધિકારીની પણ અપેક્ષા છે. આ તો એક જ દાખલો છે. દુનિયાની સ્થૂળ ને સૂક્ષ્મ બધી કાર્યકારણભાવની પરંપરામાં આ જ નિયમ દેખાય છે. ગ્રંથકાર સામાન્ય અનુભવને અનુસરી કહે છે કે યોગમાર્ગની બાબતમા તો એ નિયમ સવિશેષ વિચારવા યોગ્ય છે, કારણ કે યોગ અને તેના માર્ગો એ આધ્યાત્મિક હોઈ સૂક્ષ્મ છે.

### અધિકારી, અધિકાર અને અનધિકારીનું કથન

अहिगारी पुण एत्थं विन्नेओ अपुणबंधगाइ त्ति ।
तह तह नियत्तपयई अहिगारोऽणेगभेओ त्ति ॥ ९ ॥

अनियत्ते पुण तीए एगंते णेव हंदि अहिगारो ।
तप्परतंतो भवरागओ दढं अणहिगारि त्ति ॥ १० ॥

અર્થ—અહીં યોગમાર્ગમાં અપુનર્બંધક આદિને અધિકારી જાણવા અને અધિકાર પણ કર્મપ્રકૃતિની નિવૃત્તિ—ક્ષયોપશમ આદિની સ્થિતિ પ્રમાણે અનેક પ્રકારનો છે. (૯)

જો કર્મપ્રકૃતિ નિવૃત્ત થઈ ન હોય અર્થાત્ એના બળનો આવશ્યક ઘટાડો થયો ન હોય તો અધિકાર ચોક્કસપણે

પ્રાપ્ત થતો જ નથી કારણ કે જીવ પ્રકૃતિપરતન્ત્ર—કર્મને અધીન હોઈ સાંસારિક દૃઢ રાગને લીધે, અનધિકારી છે (૧૦)

સમજૂતી—પ્રસ્તુત બે ગાથાઓમા યોગના અધિકારી, અનધિકારી અને અધિકારના તારતમ્યનું કથન છે તે ક્રમશ આ પ્રમાણે

(૧) જીવ, આત્મા કે ચિત્તમા કર્મ, વાસના, મળ યા અવિદ્યાનુ આવરણ અને બળ આપણા અનુભવમા આવે જ છે આ બળ એ જ ખરો સસાર છે તેની શરૂઆત ક્યારે થઈ એ કોઈ કહી શકે નહિ પણ તેના હ્રાસ અને ક્ષયની શક્યતાની બાબતમા આધ્યાત્મિક સાધકો એકમત છે યોગનો પ્રારભ એ સસારની વિરોધી બાજુ છે સસારનું મૂળ તો અનાદિ છે પણ યોગબીજ એ ક્યારેક ચોક્કસ વખતે શરૂ થાય છે, એટલે એ જાણવુ જરૂરી છે કે આવા યોગબીજનો કે યોગમાર્ગનો પ્રારભ ક્યારે માનવો એનો ખુલાસો કરતા ગ્રથકાર કહે છે કે જીવનના અનાદિ પ્રવાહમા વિવિધ કારણોને લીધે કર્મબળ ઘટતા ઘટતા એક એવો સમય આવે છે કે ત્યારબાદ જીવનુ મુખ્ય વલણ ભોગાભિમુખ ન રહેતા યોગાભિમુખ થવા લાગે છે અને ત્યારથી તેની વૃત્તિ ઉત્તરોત્તર કાઈ ને કાઈ શુદ્ધ થતી જાય છે, જેને લીધે તેની રાગદ્વેષની તીવ્રતા એટલે સુધી મોળી પડે છે કે હવે તે જીવ નવા નવા કર્મસસ્કારો નિર્માણ કરે તોય તેમા દીર્ઘ સસાર ટકાવવાની શકિત નથી આવતી આવા સમયને જૈન પરિભાષામા **ચરમાવર્ત**[૪] કહેલ છે સસારકાળને સમુદ્ર માનીએ તો તેના અનેક ખડો એ એક એક વમળ જેવા છે જેમા પડેલો જીવ બહાર નીકળી નથી શકતો આવા વમળ જેવા કાળખડોમાથી જ્યારે જીવને હવે છેલ્લો જ આવર્ત અથવા છેલ્લો જ સાસારિક કાળખડ વિતાવવાનો બાકી રહે છે ત્યારે તે ચરમ–છેલ્લામા છેલ્લા

૪ જુઓ પરિશિષ્ટ ૧

આવર્ત તરીકે ઓળખાવાય છે. સાંસારિક જીવનના એ કાળખંડમાં પ્રવેશ થતાં જ જીવની દશા બદલાય છે ને તે વખતે તે અપુનર્બંધક બને છે. અપુનર્બંધક અવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે જ યોગનો પ્રારંભ લેખાય છે. તેથી જે જીવ અપુનર્બંધક હોય તે યોગમાર્ગનો પ્રથમ અધિકારી; ત્યારબાદ શુદ્ધિના વિકાસક્રમમાં જે જે અવસ્થાઓ આવે તે બધી અવસ્થાવાળા જીવો યોગમાર્ગના અધિકારી જ છે.

(૨) ઉપર કહ્યું તેથી ઊલટું, જે જીવમા રાગ, દ્વેષ, આદિ મળોનુ બળ એટલુ બધુ તીવ્ર હોય કે જેને લીધે તેનુ વલણુ મુખ્યપણે સાંસારિક ભોગો તરફ જ રહે છે તે જીવ યોગમાર્ગનો અધિકારી નથી મનાયો; તેને આધ્યાત્મિક પુરુષો ભવાભિનન્દી તરીકે ઓળખાવે છે. આ સ્થિતિ ઉપર વર્ણવેલા ચરમ આવર્ત સમય પહેલાંની છે, એટલે જિજ્ઞાસુઓની સમજૂતી ખાતર આધ્યાત્મિક પુરુષોએ સમગ્ર જીવનકાળપટના બે ખંડ કલ્પી ચરમાવર્ત પહેલાંના કાળખંડમાં વર્તતા જીવને યોગમાર્ગનો અનધિકારી અને ચરમાવર્તમાં વર્તતા જીવને યોગનો અધિકારી કહેલો છે.

(૩) જેને ચરમાવર્ત કહેવામાં આવે છે તે કાળખંડ પણુ કાંઈ નાનોસૂનો નથી. છતાં એટલું ખરું કે એ કાળખંડ પૂરો થતા જ સંસારી જીવન સમાપ્ત થાય છે. ચરમ આવર્તમાં જીવ આવે એટલે ક્રમે ક્રમે તેની શુદ્ધિ વધતાં તે યોગમાર્ગમાં આગળ વધે છે. આ તો એક જીવને ઉદ્દેશી ક્રમિક અવસ્થાભેદની વાત થઈ. પણુ ચરમાવર્તમા વર્તતા અનેક જીવોનો એક સાથે એક જ સમય પરત્વે વિચાર કરીએ ને તેમની તુલના કરીએ તો ય એ બધામાં કર્મમળની શુદ્ધિના તારતમ્યને લીધે ભેદ તો હોવાનો જ. તાત્પર્ય એ છે કે યોગમાર્ગના અધિકારી બધા જ જીવોનો અધિકાર એક સમયમાં સમાન ન સંભવે અને એક જીવનો અધિકાર પણુ હંમેશા એક જ ન રહે. આ રીતે અધિકારભેદ કે યોગ્યતાભેદનો આધાર કર્મબળનુ તારતમ્ય છે. કર્મ, વાસના કે મળના

સંસ્કારો એટલા સૂક્ષ્મ અને વિવિધ સામર્થ્યવાળા હોય છે કે તેનું આબેહૂબ ચિત્ર શબ્દમાં રજૂ ન કરી શકાય પણ માણસ ધારે તો પોતાના અંતર્નિરીક્ષણથી તેનો કાંઈક ખ્યાલ મેળવી શકે આપણે અનુભવીએ છીએ કે કયારેક ભય ને લોભનું બળ ચિત્તમાં વધારે હોય છે તો કયારેક ક્રોધ અને અભિમાનનું એ જ રીતે આપણે એવો પણ કયારેક અનુભવ કરીએ છીએ કે યોગ્ય સમજણ કે ચિંતન-મનન દ્વારા તે જ દોષોનું બળ ઘટે છે અને કયારેક કોઈ કોઈ દોષ નિર્મૂળ જેવો પણ થઈ જાય છે આવી માનસિક સ્થિતિનો અનુભવ કરીને આધ્યાત્મિક સાધકોએ કહ્યું છે કે યોગમાર્ગ ભણી વળ્યા હોય એવા અધિકારી જીવોના અધિકાર કે યોગ્યતા એકસરખા નાહ હોવાના આનું જ નામ 'અધિકારભેદ' છે

આત્મા અને કર્મના સંબંધનું કથન

तप्पोग्गलाण तग्गज्झसहावावगमओ य एय ति ।
इय दट्ठव्व इहरा तह बधाई न जुज्जति ॥ ११ ॥

અર્થ—કર્મપુદ્ગલોનો સ્વભાવ આત્મા વડે ગ્રહણ થવાનો એટલે કે તેને વળગવાનો છે તેમજ આત્માથી અપગમ—છૂટા પડવાનો પણ છે એને લીધે જ ઉપરનું અધિકાર-અનધિકારનું કથન છે અન્યથા એટલે કે ઉક્ત પ્રકારે કર્મના ગ્રહણ અને અપગમ ન માનવામાં આવે તો બંધ વગેરેની વ્યવસ્થા ઘટે જ નહિ એમ સમજવું (૧૧)

સમજૂતી—યોગમાર્ગના અધિકાર-અનધિકાર અને અધિકારીની વિવિધતા વિશેની ગાથા ૮-૧૦ માં આવેલી ચર્ચામાંથી દાર્શનિક માન્યતાનો એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે ને પ્રશ્નને લઈ ગ્રંથકારે પ્રસ્તુત ગાથામાં પોતાનું દૃષ્ટિબિંદુ જૈનપરંપરાનુસાર જ

કર્યું છે. પ્રશ્ન એ ઊઠે છે કે મૂર્ત જડથી ચેતન તત્ત્વ કે આત્મ-તત્ત્વ તદ્દન જુદું અને ભિન્ન લક્ષણવાળું છે. તે આકાશની પેઠે અમૂર્ત—અરૂપી પણ મનાયેલું છે. આવા અમૂર્ત તત્ત્વનો મૂર્ત અને જડ એવા કર્મતત્ત્વ સાથે પરસ્પર અસર ઉપજાવે એવો સંબંધ કેવી રીતે સંભવે ? મૂર્તનો મૂર્ત સાથે અસરકારક સંબંધ કલ્પનામાં અને અનુભવમાં આવે છે, પણ મૂર્ત અને અમૂર્તનો સંબંધ પરસ્પર અસર ઉપજાવી શકે એ વાત તરત ધ્યાનમાં ઊતરતી નથી તેથી જ આ બાબત દાર્શનિકોમા મતભેદ છે. દા. ત. ચેતન તત્ત્વને અમૂર્ત તેમજ કૂટસ્થનિત્ય માનનાર સાંખ્ય-યોગ આદિ દર્શનો તેને જડ પ્રકૃતિની અસર વિનાનું જ માને છે. તેઓ પ્રકૃતિ અને ચેતન પુરુષ બે તત્ત્વનું સંનિધાન કે સામીપ્ય સ્વીકારે છે, પણ એમ માને છે કે ચેતન અમૂર્ત તેમજ કૂટસ્થ-નિત્ય હોઈ તેના ઉપર પ્રકૃતિ કોઈ સારી—નરસી અસર પાડી શકે નહિ. આવી માન્યતાને લીધે ઉપર કહેલા પ્રશ્ન વિશે દાર્શનિક દૃષ્ટિએ વિચારવાનુ પ્રાપ્ત થાય છે ને તે ગ્રંથકારે વિચાર્યું પણ છે.

મોક્ષ પુરુષાર્થની માન્યતા અસ્તિત્વમાં આવી ત્યારથી આત્માના સ્વરૂપની માન્યતાએ પણ જુદો જુદો વળાંક લીધો છે.

ઇતિહાસ અને વિકાસ-ક્રમની દૃષ્ટિએ તત્ત્વચિંતનની ચાર ભૂમિકાઓ

મોક્ષ પુરુષાર્થનો વિચાર સ્પષ્ટપણે અસ્તિત્વમા ન આવ્યો હોય તે વખતે ચિંતકો ચૈતન્યના સ્વરૂપ વિશે જે ધારણાઓ સેવતા હોય તે મોક્ષનો વિચાર અસ્તિત્વમા આવ્યા પછી કદી એ રૂપમાં રહી ન જ શકે. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા મોક્ષના વિચારનું પ્રકરણ (પછી તે ગમે તેટલું પ્રાચીન હોય છતાં) અમુક સમયે જ સ્પષ્ટ આકાર લે છે. આ બાબત ધ્યાનમા રાખી ઐતિહાસિક અને તાત્ત્વિક રીતે અહીં વિચાર કરીએ તો જ ગ્રંથકારના કથનનું ખરું હાર્દ કાંઈક પકડી શકાય.

તત્ત્વચિંતનની પ્રાથમિક સ્થિતિમાં માત્ર ભૌતિક તત્ત્વોનું અસ્તિત્વ મનાતું અને તેમાંથી જ ચૈતન્યનો આવિર્ભાવ ને પાછો તેમાં જ તેનો તિરોભાવ મનાતો આ માન્યતા ચાર્વાકના દર્શન તરીકે સચવાઈ રહી છે ત્યારબાદ ચૈતન્યના સ્વતંત્ર અસ્તિત્વનો વિચાર સ્પષ્ટ રૂપ લે છે તે વખતે પણ ભૌતિક તત્ત્વોનું અસ્તિત્વ મનાતું હોવાથી બે પરસ્પર વિરોધી એવાં તત્ત્વો જડ અને ચૈતન્ય ને નામે તત્ત્વજ્ઞાનમાં સ્થાન પામે છે આ તત્ત્વચિંતનની બીજી ભૂમિકામાં અચેતન અને ચેતન એ બે એકમેકથી જુદાં અને સ્વતંત્ર તત્ત્વો મનાવા છતાં તેમના વિશે પહેલી ભૂમિકાની અમુક માન્યતા કોઈક જુદા સ્વરૂપમાં પણ સચવાઈ રહેતી લાગે છે પ્રથમ ભૂમિકામાં ચૈતન્ય ભૌતિક તત્ત્વોમાંથી આવતું ને તેમાં વિલય પામતું આ બીજી ભૂમિકામાં એમ તો નથી મનાતું, પણ ચૈતન્ય ઉપર ભૌતિક અસરો વાસ્તવિક રીતે થાય છે અને થઈ શકે છે એમ મનાય છે પ્રથમ ભૂમિકામાં ભૌતિક તત્ત્વ ચૈતન્યનું ઉપાદાન હતું તો હવે બીજી ભૂમિકામાં એ ઉપાદાન મટી ચૈતન્યના પરિણામોમાં અને ચૈતન્ય ઉપર થતી અસરોમાં નિમિત્ત બને છે આ બીજી ભૂમિકા મીમાંસા, ન્યાયવૈશેષિક જૈન-બૌદ્ધ આદિ દર્શનોમાં સચવાઈ છે

તત્ત્વચિંતનની ત્રીજી ભૂમિકામાં વળી માન્યતા આગળ વધે છે જો ચૈતન્ય તત્ત્વ સ્વતઃસિદ્ધ અને તદ્દન સ્વતંત્ર હોય તેમજ ભૌતિક લક્ષણોથી સર્વથા વિલક્ષણ હોય તો એવા અમૂર્ત અને અરૂપી તત્ત્વ ઉપર ભૌતિક વસ્તુ અસર કેમ પાડી શકે? જો એ એના ઉપર અસર પાડે તો એની અમૂર્તતા કેવી રીતે સચવાય? આ અને આના જેવી દલીલો દ્વારા આ ત્રીજી ભૂમિકામાં એવી માન્યતા સ્થિર થઈ કે ભલે અચેતન અને ચેતન બન્ને તત્ત્વો મનાય, પણ ચેતન એ તો અચેતનથી તદ્દન જુદા પ્રકારનું અને તે પરિવર્તન કે પરિણામ વિનાનું જ માનવું જોઈએ અને જો

એક વાર એમ માનીએ તો સ્પષ્ટપણે કબૂલવું જોઈએ કે ચેતન ઉપર અચેતનની કોઈ વાસ્તવિક અસર થતી જ નથી. અસર વિશે જે કાંઈ બોલાતુ કે વ્યવહારાતું હોય તો તે માત્ર સ્થૂળ દૃષ્ટિને લીધે જ. તેથી ફરીને એ માત્ર ભ્રમ, આરોપ કે ઉપચાર છે. આ ભૂમિકા સાખ્ય-યોગ જેવા દર્શનોમાં સચવાઈ છે.

તત્ત્વચિંતનની ચોથી અને કદાચ છેલ્લી ભૂમિકામા કલ્પના એટલે સુધી આગળ વધી કે ચેતન તત્ત્વ સદા એકરૂપ છે અને કોઈ પણ જાતનુ પરિણામ કે પરિવર્તન ઝીલનાર નથી. આમ છે તો પછી એની કોટિનુ. ત્રણે કાળમા સત્ય એવું, બીજું તત્ત્વ કેમ હોઈ શકે? ત્રૈકાલિક સત્ય તો એક જ હોય. આ વિચાર-માથી સ્વતંત્ર જડતત્ત્વની માન્યતા આપોઆપ લોપ પામી અને એવા જડતત્ત્વની મનાતી અસરો અને એનાથી ઉદ્‌ભવતી વિશ્વ-રૂપની વિવિધતાઓનો ખુલાસો અજ્ઞાન કે અવિદ્યાથી કરવામાં આવ્યો. આ માન્યતા કેવલાદ્વૈતમાં અને અમુક અંશે વિજ્ઞાન-વાદમાં સચવાઈ છે.

આ રીતે પહેલી ભૂમિકા માત્ર જડવાદી, અને ચૈતન્ય એ જડનું પરિણામ, બીજી ભૂમિકામા ચેતન-અચેતન બંને તત્ત્વો સ્વતંત્ર પણ એક પર બીજાની અસર ખરી જ; ત્રીજી ભૂમિકામાં બન્ને તત્ત્વો તો સ્વતંત્ર પણ એકબીજાની વાસ્તવિક અસરથી મુક્ત; ચોથી ભૂમિકામાં તત્ત્વ તો એક ચૈતન્ય જ, પણ દેખાતી વિવિધ-તાઓ એ કોઈ તત્ત્વગત નહિ પણ માત્ર અવિદ્યાપ્રેરિત

ઉપરની ચાર ભૂમિકાઓની તુલના કરીએ તો જણાશે કે પહેલી બે સૃષ્ટિ-દૃષ્ટિવાદમા[૫] સ્થાન પામે એવી છે, જ્યારે ત્રીજી અને ચોથીમાં દૃષ્ટિ-સૃષ્ટિવાદનો[૬] ભાસ થાય છે.

---

૫. આ વાદ એમ કહે છે કે સૃષ્ટિ એ જ્ઞાનથી સ્વતંત્ર છે. તેનો વિશેષ વિચાર જાણવા માટે જુઓ, વેદાન્ત-સિદ્ધાન્ત-સૂક્તિમંજરી-૨. ૪૬ અને તેની સિદ્ધાન્તલેશ-વ્યાખ્યા

૬. દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે કે જ્ઞાનથી ભિન્ન એવું કોઈ જગત નથી આ

આત્મા અને કર્મના પરસ્પર અસરકારક સબધનું બીજી ભુમિકાને અનુસરી ઉપપાદન

ઉપરની ચર્ચાથી જોઈ શકાશે કે જૈન દર્શન પરિણામવાદી છે, તેથી તેને મતે બધ અને મોક્ષ એ બને ચેતનની કાલભેદે થતી વાસ્તવિક અવસ્થાઓ છે બધ અને મોક્ષ એ બને પરસ્પર વિરોધી છતા પરસ્પર સાપેક્ષ એવા પરિણામો છે જો ચેતનમા બધ વાસ્તવિક ન હોય તો તેમા મોક્ષનો વિચાર જ અસ્થાને છે અને જો ચેતનમા મોક્ષની સ્થિતિ માનવાની હોય તો તે પહેલા તેમા બધનુ વાસ્તવિકત્વ હોવુ જ જોઈએ આ વસ્તુસ્થિતિ જૈન દર્શન ન્યાયવૈશેષિક આદિની પેઠ સ્વીકારે છે એ માન્યતાને અનુસરી ગ્રથકારે આત્મા અને કર્મના પરસ્પર સબધનો વિચાર કર્યો છે ગ્રથકાર કહે છે કે આત્મા ભલે તત્ત્વત અમૂર્ત હોય છતા તે મૂર્ત એવા પૌદ્ગલિક દ્રવ્યોને રાગ, દ્વેષ, અજ્ઞાન જેવી વૃત્તિઓને કારણે પોતામા ગ્રહે છે અને એ પુદ્ગલોનો સ્વભાવ પણ એવો છે કે તે મૂર્ત હોવા છતા અમૂર્ત ચેતનથી ગ્રહાય છે બન્નેનો સયોગસબધ અજ્ઞાન ને રાગદ્વેષ જેવી વૃત્તિઓને લીધે એવો થાય છે કે ચેતન પેલાં પુદ્ગલ દ્રવ્યોને વિશિષ્ટ રૂપમા પરિણમાવી પોતામા આત્મસાત જેવા કરે છે અને એ પુદ્ગલ દ્રવ્યોમા પણ એવી શક્તિ પ્રગટે છે કે તે યથાસમયે ચેતન પર સુખ–દુખ આદિ જેવા ભાવો જન્માવે છે આ

---

વાદને વધારે સમજવા માટે જુઓ વેદાન્ત સિદ્ધાન્ત સૂક્તિમજરી-૨ ૪૫ અને તેની ટીકા જો કે દૃષ્ટિસૃષ્ટિવાદ કેવલાદ્વૈતી વેદાન્તીઓએ સ્વીકારેલ છે અને તે વિજ્ઞાનવાદી જેવા બૌદ્ધાને પણ પોતાની રીતે માન્ય છે છતા અમે સાખ્ય-યોગની ત્રીજી ભૂમિકામા પણ તેના વાદનો ખાસ દર્શાવ્યો છે તે માત્ર એટલા જ અર્થમા કે સાખ્ય અને યોગ કૂટસ્થનિત્ય ચેતન તત્ત્વમા સુખદુખ આદિ વૃત્તિઓ વાસ્તવિક ન માનતા માત્ર ઉપચરિત અને તેથી ભ્રાન્ત માને છે અને નહિ કે પ્રકૃતિના પરિણામોના અર્થમા, કેમ કે તે પરિણામો તો વાસ્તવિક જ છે

રીતે જૈન દર્શન ચેતન અને પુદ્ગલ દ્રવ્ય બન્નેના અજ્ઞાનમૂલક સંબંધને પરસ્પર અસર ઉપજાવનાર તરીકે માની આત્મામાં બંધ પરિણામ વાસ્તવિક માને છે અને જયારે યોગ્ય ઉપાયથી એ બંધ પરિણામની નિવૃત્તિ થાય છે ત્યારે તેમાં વાસ્તવિક મોક્ષ પરિણામ માને છે. આ રીતે બંધ અને મોક્ષ બન્ને પરિણામોને ચેતનમાં વાસ્તવિકપણે માનનાર જૈનદર્શન એ કર્મપુદ્ગલ અને ચેતન બન્નેમા અરસપરસ ગ્રાહ્યગ્રાહકભાવ તાત્ત્વિક રીતે ન માને તો એની મૂળગત બંધ–મોક્ષની કલ્પના જ ન ઘટી શકે. આ વસ્તુ ધ્યાનમા રાખીને જ ગ્રંથકારે ૧૨ મી ગાથામા પોતાનું મંતવ્ય રજૂ કર્યું છે.

ગ્રંથકાર, જયારે, આ ગાથામાં એમ કહે છે કે જો કર્મપુદ્-ગલ અને આત્મા બન્નેમાં પરસ્પર ગ્રાહ્યગ્રાહકભાવ વાસ્તવિક માનવામા ન આવે તો બંધ-મોક્ષ નહિ ઘટે ત્યારે તેમનો અભિ-પ્રાય સાંખ્ય-યોગ આદિ દર્શનોની બંધ તેમજ મોક્ષવિષયક માન્ય-તાની અયથાર્થતા દર્શાવવાનો છે. ગ્રંથકાર અહીની પેઠે યોગ-બિન્દુ આદિ તેમના અનેક ગ્રંથોમા ફરીફરીને એ બાબત ઉપર ભાર આપે છે કે મોક્ષ માનવો તે પણ ચેતનમાં અને પછી એને વાસ્તવિક ન માનવો, માત્ર ઉપચરિત અને આરોપિત માનવો, એ બરાબર નથી. જો ખરેખર ચેતનમાં બંધ હોય જ નહિ તો તેમાં મોક્ષનો વિચાર જ અસ્થાને છે અને જો બંધ તેમજ મોક્ષ બંને ચેતનમાં વાસ્તવિકપણે હોય જ નહિ તો અંતિમ પુરુષાર્થના આધાર લેખે ચેતન તત્ત્વની માન્યતા પણ નિરર્થક ઠરે છે.

ગ્રંથકારે આગળ ગાથા ૫૬ થી ૫૮ સુધીમા આ જ વિષય-ને સ્પષ્ટ કરતી ચર્ચા કરતા કહ્યુ છે કે જેમ મદ્ય વગેરે કેફી વસ્તુ જડ ને મૂર્ત હોવા છતાં તે વિજ્ઞાન જેવી અમૂર્ત વસ્તુઓ પર અસર પાડી તેને વિકૃત કે મંદ બનાવે છે તેમ જ બીજી કોઈ ઉપકારક ઔષધિ વિજ્ઞાનની પુષ્ટિ અને શુદ્ધિમાં સહાયક

પણ બને છે એ જ રીતે મૂર્ત કર્મદ્રવ્ય અમૂર્ત ચેતન ઉપર સુખ-દુ ખાદિની વાસ્તવિક અસર ઉપજાવે છે અને યોગ્ય ઉપાયથી તે અસર દૂર પણ થાય છે આમ બધ મોક્ષ બને ઉપચરિત નથી એ સિદ્ધા ત છે

અધિકારી-ભેદે અતીદ્રિય વસ્તુના બોધનુ તારતમ્ય

एय पुण [७]निच्छयओ अइसयनाणी वियाणई नवर।
इयरो वि य लिंगेहिं उवउत्तो तेण भणिएण ॥ १२ ॥

અર્થ—એ આત્મકર્મના સ બ ધની બાબતને નિશ્ચયથી—પ્રત્યક્ષપણે કેવળ સાતિશયજ્ઞાની—પૂર્ણજ્ઞાની જ જાણે છે, અને બીજા છદ્મસ્થો પણ અનુમાનજ્ઞાનથી તેમજ કેવલિકથિત શાસ્ત્ર-જ્ઞાનથી એ બાબત જાણે છે (૧૨)

સમજૂતી—ઉપર જૈન મત પ્રમાણે આત્મા અને કર્મદ્રવ્યના અસરકારક વાસ્તવિક સ બ ધ વિશે જે કહ્યુ તે બાબતમા મૂળ સવાલ તો ગ્ર થકાર સામે એ આવે છે કે તમે તો પૂર્ણ જ્ઞાની નથી તો પછી આવી અતીન્દ્રિય અને વિવાદાસ્પદ વસ્તુ વિશે અ તિમ નિર્ણય કયા આધારે કરો છો ? તેનો ઉત્તર આપતા ગ્ર થકાર સૂચવે છે કે ખરેખર એ અતીન્દ્રિય સ બ ધ અમારા જેવા છદ્મસ્થ માટે પ્રત્યક્ષ નથી, પણ અમે એ સ બ ધી જે વિધાન કર્યું છે તે પૂર્ણજ્ઞાની–સર્વજ્ઞના દર્શનને માનીને કર્યું છે જૈન પર પરા એમ માનતી આવી છે કે કોઈ ને કોઈ પૂર્ણજ્ઞાની–સર્વજ્ઞ સ ભવે છે અને જે સર્વજ્ઞ થઈ ગયા તેમણે આવા અતીન્દ્રિય પદાર્થોનો સાક્ષાત્કાર કર્યો છે, એટલે જૈન પર પરામા અતીન્દ્રિય એવા આત્મ કર્મ સ બ ધના વાસ્તવિકપણાની માન્યતા છે તે મૂળે સર્વજ્ઞના પ્રત્યક્ષનો વિષય છે, તેવી તે નૈશ્ચયિક તત્ત્વજ્ઞાનનો વિષય છે હા,

૭ મૂળમા मिच्छयओ વ ચાય છ જેનો અથ બ ધબેસતો નથી

જે અમારા જેવા છદ્મસ્થો તેનુ નિરૂપણુ કરે છે તે સીધું પ્રત્યક્ષ-મૂલક ન હોવા છતા પરોક્ષજ્ઞાનમૂલક તો છે જ. અમે આ વિશે જે કાંઈ કહીએ છીએ તે લિંગ–અનુમાન તથા આગમ પ્રમાણુને આધારે. અમારું અતીન્દ્રિય વસ્તુ વિશેનું પ્રતિપાદન પરોક્ષજ્ઞાન-મૂલક હોવાથી સર્વજ્ઞના પ્રત્યક્ષમૂલક પ્રતિપાદન કરતાં અવશ્ય ઊતરતી કોટિનુ છે. અને તેથી તે વ્યાવહારિક તત્ત્વજ્ઞાનની કોટિમાં આવે, તેમ છતાં એના મૂળમા પરંપરાગત સર્વજ્ઞત્વની માન્યતાનો આધાર છે. અન્ય સંપ્રદાયના આચાર્યો પણુ પોતપોતાના નિરૂ-પણુમાં પોતપોતાની પરંપરામાં મનાતા પૂર્ણુ પુરુષોના જ્ઞાનનો આધાર લઈને જ તત્ત્વજ્ઞાન નિરૂપે છે. આટલી વસ્તુ બધા સંપ્રદાયોમાં સમાન છે.

**અપુનર્બંધક, સમ્યગ્દૃષ્ટિ અને ચારિત્રીનાં અનુક્રમે લક્ષણો**

पावं न तिव्वभावा कुणइ न बहु मन्नई भवं घोरं[८] ।
उचियट्ठिइं च सेवइ सव्वत्थ वि अपुणबंधो त्ति ॥१३॥

सुस्सूस धम्मराओ गुरुदेवाणं जहासमाहीए ।
वेयावच्चे नियमो सम्मदिट्ठिस्स लिंगाइं ॥ १४ ॥

मग्गणुसारी सद्धो पन्नवणिज्जो कियावरो चेव ।
गुणरागी सक्कारंभसंगओ तह य चारित्ती[९] ॥ १५ ॥

एसो सामाइयसुद्धिभेयओऽणेगहा मुणेयव्वो ।
आणापरिणइभेया अंते जा वीयरागो त्ति ॥ १६ ॥

---

૮ ત્રીજા પંચાશકમાં જે ચોથી, પાંચમી અને છઠ્ઠી ગાથાઓ છે તે જ અહીં ૧૩, ૧૪ અને ૧૫ ના ક્રમાંકમા આપેલી છે.

૯. શ્રી હરિભદ્રકૃત ઉપદેશપદ અને વિંશિકામાં ૧૫ મી ગાથાના છેલ્લા પાદમાં થોડો પાઠભેદ છે. ‘ सक्कारभसगओ जो तमाहु मुणि । ’ (ઉપદેશપદ, ગા ૧૯૯.), ‘ सक्कारभसंगओ देसचारित्ती । ’ (વિંશિકા ૯, ગા. ૨ ). યોગબિંદુ શ્લોક ૩૫૨–૩૫૩ માં પ્રસ્તુત ગાથા ૧૫મીનો પૂરો ભાવ ગ્રથિત છે.

અર્થ—જે ઉત્કટ ક્લેશપૂર્વક પાપકર્મ ન કરે, જે ભયાનક દુખપૂર્ણ સસારમા રચ્યોપચ્યો ન રહે અને બધી બાબતોમા કૌટુબિક, લૌકિક, ધાર્મિક વગેરેમા—ન્યાયયુક્ત મર્યાદા પાળે, તે અપુનર્બંધક છે (૧૩)

ધર્મ સાભળવાની ઇચ્છા, ધર્મ પ્રત્યે પ્રીતિ, સમાધાન કે સ્વસ્થતા સચવાય એ રીતે ગુરુ ને દેવની નિયમિત પરિચર્યા કરવી, આ બધા સમ્યગ્દષ્ટિ જીવના લિંગો–ચિહ્નો છે (૧૪)

માર્ગાનુસારી, શ્રદ્ધાળુ, ધર્મના ઉપદેશને યોગ્ય, ક્રિયા તત્પર, ગુણાનુરાગી, અને શક્ય હોય એવી જ બાબતમા પ્રયત્ન કરનાર તે ચારિત્રી છે (૧૫)

આ ચારિત્રી – છેવટની વીતરાગ દશા પ્રાપ્ત થતા સુધીમા સામાયિક સમત્વની શુદ્ધિના તારતમ્ય પ્રમાણે તેમજ શાસ્ત્ર-જ્ઞાનને જીવનમા ઉતારવા રૂપ પરિણમનના તારતમ્યથી – અનેક પ્રકારનો જાણવો (૧૬)

સમજૂતી—પહેલા ગાથા નવમીમા યોગમાર્ગના અધિકારી વિશે સૂચન છે યોગ્યતાના તારતમ્ય પ્રમાણે અધિકાર અનેક પ્રકારનો હોય છે, પણ એનુ વર્ગીકરણ સક્ષેપમા કરી ગ્રથકારે ચાર ભાગમા એનું નિરૂપણ ગાથા ૧૩ થી ૧૬ સુધીમા કરેલુ છે તેમા પ્રથમ અધિકારી તરીકે અપુનર્બંધકને લેખી તેનુ સ્વરૂપ દર્શાવ્યુ છે ગાથા ચૌદમાં ત્યાર બાદના બીજા અધિકારી લેખે સમ્યગ્દષ્ટિને લઈ તેનું સ્વરૂપ કહેલુ છે ગાથા પદર અને સોળમા સમ્યગ્દષ્ટિ પછીના ચડિયાતા અધિકારી લેખે ચારિત્રીનો નિર્દેશ કરી તેમા દેશ અને સર્વ એમ બન્ને પ્રકારના તારતમ્યયુક્ત ચારિત્રવાળાનુ કથન છે આ રીતે યોગમાર્ગના અધિકારી સક્ષેપમા ચાર ભાગમાં વહેચાઈ જાય છે દરેક ભાગના અધિકારીઓમા કાઈ એકસરખા

યોગ્યતા નથી હોતી, એટલે ઉપર નિર્દેશેલા અધિકારીના ચાર વર્ગોમાં પરસ્પર યોગ્યતાનુ તારતમ્ય શું છે અને પ્રત્યેક વર્ગમાં સમાતા અધિકારીઓમા પણ પરસ્પર યોગ્યતાનુ તારતમ્ય કયા પ્રકારનુ છે એ જરા વિગતે સમજવુ આવશ્યક હોઈ અત્રે એની ચર્ચા કરીશુ.

અજ્ઞાતકાળથી જીવ અજ્ઞાન અને રાગદ્વેષના વમળમા પડેલો હોઈ જાતજાતના આઘાત-પ્રત્યાઘાતો સહન કરતો આવે છે; પણ નદીપાષાણગોલક ન્યાયથી ક્યારેક એના અજ્ઞાન આદિ મળની તીવ્રતા કાંઈક ઓછી થતા એનો સાંસારિક ભોગરસ ઓસરવા માડે છે અને એનાથી મુક્ત થવાની વૃત્તિ પ્રગટે છે. એ સ્થિતિ મુક્તિ પ્રત્યેના અદ્વેષની છે. ખરી રીતે આ સ્થિતિ આવે ત્યારથી જ યોગમાર્ગનો અધિકાર શરૂ થાય છે અને એ જ ખરો ધર્માધિકાર છે. આ સ્થિતિ આવે છે ત્યારે ચિત્તમળની તીવ્રતા એટલી બધી ઓછી થઈ જાય છે કે તેને લીધે હવે તે જીવ બધાં કર્મોમા મુખ્ય એવા મોહનીય કર્મનો નવો સંસ્કાર પાડે તોય તે સંસ્કાર જૈન પરિભાષા પ્રમાણે એક કોડાકોડ સાગરોપમ કરતાં પણ ટૂંક મુદતનો પડે છે અને એવો જીવ ફરી મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ, જે સિત્તેર કોડાકોડ સાગરોપમ માનવામાં આવી છે તે, નિર્માણ નથી કરતો. તેથી જ એવા મુકિત પ્રત્યે અદ્વેષી અને મોહની ઉત્કૃષ્ટ સ્થિતિ ફરી ન બાધનાર જીવને અપુનર્બંધક કહ્યો છે. અપુનર્બંધક અવસ્થાથી માંડી ગ્રંથિભેદ યા સમ્યગ્દષ્ટિ સુધીનો એક કાળ, સમ્યગ્દૃષ્ટિથી માડી દેશવિરતિ સુધીનો બીજો કાળ, દેશવિરતિથી માડી સર્વવિરતિ યા પૂર્ણચારિત્ર સુધીનો ત્રીજો કાળ અને પૂર્ણચારિત્રથી માંડી મોક્ષપ્રાપ્તિ સુધીનો ચોથો કાળ—આ રીતે યોગકાળના સ્થૂળ રીતે ચાર ભાગ પડે છે. પહેલા ભાગમા વર્તનાર જીવોમા રાગદ્વેષ યા કષાયનું તીવ્ર બળ ઘટે છે ખરું, પણ જડચેતનના ભેદનુ દર્શન ( વિવેકખ્યાતિ ) પ્રગટતું નથી, કેમ કે

તેમા એવા દર્શનને રોકનાર દર્શનમોહ યા અવિદ્યા વિદ્યમાન હોય છે બીજા ભાગમા કાષાયિક બળ નબળુ પડવાની સાથે જ દર્શનમોહ પણ નબળો પડે છે છતા તેમા ચારિત્રનો પ્રતિબંધ કરનાર કર્મ ક્રિયાશીલ અથવા ઉદયમાન હોય છે, તેથી તેમા દર્શન હોવા છતા વિરતિ પ્રગટતી નથી ત્રીજા ભાગમા ચારિત્રપ્રતિબંધક કર્મ અલ્પાશે મોળુ પડતા વિરતિ પ્રગટે છે પણ તે પૂર્ણપણે નહિ જ્યારે ચોથા ભાગમા પૂર્ણચારિત્ર પ્રગટે છે, કેમકે તેમા પૂર્ણચારિત્રનુ પ્રતિબંધક કર્મ મોળુ પડે છે [10] આ રીતે અપુનર્બંધક, સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિ એ ચાર અવસ્થામા પરસ્પર રહેલુ તારતમ્ય સ્પષ્ટ છે પણ પ્રત્યેક ભાગમા વર્તનાર એક જીવમા કાળક્રમે અથવા અનેક જીવોમા એક સમયે જે તારતમ્ય હોય છે તે પણ જેવુ તેવુ નથી હોતુ, કેમકે જેમ જેમ દોષોનો હ્રાસ થાય તેમ તેમ શુદ્ધિ પ્રગટે છે અને એવો હ્રાસ સૌને એકસાથે એકસરખો નથી હોતો

ઉપર યોગકાળના સ્થૂળ રીતે ચાર ભાગ પાડી યોગના સાધકોનુ અપુનર્બંધક આદિરૂપે જે વર્ગીકરણ કર્યું તેને જૈન પરિભાષામાં ગુણસ્થાનના નામથી ઓળખાવેલુ છે અપુનર્બંધક જીવ એ પ્રથમ ગુણસ્થાનની હીયમાન–ઘટતી જતી અવસ્થા અને ચતુર્થ ગુણ-સ્થાનની યા ગ્રંથિભેદની પૂર્વસ્થિતિમા હોય છે, સમ્યગ્દષ્ટિજીવ ચોથા ગુણસ્થાનમા લેખાય છે, દેશવિરતિ પાચમામા ને સર્વવિરતિ છઠ્ઠાથી ચૌદમા ગુણસ્થાન સુધી લેખાય છે

ગ્રંથકારે તેરમી ગાથામા અપુનર્બંધકનુ લક્ષણ દર્શાવતા કહ્યુ છે કે જે ઉત્કટ સંક્લેશ–તીવ્રભાવથી પાપ નથી આચરતો, ઘોરનુ

[10] આ જ વસ્તુ જૈન પરિભાષામા બીજી રીતે પણ કહેવામા આવી છે કે ચારિત્રમોહનીય કર્મ પલ્યોપમપૃથક્ત્વ જેટલુ નિરસ્ત થાય ત્યારે દેશવિરતિ અને સંખ્યાતસાગરોપમ જેટલુ નિરસ્ત થાય ત્યારે સર્વવિરતિ આવે છે (યોગબિંદુ ટીકા–શ્લોક ૩૫૨-૩૫૩)

બહુમાન નથી કરતો, અને પ્રત્યેક જીવનવ્યવહારમાં ન્યાયપૂર્વક વર્તે છે. આ લક્ષણમાં ક્યાંય આત્મદર્શનનો ઉલ્લેખ નથી. પણ એની યોગ્યતાનો સંકેત છે. ચૌદમી ગાથામાં સમ્યગ્દષ્ટિનું લક્ષણ દર્શાવતાં કહ્યું છે કે, તેનામા ધર્મતત્ત્વની ઉત્કટ જિજ્ઞાસા, ધર્મ-પ્રત્યે આદર, માનસિક સ્વસ્થતાપૂર્વક ગુણીજનોની પૂજા ઇત્યાદિ હોય છે. આમાં ધર્મતત્ત્વની જિજ્ઞાસા દ્વારા આત્મદર્શન સૂચવાયેલુ છે, પરંતુ કોઈ પણ જાતની વિરતિનો નિર્દેશ નથી. ગાથા પંદર અને સોળમા દેશચારિત્રી અને સર્વચારિત્રીનાં લક્ષણો દર્શાવતાં કહેવામા આવ્યું છે કે તે ક્રિયાતત્પર અને મોક્ષમાર્ગે ચાલનાર હોય છે, એમાં ચારિત્રનો સંકેત છે.

ગાથા સોળમાં ગ્રંથકારે એક ખાસ અગત્યની વાત નોંધી છે. તે એ કે ચારિત્ર એટલે સમતા; અર્થાત્ રાગ કે દ્વેષના વમળમાં ન અટવાતાં તદ્દન સ્થિર રહેવુ તે. પણ આવી સમતા અથવા સ્થિરતા જે જૈન પરિભાષામા સામાયિક કહેવાય છે તે ચિત્તશુદ્ધિના તારતમ્ય પ્રમાણે ઓછીવત્તી હોવાથી એના અનેક ચડતાં ઉતરતાં સોપાન છે. એમાં શુદ્ધિનુ સૌથી છેલ્લુ સોપાન એ પૂર્ણ વીતરાગ અવસ્થા છે, જેમાં કોઈ પણ જાતના સંક્લેશનાં બીજ સુધ્ધાં અસ્તિત્વમાં નથી હોતાં.

## સામાયિકની અશુદ્ધિ ને શુદ્ધિનો ખુલાસો

पडिसिद्धेसु य देसे विहिएसु य ईसिरागभावे वि ।
सामाइयं असुद्धं सुद्धं समयाए दोसुं पि ॥ १७ ॥

અર્થ—શાસ્ત્રમાં નિષેધેલી બાબતોમાં દ્વેષ – અપ્રીતિને લીધે અને આદેશેલી બાબતોમાં થોડા પણ રાગને લીધે, સામાયિક અશુદ્ધ થાય છે, પણ જો આ નિષિદ્ધ-વિહિત બેમાં સમભાવ હોય તો તે સામાયિક શુદ્ધ જાણવું. (૧૭)

સમજૂતી—સોળમી ગાથામાં સામાયિકની શુદ્ધિના તારતમ્યને લીધે યોગનો અધિકાર કે અધિકારી અનેક પ્રકારે સંભવે છે એમ સૂચવવામાં આવ્યું છે પરંતુ પ્રશ્ન એ જ સમયે ચિત્તમાં એ થાય છે કે જ્યારે સામાયિક ઉદ્ભવ્યું જ ન હોય ત્યારે તો ચિત્તમાં માત્ર ક્લેશકૃત અશુદ્ધિ જ હોય છે અને જ્યારે સામાયિક પૂર્ણતાએ પહોંચ્યું હોય ત્યારે ચિત્તમાં અશુદ્ધિનો સંભવ જ નથી હોતો, પણ આ તો બે છેડા થયા, આવા આદિ અને અંતના છેડા વચ્ચેની ચિત્તસ્થિતિ જેમાં સામાયિક આવિર્ભાવ તો પામ્યું હોય, પણ ઓછેવત્તે અંશે ક્લેશનું અસ્તિત્વ હોય ત્યારે એ સામાયિક નથી હોતું પૂર્ણ શુદ્ધ, કે નથી હોતું પૂર્ણ અશુદ્ધ, એટલે એ વચલી ભૂમિકામાં રહેલા શુદ્ધિ-અશુદ્ધિના મિશ્રણનું કયા લક્ષણથી પૃથક્કરણ કરવું અર્થાત્ અશુદ્ધિને કઈ રીતે ઓળખવી અને શુદ્ધિને કઈ રીતે આનો ઉત્તર આપતા ગ્રંથકાર ગાથા સત્તરમીમાં દર્શાવે છે કે ક્લેશોની મંદતાથી સામાયિક ઉદ્ભવ્યું હોય એવી વ્યક્તિને પણ શાસ્ત્રનિષિદ્ધ વસ્તુઓ પ્રત્યે અણગમો કે દ્વેષ અંશત પણ હોય છે અને શાસ્ત્રવિહિત વસ્તુઓ પ્રત્યે કાંઈક ને કાંઈક અનુરાગનું વલણ હોય જ છે, તેથી કરીને એવી પ્રાથમિક ભૂમિકામાં તેનું સામાયિક દ્વેષ અને રાગની માત્રાના પ્રમાણમાં અશુદ્ધ જ સમજવું રાગ કે દ્વેષ ભલે તે વિહિત કે નિષિદ્ધ વસ્તુને લગતા અને અલ્પાંશે પણ હોય, છતાં એ મળરૂપ હોઈ એટલે અંશે તે વખતે સામાયિકમાં અશુદ્ધિ જ આણે છે; તેમ છતાં સામાયિકધારી વ્યક્તિ નિષિદ્ધ અને વિહિત વસ્તુઓ પ્રત્યે સમભાવનું વલણ પણ ધરાવતી હોય છે, તેથી જેટલે અંશે નિષિદ્ધ અને વિહિત વસ્તુઓ પ્રત્યે સમભાવનું વલણ પ્રગટ્યું હોય અથવા તો એવા અણગમા—દ્વેષ કે અનુરાગને લેશ પણ અવકાશ ન હોય તેટલે અંશે એ સામાયિક

સંભવતી શુદ્ધિ અશુદ્ધિનો ખુલાસો

શુદ્ધ જ હોય છે. સંક્લેશજાળની ગ્રથિઓથી અને તેની તીવ્રતા-મંદતાથી ચિત્તની સ્થિતિ જટિલ હોય છે. તેમા શુદ્ધિ પ્રકટ્યા પછી પણ અશુદ્ધિના અંશો કામ કરતા રહે છે. સંયત જીવન-ચર્યા અર્થે પણ અમુક વસ્તુ ગ્રહણ કરવાની અને અમુક ત્યજવાની હોય છે. ગ્રહણ કરવાનો અને ત્યજવાનો વ્યાપાર સામાન્ય રીતે અનુરાગ તેમજ દ્વેષને અધીન ચાલે છે; એટલે જીવનચર્યા નભાવતા એકાએક રાગ-દ્વેષના વલણોનો ઉચ્છેદ સૌને માટે શક્ય નથી, તેથી એવા વલણો હોય તેટલે અંશે ચિત્ત અશુદ્ધ રહેવાનુ. પણ સાધક એવા વલણોને પૂર્ણપણે કાબુમાં લાવવા માટે પ્રયત્ન-શીલ હોય છે, આથી ચિત્તમાં નિષિદ્ધ અને વિહિત વસ્તુઓ પ્રત્યે પણ સમભાવનુ વલણ ક્રમે ક્રમે વધતું જાય છે. એ વલણ જેટલે અંશે સિદ્ધ થયું તેટલે અંશે સમતા સિદ્ધ થઈ અને તેટલે અંશે સામાયિક પણ શુદ્ધ જ સમજવુ. આમ પ્રયત્ન અને જાગૃતિના વિકાસ સાથે સમભાવ કે સમતાની માત્રા વધતી જવાને લીધે સામાયિકની શુદ્ધિ પણ ઉત્તરોત્તર વધ્યે જ જવાની. અને તેટલા પ્રમાણમા અશુદ્ધિ ઘટતી જવાની. છેવટે જ્યારે શુદ્ધિ પૂર્ણપણે સિદ્ધ થાય ત્યારે તો અશુદ્ધિનો એક અંશ પણ રહેવા નથી પામતો. પણ તે પહેલાની ચિત્તસ્થિતિમાં સંક્લેશની શુદ્ધિ-અશુદ્ધિનુ ઓછુવત્તુ મિશ્રણ અનિવાર્ય છે, તેમ છતાં શુદ્ધિ અને અશુદ્ધિ એ બન્ને અંશો તો જુદા જ છે, ને બન્નેની અસર પણ જીવનમા ભિન્ન ભિન્ન દેખાય છે.

યોગભાષ્યમાં વ્યાસે ચિત્તની પાચ ભૂમિકા પૈકી ત્રીજી વિક્ષિપ્ત ભૂમિકાને લક્ષી સવાલ ઉઠાવ્યો છે કે એમા થોડે અંશે તો ક્લેશ-વૃત્તિઓનો નિરોધ યા સમાધિ સંભવે છે, તો પછી એ ભૂમિકાને યોગકોટિમા કેમ ન ગણવી. એનો ઉત્તર એમણે સુચવ્યો છે કે અલબત્ત, વિક્ષેપ કાળમાં પણ કોઈ કોઈ વાર વચ્ચે સમાધિ લાધે છે; પણ એ સમાધિ, વિક્ષેપ અથવા રાજસ–તામસ વૃત્તિઓના

ઉદ્રેકના પ્રમાણમા એટલી બધી અસ્થિર અને નબળી હોય છે કે તેથી તે સમાધિકોટિમા ગણવા લાયક નથી અહીં ગ્રથકારે જે શુદ્ધિ અશુદ્ધિના મિશ્રણની વાત કરી છે તે ભૂમિકા એ વિક્ષિપ્ત ચિત્ત પછીની છે, કેમ કે ગ્રથકાર જે ભૂમિકાને લક્ષી વાત કરે છે તેમા અશુદ્ધિનો અશ હોવા છતા શુદ્ધિનુ મડાણ પાકે પાયે શરૂ થયુ છે, તેથી ગ્રથકારે સૂચવેલી એ ભૂમિકા વ્યાસની પરિભાષામા એકાગ્ર ચિત્તની કોટિમા આવે (વ્યાસભાષ્ય, ૧ ૧)

**પ્રથમ સમ્યક્ત્વ સામાયિક અને તેના કારણો**

एय विसेसनाणा आवरणावगममेयओ चेव ।
इय दट्ठव्व पढम [११]भूसणठाणाइपत्तिसम ॥ १८ ॥

અર્થ—એ શુદ્ધ સામાયિક વિશેષજ્ઞાનથી તેમજ આવરણ ભગના તારતમ્યથી થાય છે આ રીતે ભૂષણ, સ્થાન આદિની સિદ્ધિરૂપ સમત્વને પ્રથમ સામાયિક અર્થાત્ સમ્યક્ત્વ સામાયિક સમજવુ (૧૮)

સમજૂતી—ચિત્તમા અસમભાવ કે અશુદ્ધિ હોય ત્યારે પણ સમભાવ યા સ્થિરતાના પ્રમાણમાં ચિત્તશુદ્ધિ પ્રગટવાની અર્થાત્ શુદ્ધ સામાયિક હોવાની વાત ઉપર કહી છે પ્રસ્તુત ગાથામા ગ્રથકાર એ શુદ્ધ સામયિક પ્રગટ થવાનાં આતરિક કારણો દર્શાવે

---

૧૧ પ્રતિમા વચાયા પ્રમાણેનો પાઠ તો 'સૂસણ' છ એનો કોઈ અર્થ પ્રસ્તુતમા બધબેસતો થતો નથી લાબા વિચાર પછી 'ભૂસણ' પાઠ જ મૌલિક હોવાની કલ્પના આવી છે તેથી તેને અનુસરી અર્થ કરવામા આવ્યો છે 'ભૂસણ' પાઠની કલ્પનાના પોષક પ્રમાણોમા મુખ્ય એ છે કે ગ્રથકારે પોતે જ એમના સબોધપ્રકરણ (પા ૬૩) અને સમ્યક્ત્વ સપ્તતિ (પા ૨) નામના ગ્રથમા સમ્યક્ત્વના સડસઠ અગો દર્શાવતા 'ભૂસણ' પદ નિર્દેશ્યુ છે અને ઉ યશોવિજયજીએ પણ સડસઠ બોલની સજ્ઝાય મા 'ભૂષણ' પદ લઈ તેનો અર્થ કર્યો છે જુઓ આ જ ગાથાની સમજૂતી

છે. એમણે મુખ્યપણે બે આંતરિક કારણોનું સૂચન કર્યું છે. એક અભાવાત્મક ને બીજું ભાવાત્મક. પહેલું કર્માવરણના હ્રાસ–નિવૃત્તિ-રૂપ છે, જ્યારે બીજું વિશિષ્ટજ્ઞાન અર્થાત્ સંજ્ઞાનરૂપ છે. પ્રસ્તુત ગ્રંથનો વિષય આધ્યાત્મિક હોઈ અત્રે આધ્યાત્મિક દૃષ્ટિએ જ મુખ્યપણે વિચારવાનું પ્રાપ્ત થાય છે. પરંતુ એ દૃષ્ટિને બરાબર સમજવા માટે એની વ્યાવહારિક દૃષ્ટિ સાથે પ્રાસંગિક તુલના જરૂરી છે, તેથી એ વિશે અહીં થોડી ચર્ચા કરી લઈએ.

**આધ્યાત્મિક અને વ્યાવહારિક જ્ઞાનની મર્યાદા**

આધ્યાત્મિક દૃષ્ટિ એટલે મુખ્યપણે આત્માને લગતી બાબતોની વિચારણા અને વ્યાવહારિક એટલે મુખ્યપણે આત્મેતર તત્ત્વોની વિચારણા યા ગવેષણા. પહેલી દૃષ્ટિમાં આત્માનું તાત્ત્વિક સ્વરૂપ, તેને સ્પષ્ટ પ્રતીત કરવાનાં અને પ્રગટાવવાનાં સાધનો તેમજ અંતિમ સાધ્ય આદિનો વિચાર મુખ્યપણે થાય છે, જ્યારે બીજીમાં આત્મા સિવાયનાં તત્ત્વો કયાં છે, તેમનો પરસ્પર સંબંધ શો છે,અને દુન્વયી જીવનમાં એમનુ સ્થાન શુ છે વગેરે બાબતોનો વિચાર થાય છે. બંને દૃષ્ટિઓ એકબીજીથી સ્વતંત્ર હોવા છતાં તદ્દન પરસ્પર-નિરપેક્ષ નથી. આધ્યાત્મિક દૃષ્ટિ પ્રગટે, તેનો વિકાસ થાય ત્યારે ઘણી વાર એમ પણ બને છે કે એના પ્રાકટ્ય અને વિકાસના પ્રમાણમાં વ્યાવહારિક જ્ઞાન બહુ ઓછું પણ હોય છે અને કેટલીક વાર ભ્રાન્ત અને સંશયાત્મક પણ હોય છે. તેથી ઊલટું, મોટે ભાગે એ પણ જોવામા આવે છે કે વ્યાવહારિક દૃષ્ટિની મર્યાદામાં સમાતા અનેક વિષયના જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ પુષ્કળ પ્રમાણમાં હોય ત્યારે પણ આધ્યાત્મિક દૃષ્ટિનુ પ્રાકટ્ય હોતું જ નથી. આ રીતે બન્ને દૃષ્ટિની મર્યાદામાં સમાવેશ પામતાં જ્ઞાનો કે વિદ્યાઓ નિયમથી સાથે જ હોય એમ સામાન્ય રીતે નથી બનતુ; તેમ છતાં કોઇ એવી વિરલ વ્યક્તિ પણ સંભવે ખરી કે જેમાં બન્ને દૃષ્ટિઓ સાથે કામ કરતી હોય, અને બંનેને

લગતી વિદ્યાઓ ઠીક ઠીક પ્રમાણમા વિકસી હોય આ બધું કેમ બને છે એનો ખુલાસો આધ્યાત્મિક ચિંતકોએ અ તર્મુખ નિરીક્ષણ દ્વારા કર્યો છે પરિભાષાનો ભેદ બાદ કરતા એ બાબત વિશે ભિન્ન ભિન્ન આધ્યાત્મિક પર પરાઓમા કશો જ મતભેદ નથી અહીં એ વિચાર મુખ્યપણે જૈન પરિભાષાને અવલ બી દર્શાવવામા આવ્યો છે

કોઈ પણ પ્રકારના જ્ઞાનને આવિર્ભાવ પામતા રોકે તે કર્મ યા સ સ્કાર જ્ઞાનાવરણ યા પ્રકાશાવરણ કહેવાય છે આત્માની પ્રતીતિ કે તેના સ્વરૂપના દર્શનને આવિર્ભાવ પામતા જે કર્મ રોકે છે તે દર્શનમોહ યા અવિદ્યા કહેવાય છે આત્મપ્રતીતિ થયા પછી પણ એ પ્રતીતિને અનુસરી વર્તન કરવા કે ચારિત્ર ઘડવામા જે સ સ્કારો આડે આવે છે તે ચારિત્રમોહ છે દર્શનમોહ અને ચારિત્રમોહનુ બળ પૂરેપૂર હોય ત્યારે પણ જ્ઞાનાવરણનું અથાત્ વસ્તુત અજ્ઞાનાવરણનુ બળ ઘણી વાર ઘટે છે, તેથી કરીને અનેક સ્થૂળ-સૂક્ષ્મ વિષયોને લગતાં નાનાવિધ જ્ઞાન વિજ્ઞાનો પણ મનુષ્ય મેળવી શકે છે આવા જ્ઞાન વિજ્ઞાનો તે તે વિષયની મર્યાદામા ચોક્કસ અને અબાધિત હોઈ પ્રમાણભૂત સ ભવે છે, તેમ છતા એની સાથે આધ્યાત્મિક દૃષ્ટિનું પ્રાકટ્ય ન હોય તો એવા જ્ઞાન વિજ્ઞાનો આધ્યાત્મિક દૃષ્ટિએ અજ્ઞાન કોટિમા પડે છે તે એટલા માટે નહિ કે એ ખોટા છે અથવા એનું કશુ જ મૂલ્ય નથી, પણ એટલા માટે કે આધ્યાત્મિક દૃષ્ટિ પ્રગટેલી ન હોવાથી તેવા જ્ઞાન વિજ્ઞાનોનો આ મશુદ્ધિના વિકાસમા ઉપયોગ થતો નથી ઊલટુ, ઘણી વાર તે આત્માની અશુદ્ધિને પોષે છે તેથી કરીને આધ્યાત્મિક દૃષ્ટિવિહીન જ્ઞાન વિજ્ઞાનો જે જ્ઞાનાવરણના હ્રાસથી ઉદય પામે તેને અજ્ઞાનાવરણનો હ્રાસ કહે છે, એટલે કે એ આવરણહ્રાસથી આવરણ ન રહે ત્યારે પણ પ્રગટેલા જ્ઞાનો વ્યવહારદૃષ્ટિએ ગમે તેટલા મહત્ત્વના હોય છતા આધ્યાત્મિક દૃષ્ટિએ અજ્ઞાન જ છે

ચારિત્રમોહની તીવ્રતમ શક્તિ જેને જૈન પરિભાષામાં અનંતાનુબંધી કહે છે તે કાંઈક નબળી પડતાં દર્શનમોહ નબળો પડે છે અને આત્મસ્વરૂપની પ્રતીતિ કે દર્શન પ્રગટે છે. જયારે આવુ દર્શન પ્રગટે છે ત્યારે જ્ઞાનાવરણના ઓછા કે વત્તા ગમે તેવા-હ્રાસથી પ્રગટ થતુ જ્ઞાન, એ માત્રા અને પ્રકારમાં ગમે તેટલું ઓછું હોય અગર વ્યાવહારિક–દુન્યવી વિષયોમા અચોક્કસ પણ હોય છતાં, તે જ્ઞાન લેખાય છે. એટલા માટે નહિ કે તે વ્યાવહારિક વિષયોમા બીજા કોઈના ચડિયાતા જ્ઞાન કરતાં વધારે છે યા વધારે પ્રમાણભૂત છે, પણ એટલા માટે કે તેના દ્વારા આત્મશુદ્ધિના વિકાસમાં કશી જ બાધા પડતી નથી. ઊલટું, તે પ્રકાર અને માત્રામાં સામાન્ય હોવા છતા આધ્યાત્મિક દૃષ્ટિના ઉદયને લીધે આત્મશુદ્ધિનુ પોષક જ બને છે, અર્થાત્ તેના દ્વારા રાગ, દ્વેષ યા સંક્લેશ કદી પોષાતા નથી, તેથી કરીને તે જ્ઞાન જે આવરણહ્રાસને લીધે પ્રગટ્યુ હોય તેને જ્ઞાનાવરણહ્રાસ કહેવામાં આવે છે. અજ્ઞાનાવરણના હ્રાસથી પ્રગટ થયેલાં જ્ઞાન-વિજ્ઞાનો અજ્ઞાન કોટિના છે ત્યારે જ્ઞાનાવરણના હ્રાસથી પ્રગટેલાં જ્ઞાન-વિજ્ઞાનો જ્ઞાન કોટિના છે આ તફાવત માત્ર આધ્યાત્મિક દૃષ્ટિના અપ્રાકટ્ય કે પ્રાકટ્યને લીધે છે.

દર્શનમોહ કે અવિદ્યા નિર્બળ થયા પછી આત્મદર્શન પ્રગટ્યુ હોય અને તદનુસાર આધ્યાત્મિક વર્તન ઘડવામાં કે તેવું જીવન જીવવામાં આડે આવતા ચારિત્રમોહનાં બળો પણ હ્રાસ પામ્યાં હોય ત્યારે જ્ઞાનાવરણના હ્રાસને લીધે પ્રગટ થતું ગમે તેવું અને ગમે તેટલુ જ્ઞાન પણ સજ્જ્ઞાન-કોટિનું લેખાય છે. તે માત્ર એની ગુણવત્તાને લીધે, નહિ કે માત્રા યા પ્રકાર ને લીધે, કેમ કે તે ભૂમિકામા આવિર્ભાવ પામતુ વ્યાવહારિક યા આધ્યાત્મિક વિષયને લગતું જ્ઞાન ગમે તેટલું અને ગમે તેવું ઓછુંવત્તું યા ચડતું ઊતરતું હોય તોપણ તે આધ્યાત્મિક ચારિત્રનિર્માણમાં કશો જ

પ્રત્યવાય નથી કરતુ ઊલટુ, તે જ્ઞાન રાગ, દ્વેષ જેવા મળોની મદતા યા અભાવને લીધે ચારિત્રશુદ્ધિમા અત્યત ઉપકારક બને છે આ રીતે આપણે અજ્ઞાન, જ્ઞાન અને સજ્જ્ઞાન એવી જે જ્ઞાનની ત્રણ કક્ષાઓ વિચારી તે સામાન્ય રીતે જ્ઞાનાવરણહ્રાસને આભારી હોવા છતા મુખ્યપણે દર્શનમોહ અને ચારિત્રમોહના હ્રાસ કે ક્ષયને આભારી છે આ આધ્યાત્મિક દષ્ટિનુ ધોરણ થયુ

ઉપર જે વસ્તુ ચર્ચી છે તેને ગ્રથકારે[12] પોતે જ અને તદનુગામી ઉપાધ્યાય યશોવિજયજીએ[13] વિષયપ્રતિભાસ, આત્મપરિણામી અને તત્ત્વસવેદન એવા ત્રણ સાર્થક નામોથી દષ્ટાન્ત દ્વારા સમજાવી છે તેઓ કહે છે કે મતિ આદિ અજ્ઞાનાવરણના હ્રાસથી ઉત્પન્ન થયેલુ જ્ઞાન જે આધ્યાત્મિક દષ્ટિએ અજ્ઞાન છે તે વિષયપ્રતિભાસ કહેવાય છે, કારણ કે એ જ્ઞાન પોતપોતાના વિષયનો ગમે તેટલો અને ગમે તેવો પ્રતિભાસ કરાવે છતા તે જ્ઞાન પોતાના વિષયોનુ આધ્યાત્મિક દષ્ટિએ કશુ જ મૂલ્ય અકાવતુ નથી, એટલે કે તે જ્ઞાન દ્વારા અવગત થતા પદાર્થોમા આધ્યાત્મિક દષ્ટિએ શુ હેય, શુ ઉપાદેય અને શુ ઉપેક્ષણીય છે એવી કોઈ પ્રતીતિ તે જ માવતુ નથી, બહુ તો માત્ર વસ્તુની લૌકિક બાજુનો બોધ કરાવે છે મતિ આદિ જ્ઞાનાવરણના હ્રાસથી આવિર્ભાવ પામેલુ જ્ઞાન આત્મપરિણામી કહેવાય છે, કેમ કે તે જ્ઞાન પોતાના વિષયના સ્વરૂપપ્રતિભાસ માત્રમા પર્યવસાન ન પામતા તે વિષયનુ આધ્યાત્મિક મૂલ્ય પણ અકાવે છે અર્થાત્ આધ્યાત્મિક દષ્ટિએ તેની હેયતા, ઉપાદેયતા કે ઉપેક્ષણીયતાના નિર્ણયમા તે પરિણમે છે સજ્જ્ઞાનાવરણના હ્રાસથી ઉત્પન્ન થયેલુ જ્ઞાન તત્ત્વસવેદન કહેવાય છે, કેમ કે તે પોતાના વિષયમા હેયત્વ, ઉપાદેયત્વ આદિના થયેલા નિર્ણય પ્રમાણે તેમા સમ્યક્

૧૨ જ્ઞાનાષ્ટ ન ૮

૧૩ બત્રીશી ૬—શ્લોક ૨ થી ૫

નિવૃત્તિ યા પ્રવૃત્તિ કરવા પ્રેરે છે. આ ત્રિવિધ જ્ઞાનનું તારતમ્ય નીચેના દાખલામાં સ્પષ્ટ થાય છે.

કોઈ અપરીક્ષક પણ નિર્મળ-દૃષ્ટિસંપન્ન વ્યક્તિ હીરાને જોઈ ‘ આ હીરો છે ’ એમ તો કદાચ જાણે, પણ એનુ વ્યાવહારિક મૂલ્ય તે આંકી નથી શકતો. તેનુ આ જ્ઞાન હીરા પૂરતું વિષય-પ્રતિભાસિ કહેવાય. બીજી પરીક્ષકશક્તિવાળી વ્યક્તિ એ જ હીરાને હીરો સમજી તેનુ વ્યાવહારિક મૂલ્ય પણ આકે કે આ વસ્તુ આટલા માટે ગ્રાહ્ય છે, તો તેનુ જ્ઞાન હીરા પૂરતું આત્મ-પરિણામી કહેવાય, કેમ કે પ્રથમ વ્યક્તિ કરતા આ વ્યક્તિની સમજણમા મૂલ્યાકન કરવા પૂરતું ઊંડાણુ છે. ત્રીજી કોઈ વ્યક્તિ પરીક્ષકશક્તિ ઉપરાંત પુરુષાર્થશક્તિ પણ ધરાવતી હોય, તે હીરાને હીરા તરીકે જાણે અને એનું મૂલ્યાકન કરી બેસી ન રહે, પણ જો એ ઉપાદેય હોય તો તેને પ્રાપ્ત કરવા પ્રવૃત્તિ કરે. એવી વ્યક્તિનુ હીરા વિશેનુ જ્ઞાન પહેલી બે વ્યક્તિઓ કરતાં વધારે ઊંડું હોવાનુ, કેમ કે તે વિના એ પ્રવૃત્તિપર્યવસાયિ બની ન શકે. આ તો માત્ર સ્થૂળ દાખલો છે, પણ તે વસ્તુ આધ્યાત્મિક ક્ષેત્રે યોજીને સમજવાની છે. અજ્ઞાનકોટિનો જીવ બાળ કે મૂઢની પેઠે વસ્તુને કદાચ જાણે, પણ તે તેનુ મૂલ્ય આકી ન શકે. જ્ઞાનકોટિનો જીવ વસ્તુને જાણવા ઉપરાંત તેનુ આધ્યાત્મિક મૂલ્ય પણ આકે જ, જ્યારે સજ્જ્ઞાન કોટિનો જીવ પોતે આકેલા મૂલ્ય પ્રમાણે વિવેકપૂર્વક નિવૃત્તિ યા પ્રવૃત્તિ પણ કરે.[૧૪]

---

૧૪. શ્રી હરિભદ્રે જ્ઞાનાષ્ટક (નં. ૯)મા વિષયપ્રતિભાસ આદિ ત્રણ જ્ઞાનના સ્વરૂપની, તેના સૂચક લિંગોની અને તેના કાર્યની સ્પષ્ટ ચર્ચા કરી છે. એ અષ્ટકને અનુસરી શ્રી. યશોવિજયજીએ છઠ્ઠી બત્રીશી (શ્લોક ૨ થી ૫)માં એ જ વિષયની વધારે વિશદ ચર્ચા કરી છે. અહીં નોંધવા જેવું એ છે કે શ્રી હરિભદ્રે ત્રિવિધ જ્ઞાનની પરિભાષા પોતે રચી છે, પરંતુ એની પાછળ સમન્વયની ભૂમિકા છે. ગીતા (૧૦. ૪) માં બુદ્ધિ, જ્ઞાન અને

વિવેચનના પ્રારંભમાં જે અભાવાત્મક અને ભાવાત્મક એવા સામાયિક શુદ્ધિના બે કારણોનો નિર્દેશ કર્યો છે તે સમજવા

---

અસંમોહ એવા ત્રણ પદો છે એ જ પદોને તેમણે યોગદૃષ્ટિસમુચ્ચયમાં છે તેવા જ લઈ બોધના ત્રણ પ્રકાર આધ્યાત્મિક દૃષ્ટિએ બતાવ્યા છે અને તેમણે પોતે જ તે પદોની વ્યાખ્યા પણ કરી છે (૧૨૦ ૧ ૧ ૧૨૨) એમ લાગે છે કે તેમણે એ ત્રણ પદોનો અર્થ આધ્યાત્મિક દૃષ્ટિએ કર્યો ત્યારે જ તેમને એ વસ્તુ જૈન પરંપરાને અનુસરી નિરૂપવાનો વિચાર પણ આવ્યો હોય ગમે તેમ હો પણ તેમણે જે વિષયપ્રતિભાસ આત્મ પરિણતિમત્ અને તત્ત્વસંવેદન એ ત્રણ નામે અજ્ઞાન અને જ્ઞાનની કક્ષાઓ વર્ણવી છે તે ગીતાગત બુદ્ધિ જ્ઞાન અને અસંમોહ એ ત્રણ કક્ષાઓનું જ બીજી પરિભાષામાં અને વધારે વિશદતાથી નિરૂપણ છે

ગીતા ઉપરની ઉપલબ્ધ બધી જ સંસ્કૃત વ્યાખ્યાઓ અને જ્ઞાનેશ્વરી સુધ્ધાંને જોતા એટલું તો સ્પષ્ટ લાગે છે કે ગીતાનો વ્યાખ્યાકાર કેવલા દ્વૈતવાદી હોય વિશિષ્ટાદ્વૈતવાદી દ્વૈતવાદી કે દ્વૈતાદ્વૈતવાદી કે શુદ્ધાદ્વૈતવાદી હોય પણ તે બુદ્ધિ જ્ઞાન અને અસંમોહ વચ્ચેનુ આધ્યાત્મિક તારતમ્ય એકસરખી જ રીતે નિરૂપે છે શ્રી હરિભદ્ર અને શંકરાચાર્ય બંને સમકાલીન છે શ્રી હરિભદ્રે શાંકરવ્યાખ્યા જોઇ નથી અને શાંકરથી પ્રાચીન કોઇ ગીતાની વ્યાખ્યા હજી જ્ઞાત નથી તેમ છતા શ્રી હરિભદ્રે બુદ્ધિ જ્ઞાન અને અસંમોહ એ ત્રણ પદોનું વિવરણ જે યોગદૃષ્ટિસમુચ્ચય માં કર્યું છે અને વિષયપ્રતિભાસ આદિરૂપે જે ત્રણ જ્ઞાનની કક્ષાઓ જ્ઞાનાષ્ટકમાં ચર્ચી છે તે સમગ્ર શાંકરભાષ્ય આદિ સાથે તોલન કરતા એમ લાગ્યા વિના નથી રહેતું કે આ બધા આચાર્યો મુખ્યપણે આધ્યાત્મિક દૃષ્ટિએ જ જ્ઞાન અજ્ઞાનના સ્વરૂપનો વિચાર કરતા તેથી જ તેઓ બધા સાંપ્રદાયિક પરિભાષા ભિન્ન હોવા છતા તાત્પર્યમાં મળી જાય છે આ રીતે શ્રી હરિભદ્રે ગીતાગત જ્ઞાનવિભાગનો પોતાના ગ્રંથોમાં તે જ નામથી અને નામાન્તરથી સમન્વય કર્યો છે આ એક એમના બહુશ્રુતત્વ અને દીર્ઘ સૂઝનો પુરાવો છે

પ્રસિદ્ધ અટ્ઠકથાકાર બુદ્ધઘોષે વિશુદ્ધિમાગ્ગ (૧૪ ૪ પા ૩૦૪)માં પ્રજ્ઞાનું સ્વરૂપ સમજાવતા કહ્યું છે કે કોઇ પણ વિષયનું પ્રાથમિક જ્ઞાન તે સંજ્ઞા ત્યારબાદ થનારું તે જ વિષયનું જરા ઊંડુ જ્ઞાન તે વિજ્ઞાન

પૂરતી આટલી ચર્ચા થઈ, હવે એ ગાથાગત મૂળવિષય ઉપર આવીએ. ગાથામાં '**विसेसणाण**' અને '**आवरणावगमभेय**' એ બે પદો છે. પહેલાનો અર્થ છે 'વિશેષજ્ઞાન' જે ભાવાત્મક છે, ને બીજાનો અર્થ છે 'આવરણોનો વિશિષ્ટ હ્રાસ' જે અભાવાત્મક છે. દર્શનમોહ અને કાંઈક અંશે ચારિત્રમોહ એ બેનો હ્રાસ થાય,- અર્થાત્ એની બાધકશક્તિ નબળી પડે ત્યારે સાથેસાથે જ્ઞાનાવરણના હ્રાસથી જ્ઞાન પણ પ્રગટે છે. એટલે દર્શનમોહ, આંશિક ચારિત્રમોહ અને જ્ઞાનાવરણ એ ત્રણેનો હ્રાસ અને એને પરિણામે ઉત્પન્ન થતુ જ્ઞાન જે આત્મપરિણામિ જ્ઞાન કહેવાય, એ બે કારણોને લીધે જીવમા જે આધ્યાત્મિક શુદ્ધિ પ્રગટે છે તે શુદ્ધ સામાયિકની પ્રાથમિક સ્થિતિ છે. આ પ્રાથમિક સ્થિતિને પ્રગટવાનાં કારણો દર્શાવ્યા બાદ ગ્રંથકારે એ પણ દર્શાવ્યુ છે કે એવી સામાયિક શુદ્ધિના પરિણામરૂપે જીવનમા કેવો કેવો ફેરફાર થાય અને કેવાં લક્ષણો દૃષ્ટિગોચર થાય. ગ્રંથકારે બહુ જ ટૂંકામા એટલો જ સંકેત કર્યો છે કે ભૂષણ અને સ્થાન આદિની પ્રાપ્તિ કે સિદ્ધિમાં એ પ્રાથમિક શુદ્ધ સામાયિક પર્યવસાન પામે છે. હવે આ સંકેતનો અર્થ વિચારીએ.

---

અને સૌથી પાછળ થનારું તે જ વિષયને લગતુ સર્વાંગીણ જ્ઞાન તે પ્રજ્ઞા. આ રીતે સંજ્ઞા, વિજ્ઞાન અને પ્રજ્ઞા એ ત્રણમા પ્રજ્ઞા એ જ્ઞાનની સર્વોચ્ચ કક્ષા છે આ વાતને સમજાવવા તેમણે એક દાખલો આપ્યો છે જે શ્રી હરિભદ્રે વિષયપ્રતિભાસ આદિ ત્રિવિધ જ્ઞાનને સમજાવવા આપેલા રત્ન આદિના દાખલાને મળતો છે જેમ કે, કોઈ અવિકસિત બુદ્ધિનુ બાળક સામે પડેલા સોનારૂપાના સિક્કાઓને 'આ કાંઈક પીળુ કે ધોળુ' છે' એટલું જાણે તે સંજ્ઞા; પછી બીજો ગ્રામ્યપુરુષ એ સિક્કાઓ કામમાં આવે,- એની કીમત આવે ઇત્યાદિ જાણે ત્યારે તે વિજ્ઞાન, અને કોઈ ખરેખર પરીક્ષક સુવર્ણકાર એ સિક્કાઓની બનાવટ તેમજ એને લગતુ બધુ જ્ઞાન ધરાવે ત્યારે તે પ્રજ્ઞા. આમ વ્યાવહારિક દાખલાથી બુદ્ધઘોષે જ્ઞાનની ત્રણ વિકસતી કક્ષાઓ વર્ણવી છે, તેમા પ્રજ્ઞા એ અંતિમ કક્ષા છે.

ગ્રંથકારે જો કે સંક્ષેપમાં ભૂષણ, સ્થાન આદિ એટલું જ નિર્દેશ્યું છે, પણ એમના[૧૫] અને ઉપાધ્યાય યશોવિજયજીના[૧૬] ગ્રંથો માંથી તેને લગતી જે હકીકત મળે છે તેને આધારે અહીં કાંઈક વિસ્તાર કરવો ઉચિત છે સામાયિક-શુદ્ધિનું પ્રથમ સોપાન એટલે સમ્યગ્દર્શન—વિવેકખ્યાતિનો લાભ જ્યારે આવો લાભ થાય છે ત્યારે બાહ્ય જીવનમાં આચાર અને વિચારને લગતા પણ કેટલાક પરિવર્તનો થાય છે એવા પરિવર્તનોને સમ્યક્ત્વના સડસઠ ચિહ્ન કે લક્ષણ તરીકે ગ્રંથકાર જ સંબોધપ્રકરણ અને સમ્યક્ત્વસપ્તતિમાં નિર્દેશ્યા છે એ લક્ષણોને એક રીતે સમ્યક્ત્વને અંગે વિચાર કરવાના મુદ્દા યા પ્રશ્ન કહી શકાય, જેને ગુજરાતી ભાષામાં 'સડસઠ બોલ' કહે છે એ સડસઠમાં પાંચ બાબતોને ભૂષણ તરીકે નિર્દેશી સમ્યક્ત્વના પાંચ ભૂષણો કહ્યાં છે તે આ છે—કૌશલ, તીર્થસેવન, ભક્તિ, સ્થિરતા અને પ્રભાવના

'ભૂષણ'પદ સાથે 'સ્થાન'પદ છે સ્થાનનો અર્થ અહીં શો લેવો એ પ્રશ્ન છે પણ ગ્રંથકારે પોતે જ જુદે જુદે સ્થળે 'સ્થાન' પદના જે અર્થો કર્યા છે તે અર્થો અહીં ઘટે છે યોગવિંશિકામાં પાંચ પ્રકારના યોગ દર્શાવતાં પ્રથમ યોગ તરીકે ગ્રંથકારે સ્થાનયોગ નિર્દેશ્યો છે, તેનો અર્થ પર્યંક, આસન આદિ કાયિકયોગ છે 'ठाणेण माणेण झाणेण अप्पाणं वोसिरामि' ઇત્યાદિ પાઠમાં આવતા 'ठाण' પદનો જે અર્થ ગ્રંથકારે જ લલિતવિસ્તરામાં કર્યો છે તે ઉપરના અર્થ પ્રમાણે જ છે સંબોધપ્રકરણ (ગા ૫૮-૬૦), સમ્યક્ત્વસપ્તતિ (ગા ૪૦ થી) આદિ ગ્રંથોમાં ગ્રંથકારે 'સ્થાન' પદનો એક અર્થ સિદ્ધસેનદિવાકરને[૧૭] અનુસરી કર્યો છે તેમાં

૧૫ સંબોધપ્રકરણ પા ૩૩ સમ્યક્ત્વસપ્તતિ પા ૨-૩

૧૬ સમ્યક્ત્વના સડસઠ બોલની સજ્ઝાય—જુઓ ગૂર્જર સાહિત્ય સંગ્રહ પ્રથમ ભાગ, પા ૩૧૮ થી

૧૭ સંમતિતર્ક કાંડ ૩ ગાથા ૫૪-૫૫ (ગુજરાતી વિવેચન)

આત્મસ્વરૂપને લગતા નિર્ણયના છ મુદ્દાઓ છે, જેવા કે (૧) આત્મા છે, (૨) તે નિત્ય છે, (૩) તે કર્મનો કર્તા છે, (૪) તે કર્મફળનો ભોક્તા છે, (૫) નિર્વાણ છે, અને (૬) તેનો ઉપાય પણ છે. પહેલો અર્થ કાયિક વ્યાપાર સૂચવે છે જ્યારે બીજો માનસિક નિર્ણયવ્યાપાર સૂચવે છે ભૂષણ અને સ્થાન સાથે ગાથામાં 'આદિ' પદ છે તેથી સમ્યક્ત્વ સાથે સંબંધ ધરાવતાં ઉપર નિર્દેશેલાં સડસઠ અંગો અહીં લેવાં જોઈએ. આવાં સડસઠ અંગોની પ્રાપ્તિ કે સિદ્ધિ એ આંતરિક સમ્યક્ત્વપરિણામનાં પ્રતીક માત્ર છે એવો પરિણામ-ભાવ તે આધ્યાત્મિક માર્ગના વિકાસક્રમમાં શુદ્ધિનુ પ્રથમ સોપાન યા પ્રથમ સામાયિક લેખવામાં આવ્યુ છે. એ જ્ઞાનાવરણના હ્રાસથી અને વિશેષજ્ઞાનથી સંભવે છે.

### સમત્વયુક્ત મુનિની નિષિદ્ધ અને વિહિતમાં નિવૃત્તિ-પ્રવૃત્તિ

किरिया उ दंडजोगेण चक्कभमणं व होइ एयस्स ।
आणाजोगा पुव्वाणुवेहओ चेव नवरं ति ॥ १९ ॥
वासीचंदणकप्पो समसुहदुक्खो मुणी समक्खाओ ।
भवमोक्खापडिबद्धो अओ य पाएण सत्थेसु ॥ २० ॥

અર્થ—જેમ દંડના સંબંધથી મળેલા વેગ પ્રમાણે ચક્રની ગતિ થાય છે તેમ આજ્ઞાના યોગથી કેવળ, પ્રથમ પડેલા સંસ્કાર પ્રમાણે, એ સમત્વયુક્ત સાધકની નિવૃત્તિ-પ્રવૃત્તિરૂપ ચર્યા થાય છે એમ સમજવું. (૧૯)

એ જ કારણથી શાસ્ત્રોમાં મુનિને વાસીચંદનસદૃશ, સુખ–દુઃખમાં સમ, તેમજ સંસાર અને મોક્ષમાં અનાસક્ત કહેલો છે. (૨૦)

સમજૂતી—કોઈ પણ સાધકની જીવનચર્યા છેવટે તો અમુક નિષિદ્ધ વસ્તુઓના ત્યાગ અને અમુક વિહિત વસ્તુઓના સ્વીકાર

દ્વારા જ ચાલે છે પણ ઉપર કહેવામા આવ્યું છે કે જ્યારે નિષિદ્ધ અને વિહિત બ ને બાબતો પ્રત્યે સમભાવ પ્રગટતો જાય છે અને અણુગમા કે ગમાનુ તત્ત્વ ઘટતુ જાય છે ત્યારે જ વાસ્તવમા સમત્વ કે સામાયિક-શુદ્ધિ શરૂ થાય છે પરતુ અહી જ પ્રશ્ન ઉદ્ભવે છે કે એક વાર સમત્વ પ્રગટ થાય અને તે નિષિદ્ધ કે વિહિત બ ને બાબતોમા ઉત્તરોત્તર સાધકના વિકાસના પ્રમાણમા વધતુ જાય તો એવી સ્થિતિમા તેની જીવનચર્યા કેમ ચાલે ? દેહપોષણ પૂરતી, વૈયક્તિક અને સામાજિક જીવન જીવવા પૂરતી જીવનચર્યા તો દેહ ટકે ત્યાલગી આવશ્યક જ છે તે વિના તો ધર્મ કે યોગની સાધના પણ નથી સ ભવતી અને એવી જીવનચર્યામા તો વિધિ નિષેધની મર્યાદાઓ હોય જ છે કે જે અણુગમા ને ગમા સાથે સ કલિત છે, જ્યારે સમત્વ એ ગમા-અણુગમાથી પર છે એટલે સમત્વનો આવિર્ભાવ ને વિકાસ એ જીવનચર્યાનો બાધક કેમ ન થાય ? ગ્રથકાર ગાથા ૧૮ ને ૨૦મા આનો ઉત્તર આપતા લાગે છે તેઓ કહે છે કે ઉપર ઉપરથી જોતા અણુગમા ને ગમાના તત્ત્વ સાથે સમત્વ પરિણામનો વિરોધ લાગે છે ખરો, પણ સમત્વ આવતા અને તેનો વિકાસ થતાય જીવન ચર્યા પૂર્વવત્ ચાલુ રહે છે, પરતુ તે શુદ્ધિની ભુમિકા ઉપર દૈહિક અને માનસિક બધી જ જીવનચર્યા ભલે વિધિ-નિષેધની મર્યાદામા ચાલતી હોય, પણ તે શરૂઆતમા પડેલા શાસ્ત્રાનુસારી વિધિ નિષેધના સ સ્કારોને લીધે જ ચાલે છે પ્રાર ભમા જ્યારે સાધક અપક્વ દશામા હોય ત્યારે તે સુયોગ્ય ગુરુ કે ઉત્તર સાધકનું શરણ સ્વીકારે છે, અગર તો શાસ્ત્રાજ્ઞાઓને વિવેકથી અનુસરે છે તેથી એનામા વિચાર અને આચારને લગતા ઘણા સુસ સ્કારો દૃઢમૂલ થાય છે જ્યારે તે સાધક વિકાસમા પરિપાક સાધતો જાય અને તેનું આત્મ સામર્થ્ય સ્વાવલ બી બનતુ જાય ત્યારે પણ પ્રથમ ઝીલેલા સુસ સ્કારો એને જીવનચર્યાનું ચક્ર ચાલુ

રાખવામાં ઉપકારક થાય જ છે. ગ્રંથકાર એ વસ્તુ દૃષ્ટાન્ત દ્વારા સ્પષ્ટ કરતાં કહે છે કે કુંભાર ચાકડો ચલાવવાનું દંડથી શરૂ કરે છે, પણ પછી તે ચાકડા ઉપર દંડને વધારે વખત નથી રાખતો, ઉઠાવી લે છે. છતાં એ દંડે આપેલી ગતિ અને તેમાંથી પ્રગટેલા વેગસંસ્કારને લીધે ચક્ર તો અમુક વખત સુધી ચાલુ જ રહે છે અને એ ચક્રગતિને લીધે જ કુંભાર ઇચ્છાનુસાર આકારો સર્જી શકે છે. તે જ રીતે સાધક ઇચ્છાયોગ ને શાસ્ત્રયોગની દશામાં બીજાને અવલંબી વિધિ-નિષેધપૂર્ણ વ્યાવહારિક અને ધાર્મિક જીવનચર્યા શરૂ કરે છે, પણ તેનામાં વધારે વિકાસ થતાં અને અપ્રમત્તપણું વધારે સ્થિર થતાં એ શાસ્ત્રયોગકાળના સંસ્કારો એની જીવનચર્યાના નિયામક બની રહે છે. એટલે દેખીતી રીતે જીવનચર્યા એની એ લાગવા છતાં તત્ત્વતઃ એનો આત્મા બદલાઈ જાય છે. તે એટલે સુધી કે જ્યારે વાસીચન્દનકલ્પ[૧૮] જેવી મુનિદશા પ્રાપ્ત થાય અને જ્યારે સાધકને સંસાર કે મોક્ષ, સુખ કે દુઃખ બન્નેમાં એક-સરખો સમભાવ પ્રગટે ત્યારે પણ પૂર્વસંસ્કારપ્રેરિત બાહ્ય જીવન-ચર્યા ચાલતી હોય છે.

---

૧૮. 'વાસીચંદનકલ્પ' જેવા શબ્દ દ્વારા સૂચવાતી ભાવના તો દરેક આધ્યાત્મિક સંપ્રદાયોમાં મળવાની જ. ગીતામાં અને અન્યત્ર એ ભાવના 'सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ' જેવા શબ્દોથી નિરૂપાઈ છે. પ્રસ્તુત ગાથામાં પણ સમસુખદુઃખ આવે જ છે, પરંતુ એ ભાવનાને વ્યક્ત કરતો 'વાસીચંદનકલ્પ' શબ્દ પ્રાકૃત અને સંસ્કૃત, પ્રાચીન અને અર્વાચીન જૈન ગ્રંથોમાં અનેક સ્થળે પ્રયોજાયો છે 'કલ્પસૂત્ર' (પ્ર. આત્માનંદ સભા, સૂત્ર ૧૧૯, પૃ. ૧૭૫-૧)માં 'वासीचंदणसमानकप्पे' એવું પદ છે, જ્યારે આવશ્યકનિર્યુક્તિ, ગાથા ૧૫૪૮માં આ પ્રમાણે છે:

वासीचंदणकप्पो जो मरणे जीविए य समसण्णो।
देहे य अपडिबद्धो काउस्सग्गो हवइ तस्स॥

## ભિન્ન ભિન્ન અધિકારીઓમા યોગનો ખુલાસો અને યોગના ભિન્ન ભિન્ન લક્ષણો

एएसिं नियनियभूमिगाए उचिय जमेत्थऽणुट्ठाण ।
आणामयसजुत्त त सव्व चेव जोगो त्ति ॥ २१ ॥
तल्लक्खणजोगाओ चित्तवित्तीनिरोहओ चेव ।
तह कुसलपवित्तीए मोक्खम्मि य जोअणाओ त्ति ॥ २२ ॥

અર્થ—ઉપર વર્ણિત ભિન્ન ભિન્ન અપુનર્બંધક આદિ જીવોનું પોતપોતાની ભૂમિકાને યોગ્ય અને આજ્ઞારૂપ અમૃતથી યુક્ત જે અનુષ્ઠાન છે તે સર્વ અહીં યોગ જ છે, (૨૧)

કારણ કે સર્વદર્શનસમત યોગના લક્ષણો—જેવા કે, ચિત્તવૃત્તિનો નિરોધ, કુશલ પ્રવૃત્તિ, મોક્ષ સાથે સબધ

આ સામાસિક પદનો વિગ્રહ તો યાખ્યાકારોએ અનેક રીતે કર્યો છે પણ એ બધાનો ભાવ એક જ છે અને તે એ કે અપકાર કરે તેનું પણ ભલું કરવુ જેમ વાસલો ચદન વૃક્ષને છેદે તો એ છેદના બદલામા ચદન ઊલટું વધારે સુવાસ જ પ્રસારે છે તેમ જે ખરો સાધક હોય છે તે પણ અનિષ્ટ કરનાર પ્રત્યે મીઠી નજર જ રાખે છે એ જ રીતે એ શબ્દ માથી માધ્યસ્થ્યનો ભાવ પણ નીકળે છે કે કોઈ વાસલાથી છોલે યા કોઈ ચદનનો લેપ કરે તોય એ બને અપકારક અને ઉપકારક પ્રત્યે સમાનપણે વર્તે કોઈ એક પ્રત્યે દ્વેષ ને બીજા પ્રત્યે રાગ ન સેવે માત્ર સમબુદ્ધિ કેળવે જે આવો હોય તે જ ખરો મધ્યસ્થ અને સમસુખદુ ખ આ અર્થને દર્શાવનાર એક પદ્ય ઉક્ત નિર્યુક્તિ ગાથાની વ્યાખ્યામા શ્રી હરિભદ્રે ટાક્યુ છે તે આ છે

जो चदणण बाहु आलिंपइ वासिणा व तच्छेइ।
सथुणइ जोव निंदइ महरिसिणो तत्थ समभावा ॥

આવુ માધ્યસ્થ્ય ઉચ્ચતર આધ્યાત્મિક ભૂમિકામા જૈન પરિભાષામા કહીએ તો એ ક્ષપકશ્રેણિમા આવિર્ભાવ પામે છે

કરાવવો—એ ઉપર્યુક્ત ભિન્ન ભિન્ન કોટિના બધા જીવોના અનુષ્ઠાનમાં ઘટે છે. (૨૨)

સમજૂતી—અપુનર્બંધકથી લઈ સર્વવિરતિ સુધી અધિકારીઓના મુખ્ય ચાર વર્ગ છે. દરેક વર્ગમાં પણ અધિકાર પરત્વે તારતમ્ય છે જ એવી ભિન્ન ભિન્ન યોગ્યતાવાળા સમસ્ત અધિકારીઓના પોતપોતાની ભૂમિકાને અનુરૂપ હોય એવા બધા જ પ્રકારના ધર્મવ્યાપારને યોગ કોટિમાં ગણવાની સામાન્ય કસોટી શી? એ પ્રશ્નનો ઉત્તર ગ્રંથકારે ગાથા ૨૧મા આપ્યો છે. તે કહે છે કે સામાન્ય કસોટી માત્ર એક જ છે અને તે શાસ્ત્રાજ્ઞાને અનુસરવાની. ભૂમિકાભેદ પ્રમાણે ચાલતા અધિકારીનો કોઈ પણ ધર્મવ્યાપાર અર્થાત્ ઉચિત અનુષ્ઠાન જો સ્વચ્છંદી ન હોય અને અનુભવી પુરુષોના વચનને અનુસરી વિવેકપૂર્વક ચાલતો હોય તો તે યોગ કોટિમાં લેખાય છે.

ગ્રંથકાર સામે એ પ્રશ્ન તો છે જ કે તમે વિહિત અનુષ્ઠાન કે ધર્મવ્યાપારને યોગ કોટિમાં લેખો છો તો શું એવા ધર્મવ્યાપારમા જુદી જુદી પરંપરાઓને સંમત એવાં યોગના બધા જ લક્ષણો ઘટે છે કે માત્ર જૈનપરંપરાસંમત? એનો ઉત્તર ગ્રંથકાર આપે છે કે જૈન-જૈનેતર પરંપરાઓમા યોગનાં લક્ષણો જુદાં જુદાં છે, પણ તે બધા જ લક્ષણો ઉપરસુચિત ધર્મવ્યાપારમાં ઘટે છે. આમ કહી ગ્રંથકાર મુખ્યપણે યોગના ત્રણ લક્ષણો નિર્દેશે છે: પહેલુ સાંખ્ય–યોગપરંપરાસંમત પાતંજલયોગનુ, બીજું બૌદ્ધ પરંપરાસંમત, ત્રીજું જૈન પરંપરાસંમત. ચિત્તવૃત્તિનિરોધ એ પાતંજલ લક્ષણ છે, કુશળ પ્રવૃત્તિ એ બૌદ્ધ લક્ષણ છે અને મોક્ષનો સંયોગ એ જૈન લક્ષણ છે. શાબ્દિક રચના જોતાં લક્ષણોમાં ભેદ દેખાય છે, પણ લક્ષણ એ લક્ષ્ય યા લક્ષિત વસ્તુનુ સ્વરૂપ હોઈ સ્વરૂપના એક યા બીજા પાસાને દર્શાવનારું હોય છે, તેથી તેમાં શબ્દભેદ અનિવાર્યપણે આવી જાય છે, છતાં તેના અંતિમ તાત્પર્યમાં

કશો ભેદ નથી હોતો પાતંજલસૂત્ર ચિત્તવૃત્તિઓના નિરોધને યોગ કહે છે ત્યારે તે મુખ્યપણે ચિત્તવૃત્તિગત ક્લેશોના નિરોધને યોગ કહી સંપ્રજ્ઞાતયોગને સંગૃહીત કરે છે અને જ્યારે તે ક્લેશના બીજ રહિત એવી સર્વવૃત્તિઓના નિરોધને પણ યોગ કહે છે ત્યારે તે અંતિમ કોટિના અસંપ્રજ્ઞાતયોગને સંગૃહીત કરે છે સર્વવૃત્તિના નિરોધની અંતિમ સ્થિતિ એ ચિત્તનો કારણમાં પ્રતિપ્રસવ કે પ્રલય છે, જે વિદેહમુક્તિનું સાધન છે બૌદ્ધ પરંપરા કુશલ પ્રવૃત્તિને યોગ તરીકે વર્ણવે છે, ત્યારે તે પાતંજલ લક્ષણ સૂચિત વિશુદ્ધ ચિત્તસ્થિતિમાંથી ઉદ્ભવતા કુશલ — સર્વ હિતકારી — વિવેકી જીવનવર્તનને દર્શાવે છે પહેલા લક્ષણમાં મુખ્યપણે ભૂમિશુદ્ધિ અભિપ્રેત છે, જ્યારે બીજામાં એવી ભૂમિશુદ્ધિમાંથી નીપજતું પરિણામ અભિપ્રેત છે જૈનસંમત લક્ષણ ઉપરના બન્ને અભાવને ભાવાત્મક લક્ષણોને સમાવતાં એટલું જ કહે છે કે જે મોક્ષ સાથે જોડે તે યોગ આનો અર્થ એ થયો કે ચિત્તશુદ્ધિ કે ચિત્તશુદ્ધિમાંથી નીપજતો જીવનધર્મ એ બન્ને છેવટે તો મોક્ષ પર્યવસાયી જ છે જે જીવવ્યાપાર જીવને મોક્ષ ભણી લઈ જાય તેના મૂળમાં અક્લિષ્ટપણું તો હોવું જ જોઈએ અને જ્યાં ક્લેશો ગયા ત્યાં કદી અકુશળ પ્રવૃત્તિ સંભવે જ નહિ આ રીતે એકમાં કારણ, બીજામાં કાર્ય ને ત્રીજા લક્ષણમાં ઉભયનો સમાવેશ છે એટલે ભિન્ન ભિન્ન શબ્દોમાં ગૂંથાયેલા લક્ષણો પણ તત્ત્વતઃ એક જ લક્ષ્યને દર્શાવે છે આ રીતે ગ્રંથકારે વ્યાપક દૃષ્ટિએ બધા જ યોગાધિકારીઓના સમુચિત અનુષ્ઠાનને યોગ કોટિમાં ગણી નેમાં જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી બંધાયેલા જુદા જુદા લક્ષણો કેવી રીતે સંવાદ પામે છે તે ૨૨ મી ગાથામાં દર્શાવ્યું છે

## પ્રવૃત્તિની શુદ્ધિનો ખુલાસો

एएसिं पि य पायऽपज्झाणाजोगओ उ उचियम्मि ।

अणुट्ठाणम्मि पवित्ती जायइ तह सुपरिसुद्धि त्ति ॥ २३ ॥

અર્થ—એ ભિન્ન ભિન્ન અધિકારીઓની પ્રવૃત્તિ, મોટે ભાગે અપધ્યાનનો યોગ ન હોવાથી, ઉચિત કાર્યમાં જ થાય છે તેમજ તે વધારે શુદ્ધ પણ હોય છે. (૨૩)

સમજૂતી—સાધારણ લોકોમાં અને કેટલીક વાર શિક્ષિત હોય એવા લોકોમાં એક માન્યતા પ્રવર્તે છે કે કોઈ યોગ સાધે કે યોગની દિશામાં આગળ વધે ત્યારે એને કાંઈ કરવાપણું નથી રહેતું યા બહુ ઓછું રહે છે, કેમકે કાંઈ પણ પ્રવૃત્તિ કરવી એ યોગ સાથે સંગત નથી. જાણે આ ભ્રમ નિવારવા જ ગ્રંથકારે ૨૩મી ગાથા રચી હોય એમ લાગે છે. તેઓ એમાં કહે છે કે તમામ જાતના યોગાધિકારીઓને પ્રવૃત્તિ તો હોય જ છે, પણ તે સમુચિત કર્તવ્યને લગતી હોય છે. તેઓ કદી અનુચિત કર્તવ્યમા પ્રવૃત્ત નથી થતા, કારણ કે તેમનામાં ઘણે ભાગે દુર્ધ્યાન કે ક્લેશ-સંસ્કારોનો અભાવ જ હોય છે. કોઈ પણ કાર્યની અનુચિતતાનું પ્રેરક તત્ત્વ એ તો ક્લેશવાસના જ છે. જ્યાં એવી વાસના ન હોય યા જ્યાં ઓછામાં ઓછી હોય ત્યા સહેજે ઉચિત કાર્યમાં જ પ્રવૃત્તિ થવાની અને તેથી તે વિશેષ શુદ્ધ પણ હોવાની. આ રીતે ગ્રંથકાર સૂચવે છે કે યોગનો પ્રવૃત્તિ સાથે વિરોધ નથી, પણ ક્લેશવાસના સાથે વિરોધ છે. એટલે ક્લેશવાસનાઓથી નિવૃત્ત થવું એ યોગની નિવૃત્તિ બાજૂ છે, અને તેમાંથી ફલિત થતી સમુચિત પ્રવૃત્તિ એ યોગની પ્રવૃત્તિ બાજુ છે. આ રીતે નિવૃત્તિ પ્રવૃત્તિ ઉભયસ્વરૂપી યોગ એ જ ખરો યોગ છે અને એ જ જીવનને ઊર્ધ્વગામી બનાવે છે.

### યોગ્યતા પ્રમાણે ઉપદેશ

गुरुणा लिंगेहिं तओ एएसिं भूमिगं मुणेऊणं।
उवएसो दायव्वो जहोचियं ओसहाहरणा ॥ २४ ॥

અર્થ—તેથી જ ભિન્ન ભિન્ન યોગ્યતાવાળા સાધકોની

ભૂમિકા લિંગ – લક્ષણો વડે જાણીને, ગુરુએ ઔષધના દૃષ્ટાન્તને અનુસરી યથાયોગ્ય ઉપદેશ આપવો (૨૪)

સમજૂતી—ગાથા ૨૪ થી ૩૫ સુધીમા ગ્રંથકારે મુખ્યપણે બે મુદ્દા ચર્ચ્યા છે પહેલો મુદ્દો એ છે કે ગુરુએ લિંગ યા લક્ષણથી યોગાધિકારીને ઓળખી તેના અધિકાર પ્રમાણે ઉપદેશ આપવો બીજા મુદ્દામાં ચારે યોગાધિકારીઓને ઉદ્દેશી જે જે ઉપદેશ આપવો ઘટે તેનું દૂંક નિરૂપણ છે પાછળ ૧૩ થી ૧૬ સુધીની ચાર ગાથાઓમા ચારે પ્રકારના યોગાધિકારીઓને ઓળખવાના લક્ષણો સૂચવાયા છે તે લક્ષણો ઉપરથી યોગાધિકારી કઈ કોટિનો છે એમ બરાબર ગુરુ જાણી લે, અને પછી જ તેની કક્ષા પ્રમાણે ઉપદેશ આપે ગ્રંથકાર કહે છે કે અધિકારાનુસાર ઉપદેશ આપવામા આવે તો જ તે ઔષધની જેમ સાર્થક નીવડે ઔષધનો દાખલો ગ્રંથકારે પોતે જ અનેક સ્થળે ટાંકયો છે[૧૯] તેનો સાર એ છે કે ગમે તેવુ ઉત્તમ અને ગુણકારી ઔષધ પણ અવસ્થાભેદ પ્રમાણે વપરાય તો જ હિતકર નીવડે યુવાન અને પ્રૌઢને આપવાના ઔષધની માત્રા બાળકને હાનિકારક નીવડે એ જ રીતે શ્લેષ્મઘ્ન ઔષધ ગમે તેવુ હોય છતા તે વાતવ્યાધિવાળાને આપવાથી વિપરીત પરિણામ લાવે વળી ઋતુભેદ પણ ઔષધના ઉપયોગમા ધ્યાનમા લેવાય છે તે જ રીતે યોગના અધિકારીઓને તેમની કક્ષા પ્રમાણે ઉપદેશ આપવાથી અસરકારક નીવડે છે, અને તેઓ ક્રમેક્રમે એ જ ઉપદેશના પરિણામે આગળ વધે છે

પ્રથમ કક્ષાના સાધકને ઉપદેશ

पढमस्स लोकधम्मे परपीडावज्जणाइ ओहेण ।
गुरुदेवातिहिपूयाइ दीणदाणाइ अहिगिच्च ॥ २५ ॥

---

૧૯ પંચાશક ૩ ૮૦, ષોડશક ૧, ૧૫ અને ૫ ૩-૪

एवं चिय अवयारो जायइ मग्गम्मि हंदि एयस्स ।
रण्णे पहपब्भट्ठो वट्टाए वट्टमोयरइ ॥ २६ ॥

અર્થ—પ્રથમ કોટિના (અપુનર્બંધક જેવા) સાધક યોગીને સામાન્યપણે લોકધર્મનો ઉપદેશ આપવો — જેમ કે, બીજાનુ દુઃખ દૂર કરવું વગેરે; ગુરુ, દેવ તેમજ અતિથિની પૂજા કરવી વગેરે; દીનને દાન આપવું વગેરે. (૨૫)

જેવી રીતે અરણ્યમાં માર્ગભ્રષ્ટ વ્યક્તિ કેડી બતાવવાથી માર્ગમા પ્રવેશ કરે છે, તે જ રીતે લૌકિક ધર્મને આધારે એ પ્રથમાધિકારીનો મોક્ષમાર્ગમાં અવશ્ય પ્રવેશ થાય છે. (૨૬)

સમજૂતી—ગાથા ૧૩ થી ૧૬ સુધીમાં જે ચાર યોગાધિકારીઓની ચર્ચા છે તે દરેક યોગાધિકારીને અનુક્રમે આપવાના ઉપદેશનો સંકેત કરતા ગ્રંથકાર પ્રથમ યોગાધિકારી લેખે અપુનર્બન્ધકને લઈ તેને આપવાના ઉપદેશના કેટલાક વિષયો અહીં સૂચવે છે. તેમાં તે કહે છે કે પરપીડાપરિહાર આદિ, મજ દેવ ગુરુ અને અતિથિ જેવા વિશિષ્ટ પુરુષોના પૂજા-સત્કાર આદિ અને દીનોને દાન આદિ જેવા લોકધર્મોને ઉદ્દેશી અપુનર્બન્ધકને કર્તવ્યાકર્તવ્યનો ઉપદેશ આપવો. ગ્રંથકાર ભારપૂર્વક કહે છે કે અરણ્યમા ભૂલો પડેલો મુસાફર કેડી મળવાથી જેમ મુખ્ય માર્ગે ક્રમે આવી પહોચે છે તેમ અપુનર્બન્ધક પણ લોકધર્મોનુ યથાવત્ પાલન કરતાં કરતાં સુસંસ્કાર અને વિવેક વધવાથી સમ્યગ્દષ્ટિરૂપ મોક્ષ-માર્ગમાં પ્રવેશે છે.

## સમ્યગ્દષ્ટિરૂપ બીજી કક્ષાના યોગીને ઉપદેશ

बीयस्स उ लोगुत्तरधम्मम्मि अणुव्वयाइ अहिगिच्च ।
परिसुद्धाणाजोगा तस्स तहाभावमासज्ज ॥ २७ ॥

तस्साऽऽसन्नत्तणओ तम्मि दढ पक्खवायजोगाओ ।
सिग्घ परिणामाओ सम्म परिपालणाओ य ॥ २८ ॥

અર્થ—બીજી કક્ષાના યોગીને વિશુદ્ધ આજ્ઞાયોગને આધારે તેનો યથાવત્ પરિણામ-ભાવ સમજીને અણુવ્રત વગેરેને ઉદ્દેશી લોકોત્તર-આધ્યાત્મિક-મોક્ષગામી ધર્મનો ઉપદેશ આપવો, (૨૭)

કારણ કે, એ જ ઉપદેશ એને નજીક છે અને તેમા જ એને દૃઢ રુચિ મળવે છે, એમાથી જ પરિણામ યા ફળ ત્વરિત લાધે છે અને તે સરળતાથી પાળી પણ શકે છે (૨૮)

**લૌકિક અને લોકોત્તર ધર્મદેશનું પૃથક્કરણ**

સમજૂતી—પહેલા અપુનર્બંધક અધિકારી કરતા બીજો, ત્રીજો અને ચોથો અધિકારી ઉત્તરોત્તર વધારે આધ્યાત્મિક વિકાસ વાળો હોય છે તેથી પહેલા અધિકારી કરતાં પછીના ત્રણ અધિકારીઓને આપવાનો ઉપદેશ ઉત્તરોત્તર વધારે અંતર્લક્ષી હોવાનો તેથી જ ગ્રંથકારે એ ત્રણે અધિકારીઓને આપવાના ઉપદેશના વિષયોની ગણના લોકોત્તર ધર્મમા કરી છે

અહી સક્ષેપમા લૌકિક અને લોકોત્તર ધર્મનું અંતર જાણવુ જરૂરી છે અમુક આચાર લૌકિક જ છે ને બીજો લોકોત્તર જ છે એમ કંઈ તેના બાહ્ય સ્વરૂપ ઉપરથી નક્કી નથી થતુ, પણ એ તો તે આચારની પ્રેરક દૃષ્ટિ પરથી નક્કી થાય છે જ્યારે કોઈ પણ આચાર સકામપણે પાળવામા આવે ત્યારે તે બાહ્ય દૃષ્ટિએ ગમે તેવો ગણાતો હોય છતા લૌકિક જ છે તેથી ઊલટું, જ્યારે કોઈ સદાચાર નિષ્કામપણે અનુસરાતો હોય ત્યારે તે મોક્ષલક્ષી હોવાથી લોકોત્તર છે એમ સમજવુ પરપીડાપરિહાર કે દીનદયા જેવા સાર્વજનિક મહત્ત્વના આચારો અને ધર્મોને

લૌકિક તરીકે ગ્રંથકારે ગણાવ્યા છે ત્યારે એનો અર્થ એ જ છે કે એવા ધર્મોનું સકામપણે અનુસરણ કરવું તે પણ, જેમ લોકહિતની દૃષ્ટિએ આવશ્યક છે તેમ. આચરણ કરનાર પ્રથમાધિકારીને પણ નિષ્કામ-ભૂમિકા તરફ આગળ વધવામા ઉપકારક નીવડે છે, લૌકિક અને લોકોત્તર આચાર વચ્ચેનું અંતર બીજી રીતે પણ દર્શાવી શકાય; જેમકે, લૌકિક લેખાતા આચારો જીવનમાં યથાવત્ ઊતર્યા હોય તો જ લોકોત્તર આચારની યોગ્યતા આવે છે, તે વિના નહિ. જે વ્યક્તિ પરપીડા જાણી કે ટાળી ન શકે કે જે દરેક પરંપરાના ઇષ્ટદેવોનો આદર કરી ન જાણે, જે માતા પિતા, શિક્ષક, અન્ય વડીલ અને કળાચાર્યો જેવા ગુરુવર્ગનું હાર્દિક બહુમાન કરી ન જાણે; જે અતિથિ કે અભ્યાગતની યોગ્ય પ્રતિપત્તિ કરી ન જાણે યા જે દીનદુઃખી જેવા સેવાયોગ્ય વર્ગ પ્રત્યે અનુકમ્પા દાખવી ન જાણે, તેવી વ્યક્તિ લોકોત્તર ધર્મનો અધિકાર મેળવી જ ન શકે. તેથી ઊલટું, જે વ્યક્તિ લોકોત્તર ધર્મનું યથાવત્ પાલન ન પણ કરતી હોય તેય લૌકિક ધર્મનું પાલન બરાબર કરી શકે. એટલું ખરું કે ખરા અર્થમાં જેણે લોકોત્તર ધર્મનો અધિકાર મેળવ્યો હોય તેવી વ્યકિતના લૌકિક ગણાતા ધર્મો પણ લોકોત્તર કોટિમા જ આવવાના

જેને આત્માની—પોતાના સ્વરૂપની સાચી અને સ્પષ્ટ પ્રતીતિ થઈ છે તે સમ્યગ્દૃષ્ટિ નામનો બીજો અધિકારી છે. એ અધિકારી સમ્યગ્-વિવેકવાળો હોવા છતાં હિંસા, લોભ આદિ ક્લેશપ્રેરિત વાસનાઓથી વિરમ્યો ન હોઈ તેને આગળ વધવામા સહાયક થાય એ હેતુથી ગુરુ તેની શક્તિ અને રુચિને ધ્યાનમાં રાખી હિંસા, અસત્ય, ચોરી જેવા દોષોથી થોડી પણ નિવૃત્તિ સધાય એવાં અણુવ્રતોનો ઉપદેશ આપે. ભોગવાસનામાં રત એવા જીવને એકસાથે સર્વથાનિવૃત્તિનો ઉપદેશ ભાગ્યે જ રુચે. તેથી ગ્રંથકારે પ્રથમ અણુવ્રત જેવા આંશિક વિરતિધર્મનો

ઉપદેશ આપવાની વાત સૂચવી છે, કારણ કે એવી આંશિક વિરતિ આદરવી જેમ મહેલી છે તેમ તે વિશેનો દૃઢ પક્ષપાત સ્થિર થતા તે જલદી ગુણકારી પણ નીવડે છે

## ચારિત્રીરૂપ ત્રીજી કક્ષાના યોગીને ઉપદેશ

तइयस्स पुण विचित्तो तदुत्तरसुजोगसाहणो भणिओ ।
सामाइयाइविसओ नयनिउण भावसारो त्ति ॥ २९ ॥

અર્થ—ત્રીજી કક્ષાના યોગીને સામાયિક આદિ વિશે અનેક પ્રકારનો ભાવપ્રધાન – પરમાર્થલક્ષી અને સૂક્ષ્મ અપેક્ષા-બુદ્ધિપૂર્વક ઉપદેશ આપવો, કેમકે એવો ઉપદેશ જ તેને ઉત્તરોત્તર ઉત્તમ યોગભૂમિકા માટે સાધક મનાયેલ છે (૨૯)

સમજૂતી—જે ક્લેશપ્રેરિત ભોગવાસનાથી અલ્પાંશે પણ વિરમ્યો હોય અને જેણે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ જેવા મૌલિક વ્રતો અલ્પ પ્રમાણમા પણ ધારણ કર્યાં હોય તે દેશવિરતિ નામક ત્રીજો અધિકારી છે એવા અધિકારીને ઉદ્દેશી ઉપદેશ આપવાના વિષયો ગણાવતા ગ્રંથકાર અનેક એવા આચારોની યાદી આપે છે જે એની પરિભાષાને લીધે માત્ર જૈનપરંપરામા જાણીતા છે ગ્રંથકાર એવા વિષયોમા પ્રથમ સામાયિક આદિને નિર્દેશે છે સામાયિક, પૌષધ જેવા શિક્ષાવ્રતો અને અનર્થદંડવિરમણ[20] જેવા ગુણવ્રતો એ એક દરે મૌલિક અણુવ્રતોના પોષક હોઈ ગ્રંથકાર એ બધાને ઉત્તર–યોગના સાધન તરીકે વર્ણવે છે

## ગૃહસ્થને ઉપદેશવાના વિષયોની વિગત

सद्धम्माणुवरोहा वित्ती दाणं च तेण सुविसुद्धं ।
जिणपूय-भोयणविही संझानियमो य जोग तु ॥ ३० ॥

---

૨૦ સામાયિક પૌષધ આદિ શબ્દોના અર્થ માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર ૭, ૧૬ અને તેનું પંડિત સુખલાલજી કૃત ગુજરાતી વિવેચન

चियवंदण-जइविस्सामणा य सवणं च धम्मविसयं ति ।
गिहिणो इमो वि जोगो किं पुण जो भावणामग्गो ॥ ३१ ॥
एमाइ वत्थुविसओ गहीणमुवएसमो मुणेयव्वो ।
जइणो पुण उवएसो सामाचारी तहा सव्वा ॥ ३२ ॥

અર્થ—સદ્ધર્મમાં બાધા ન આવે એ રીતે ગૃહસ્થે આજીવિકા કરવી, નિર્દોષ દાન આપવું, વીતરાગ પૂજા, વિધિપૂર્વક ભોજન, સંધ્યાનો નિયમ, ચૈત્યવંદન, ત્યાગીને સ્થાન-પાત્ર આદિની મદદ આપવી, ધર્મવિષયનું શ્રવણ—આ બધું ગૃહસ્થ માટે યોગ જ છે. તો પછી ભાવનામાર્ગ યોગ છે એમાં તો કહેવું જ શું? અર્થાત્ એ તો અવશ્ય યોગ જ છે. (૩૦-૩૧)

ઉપર્યુક્ત બાબતોમાં અપાનારો ઉપદેશ ગૃહસ્થ માટે જાણવો. તે જ રીતે મુનિને આપવાના ઉપદેશમાં બધી સામાચારી આવી જાય છે. (૩૨)

સમજૂતી—દેશવિરતિ ગૃહસ્થ અધિકારીને સદ્ધર્મનુ પાલન કરવામાં બાધ ન આવે એવી રીતે આજીવિકા કરવાનો અને દાન દેવાનો ઉપદેશ ગ્રંથકારે સૂચવ્યો છે. આગળ વધી તેમણે જૈનપરંપરામાં પ્રચલિત એવા જિનપૂજા, ભોજનવિધિ, સંધ્યા-સમયનુ આવશ્યક કર્મ પ્રતિક્રમણાદિ, ચૈત્યવંદન, ધર્મશ્રવણ અને સાધુજનને સંયમમાં ઉપકારક થાય એવી ઉચિત સેવારૂપ ક્રિયા-યોગનો ઉપદેશ આપવાની સૂચના પણ કરી છે.

ગાથા ૩૧માં જે ભાવનામાર્ગ વિશે કહ્યુ છે એમાં આગળ ગાથા ૭૯માં આવતી મૈત્રી આદિ ચાર ભાવનાઓનો તેમજ જૈન-પરંપરામાં પ્રસિદ્ધ બાર ભાવનાઓનો સમાવેશ થાય છે. સમભાવ

ઉત્પન્ન કરવા માટે ભાવવાની બાર ભાવનાઓના નામ આ પ્રમાણે છે ૧ અનિત્યત્વ, ૨ અશરણત્વ, ૩ સસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિત્વ, ૭ આસ્રવ, ૮ સવર, ૯ કર્મનિર્જરા, ૧૦ ધમસ્વાખ્યાતત્વ, ૧૧ લોક, અને ૧૨ બોધિદુર્લભત્વ (વિસ્તાર માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર ૯, ૭ ઉપરનુ પ સુખલાલજી કૃત ગુજરાતી વિવેચન પા ૩૫૩ થી ૩૫૫)

## સામાચારીનુ વિસ્તારથી કથન

गुरुकुलवासो गुरुततयाए उचियविणयस्स करण च ।
वसहीपमज्जणाइसु जत्तो तह कालवेक्खाए ॥ ३३ ॥

अणिगूहणा बलम्मी सव्वत्थ पवत्तण पसतीए ।
नियलाभचिंतण सइ अणुग्गहो मे त्ति गुरुवयणे ॥ ३४ ॥

सवरनिच्छिड्डत्त सुद्धुञ्छाजीवण[21] सुपरिसुद्ध ।
विहिसज्झाओ मरणादवेक्खण जइजणुवएसो ॥ ३५ ॥

અર્થ—ગુરુને અધીન રહી ગુરુકુલમા વાસ કરવો, યથાયોગ્ય વિનય કરવો, અને નિયતકાળનુ ધ્યાન રાખીને નિવાસસ્થાનની પ્રમાર્જના વગેરેમા પ્રયત્ન કરવો, પોતાની શકિત ગોપવ્યા સિવાય બધા જ કાર્યમા શાતપણે પ્રવર્તવુ અને ગુરુવચન પાળવામા મારુ શ્રેય જ છે એમ હમેશા પોતાના લાભનુ ચિતન કરવુ, સવર અર્થાત્ ત્યાગમા નિર્દોષ પણુ, શુદ્ધ ભિક્ષાવૃત્તિથી શુદ્ધ જીવન ગાળવુ, શાસ્ત્રવિધિ પ્રમાણે સ્વાધ્યાય કરવો અને મૃત્યુ વગેરે સકટોનો સામનો કરવાની

૨૧ પ્રતિમા 'सुद्धुम्छजीवण' પાઠ છે માત્રામેળની દૃષ્ટિએ 'सुद्धुम्छा जीवण' પાઠ રાખ્યો છે

તૈયારી – આ બધા ત્યાગી સાધકને ઉપદેશવાના વિષયો છે. (૩૩, ૩૪, ૩૫)

સમજૂતી—ગ્રંથકારે ચોથા અધિકારી સર્વવિરતિના કર્તવ્ય લેખે જે નીચેના વિષયોનો ઉપદેશ સૂચવ્યો છે તે યોગ્ય જ છે, કેમકે એ કર્તવ્યોનું યથાવત્ જાગૃતિપૂર્વક પાલન થાય તો જ મુનિપણું સુરક્ષિત રહે. અને તો જ મુનિપણાની ઉત્તરોત્તર વિકસિત સ્થિતિ સાધી શકાય. એ કર્તવ્યોમાં મુખ્ય છે સામાચારી. સામાચારી એટલે રાત-દિવસના સળંગ જીવનક્રમને સ્પર્શતો વિવેકી સદાચાર, જે શાસ્ત્રમાં સંક્ષેપથી દશ પ્રકારે નિરૂપવામાં આવ્યો છે.[૨૨] સાધક યતિએ ગુરુને અધીન રહી ગુરુ-કુળમા વસવુ અને ગુરુજનનો ઉચિત વિનય કરવો એ પણ યતિજન માટે એટલુ જ ઉપયોગી છે, નિયત સમયનુ ધ્યાન રાખી પોતાની વસતિનુ પ્રમાર્જન અર્થાત નિરીક્ષણ-પ્રતિલેખન કરવુ, પોતાની છતી શક્તિને જરાય ગોપવ્યા વિના બધાં જ ઉચિત કર્તવ્યોમાં પ્રશાંતપણે પ્રવૃત્તિ કરવી, ગુરુ કાંઈ કહે તે તો મારા ઉપર તેમનો અનુગ્રહ જ છે એવા ભાવથી હંમેશાં એમનાં વચનો-

૨૨. સાધુપણાને યોગ્ય એવી જીવનચર્યા તે સામાચારી. ઉત્તરાધ્યયનના પ્રથમ અધ્યયનમા વિનયની જે શિક્ષા વર્ણવી છે તેમજ તેના ૨૬ મા અધ્યયનમા જે દશ પ્રકારની સામાચારીનુ વર્ણન છે એ બધુ સામાચારીમા સમાય છે. આવશ્યકનિર્યુક્તિ ગા. ૬૬૬–૬૬૭ મા એ દશવિધ સામાચારીનો નિર્દેશ છે. તે આ પ્રમાણે—

इच्छा मिच्छा तहाकारो आवस्सिया च निसीहिया ।
आपुच्छणा च पडिपुच्छा छंदणा च निमंतणा ॥
उवसपया य काले सामायारी भवे दसहा ।
एएसिं तु पयाणं पत्तेय परूवणं वोच्छं ॥

આ દશવિધ સામાચારીનું સ્ફુટતર વ્યાખ્યાન ઉ યશોવિજયજીએ 'સામાચારીપ્રકરણ'માં કર્યું છે, જે વિશેષાર્થીએ જોવા જેવું છે.

માથી પોતાના લાભની જ વાત તાગવવી અને અણગમો ન કેળવવો, કોઈ પણ શુદ્ધ પ્રવૃત્તિને કલંક લાગવા ન દેવું, ભિક્ષા દ્વારા આજીવિકા કરવી અને તે પણ શાસ્ત્રવિહિત શુદ્ધ ઉઞ્છ-વૃત્તિથી,[૨૩] યથાવિધિ સ્વાધ્યાય એટલે અધ્યાત્મપોષક શાસ્ત્રનું પઠન-ચિંતન-મનન કરવું, જેનાથી પ્રાણીમાત્ર ડરે છે એ મૃત્યુના સ્વરૂપનો તત્ત્વદૃષ્ટિએ વિચાર કરવો, જેથી નિર્ભયપણું આવે અને પોષાય, ઇત્યાદિ

ચડિયાતા અધિકારીઓના સાંપ્રદાયિક આચારોમાં દેખાતી સંકુચિતતાનો ખુલાસો

આ સ્થળે સહેજે જ એક પ્રશ્ન ઉદ્ભવે છે અને તે સામાન્ય રીતે જિજ્ઞાસુને મૂંઝવે તેવો પણ છે તે પ્રશ્ન એ છે કે પહેલા અપુનર્બંધક અધિકારી કરતા બીજો, ત્રીજો ને ચોથો અધિકારી ઉત્તરોત્તર વધારે વિકાસશીલ અને આધ્યાત્મિક શુદ્ધિવાળો હોવાનો, જ્યારે તેમને આપવાના ઉપદેશનો વિષય ઉત્તરોત્તર વધારે સંકુચિત અને સાંપ્રદાયિક દેખાય છે દા ત પરપીડાપરિહાર કે સર્વ

૨૩ ઉઞ્છવૃત્તિ એટલે ગૃહસ્થોના ખાનપાન પછી તેમાથી કાંઈ શેષ વધવા પામ્યું હોય તેને તેઓ ભાવથી આપવા ઇચ્છે ને તે લેવું કલ્પ્ય લાગે તો જ લેવું એ આવી ઉઞ્છવૃત્તિ જેમ જૈનપરંપરામા ભિક્ષુઓ માટે ઉપદેશાયેલી છે તેમ મહાભારત (૩૬૩ ૨) ને મનુસ્મૃતિ (૧૦ ૧૧૨) જેવા સ્માર્ત ગ્રંથોમાં બ્રાહ્મણ માટે પણ નિરૂપાઈ છે

शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ।
प्रतिग्रहाच्छिलः श्रेयांस्ततोऽप्युञ्छः प्रशस्यते ॥

—मनुस्मृति १०, ११२

ટીકાકાર કુલ્લૂક ઉઞ્છ નો અર્થ દર્શાવે છે કે એકએક બીજવાળા ચણાના પોપટા જેવા ધાન્યના ગુચ્છાને વીણવા (ચૂંટવા) તે-एकैकधान्यादिगुडकादानमुञ्छः ।

પ્રકારના દેવ, ગુરુ કે અતિથિનો આદર અને દીનદયા વગેરે લૌકિક ધર્મ તરીકે ગણાવેલાં (૨૫-૨૬) કર્તવ્યો જેટલાં વ્યાપક અને સાર્વજનિક છે, તેટલા પ્રમાણમાં સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિના લોકોત્તરરૂપે ગણાવેલા ( ગા. ૨૭-૩૫) કર્તવ્યધર્મો નથી વ્યાપક કે નથી સાર્વજનિક. ઊલટું, પાછલા ત્રણ અધિકારીઓ માટે ઉપદેશાયેલાં કર્તવ્યો સામ્પ્રદાયિક પ્રણાલિકાના હોઈ બહુ તો માત્ર જૈન સંપ્રદાયને સ્પર્શે છે. તો આ શું અસંગતિ નથી ? ખરી રીતે જેમ જેમ ચિત્તશુદ્ધિ અને આધ્યાત્મિક વિકાસ થાય તેમ તેમ તેનાં કર્તવ્યોનુ ક્ષેત્ર વધારે વિશાળ થવુ જોઈએ, જ્યારે અહી તેમ દેખાતુ નથી.

પ્રશ્ન ખરેખર મહત્ત્વનો છે તેથી તેનો ઉત્તર જરા ઊંડાણથી વિચારીએ. જ્યારે કોઈ સાધક ચિત્તશુદ્ધિની દિશામાં આગળ વધે છે અને તે, તે ભૂમિકામાં સ્થિર થઈ નવી નવી ચડિયાતી ભુમિકામાં જવા ઇચ્છે છે ત્યારે તે અંતરશુદ્ધિ સાચવવા ને વધારવાની દૃષ્ટિએ કોઈ પણ એક સંપ્રદાયના સદાચારોને અનુસરી તે દ્વારા પોતાના સુસંસ્કારોને પોષે ને વિકસાવે છે. જ્યારે તે પોતાને રુચતા કે સહજપ્રાપ્ત સંપ્રદાયના બાહ્ય આચારોને અનુસરે છે ત્યારે તે આચારો કોઈ ખાસ સંપ્રદાય કે પ્રણાલિકાના હોઈ સંકુચિત દેખાય, છતાં તે આચારને અનુસરનાર પેલા સાધકનુ ચિત્ત એટલુ બધુ સાત્ત્વિક અને વિશાળ હોય છે કે તેને ગમે તે પરંપરાના બાહ્ય સદાચારો પ્રત્યે પણ તેટલો જ સમભાવ રહે છે. જે જિજ્ઞાસુ મુખ્યપણે શબ્દગ્રાહી હોય તેના કરતાં આવા વિકાસશીલ જિજ્ઞાસુની અંતર્દષ્ટિ જુદી જ બની જાય છે. તે માત્ર શબ્દગ્રાહી ન રહેતાં તાત્પર્ય ને વસ્તુગ્રાહી બની જાય છે, તેથી ઉપર ઉપરથી દેખાતા સામ્પ્રદાયિક પ્રણાલીના આચારો અને વિધિઓ તેને મન માત્ર એક પ્રતીક જેવાં બની જાય છે. તે તો તેવા આચારોનો આશ્રય લઈ પોતાનુ અંતર સ્થિર કર્યે જાય છે

ને વિકસાવ્યે જાય છે તે સાપ્રદાયિક પરિભાષાના કે સાપ્રદાયિક બાહ્ય આચારોના ખોખાથી પર થઈ જાય છે પાત જલ યોગશાસ્ત્રમા પણ સાધકની રુચિ અને શક્તિને અનુસરી અનેક પ્રકારના આચારો એવા દર્શાવાયા છે કે જેમાથી કોઈને એક તો કોઈને બીજો વધારે અનુકૂળ પડે દા ત જ્યારે પત જલિ તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન જેવા ક્રિયાયોગનો નિર્દેશ કરે છે ત્યારે તે સાખ્ય યોગ સ પ્રદાયની પરિભાષા વાપરી તેનો અર્થ સૂચવે છે, પર તુ એ સાપ્રદાયિક પરિભાષામા જ બધાઈ નથી રહેતા એ વસ્તુ યોગશાસ્ત્રનુ પહેલુ ને બીજુ પાદ બરાબર સમજીને વાચનારના ધ્યાનમા આવ્યા વિના રહે તેમ નથી પ્રસ્તુત ગ્ર થકાર જૈન પર પરાના હોઈ તેમણે જૈન પરિભાષામા આચારોની યાદી આપી છે, પણ એ તો સાપ્રદાયિક પરિભાષા માત્ર છે એ પરિભાષાનું હાર્દ અને એનો અર્થ બન્ને આધ્યાત્મિક વિકાસની કક્ષાને સ ગત હોય ને તેને પોષક તેમજ આગળ વધારનાર હોય એવા લેવાના છે તેથી જ ગ્ર થકારે પોતે યોગબિ દુમા સમ્યગ્દષ્ટિ અને બોધિસત્ત્વ એ બન્નેને એક લેખ્યા છે બૌદ્ધ પર પરામા બોધિસત્ત્વની મનાતી યોગ્યતા એ જ જૈન પર પરામા પ્રસિદ્ધ એવા સમ્યગ્દષ્ટિની યોગ્યતા છે આ જ યુક્તિ આગળના અધિકારીઓ માટે પણ સમજવી ખરો દેશવિરતિ ને ખરો સર્વવિરતિ એ કાઈ જૈન પર પરાના સ્થૂળ ખોખામા કે બીજી કોઈ પણ ધર્મપર પરાના સ્થૂળ ખોખામા નથી સમાતો એ કોઈ એક પર પરાને સ્થૂળ રીતે અનુસરતો હોય તો પણ તે બધી પર પરા માટે આતરિક રીતે એકસરખો જ છે, એટલે ગ્ર થકારે બીજાથી ચોથા સુધીના અધિકારીઓને જે જે સદાચારો માટે સૂચના કરી છે તે માત્ર પરિચિત ને સ્થૂળ પ્રણાલિકાને અનુસરીને મનુસ્મૃતિમા ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સ ન્યાસીને પાળવાના જે જે આચારો વર્ણવ્યા છે તે પણ, જો સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ કે સર્વ વિરતિની આંતરિક યોગ્યતા

હોય તો, લોકોત્તર ધર્મ તરીકે લેખાવા જોઈએ. એ જ ન્યાય કોઈ પણ સંપ્રદાયના આચારો વિશે લાગુ પડે.

ગ્રંથકારે યોગબિંદુ અને યોગદષ્ટિસમુચ્ચયની પેઠે પ્રસ્તુત ગ્રંથમાં પણ મુખ્યપણે આંતરિક શુદ્ધિને જ લક્ષમાં રાખી ક્રિયામાર્ગનુ અને બાહ્ય આચારોનું નિરૂપણ કર્યું છે. તેથી જ તેઓ જ્યારે સાંપ્રદાયિક પ્રણાલીના આચાર અને વિધિઓની વાત કરે છે ત્યારે પણ સ્પષ્ટ સૂચવે છે કે આ બધા આચારો છેવટે તો ભાવસાર જ છે, એટલે કે બધા જ વિધિ-નિષેધનો સાર ચિત્તશુદ્ધિરૂપ ભાવને ઉપજાવવો એ છે. જો એવો ભાવ ન ઊપજે તો એ વિધિ-નિષેધો માત્ર નિષ્પ્રાણ છે. એ જ રીતે ગ્રંથકારે જ્યારે પરિશુદ્ધ આજ્ઞાને આધારે ઉપદેશ કરવાની વાત કહી ત્યારે પણ એમ જ સૂચવ્યુ છે કે જે શાસ્ત્ર કે વચન રાગદ્વેષ ને મોહને પોષનાર ન હોય તે જ પરિશુદ્ધ શાસ્ત્રાજ્ઞા કહેવાય અને એવા જ શાસ્ત્રને અનુસરી ગુરુએ કર્તવ્યનો ઉપદેશ કરવો. ગ્રંથકારની આ સૂચનામાં તાત્ત્વિક રીતે બધાં જ શુદ્ધિપોષક શાસ્ત્રોનો સમાસ થઈ જાય છે, કોઈની અવજ્ઞા કે ઉપેક્ષા થતી નથી.

### યથાયોગ્ય ઉપદેશ પણ બંધક બની શકે

उवएसो विसयम्मी विसए वि अणीइसो अणुवएसो ।
बंधनिमित्तं नियमा जहोइओ पुण भवे जोगो ॥ ३६ ॥

અર્થ—અધિકારીને યોગ્ય વિષયમાં ઉપદેશ આપ્યો હોય, પણ તે જ વિષયમા પ્રતિકૂળ કે બાધક હોય એવી નિષિદ્ધ બાબતોનો ઉપદેશ કરવામાં ન આવે તો તેવો – ઉપર કહેલો– યોગ પણ અવશ્ય બંધનુ નિમિત્ત બને. (૩૬)

સમજૂતી—ગાથા ૨૪ થી ૩૫ સુધીમા અધિકારીની યોગ્યતા પ્રમાણે તે તે વિષયમા ગુરુએ આપવાના ઉપદેશની કાંઈક વિગતે ચર્ચા કરવામાં આવી છે. તેના ઉપસંહારમાં ઉપદેશ પણ કેવી

રીતે હાનિકારક નીવડે છે તે દર્શાવતા ગ્રથકાર સ્પષ્ટ કરે છે કે તે તે અધિકારીને તે તે વિષયનો ઉપદેશ આપવો એ તો આવશ્યક છે જ, છતા તે તે અધિકારીને તેના વિષયમા પણ જે નિષિદ્ધ હોય તે સ્પષ્ટ ઉપદેશનુ જોઈએ જે નિષિદ્ધ વસ્તુનો બેકાળજી કે ઉદાસીનતાને લઈ ઉપદેશ કરવામા ન આવે તો અધિકૃત વિષયમાં કરાયેલો ઉપદેશ પણ બ વનુ કારણ બને છે, કેમકે નિષિદ્ધ બાબતોનો ખ્યાલ ન આવવાથી સાધક કટોકટીને પ્રસગે મૂઝવણમા મુકાય છે ને આડે રસ્તે પણ ફ ટાય છે, જેથી માર્ગદર્શક ગુરુનુ ધાર્યું સિદ્ધ થતુ નથી માટે જ ગ્રથકાર કહે છે કે કર્તવ્યના ઉપદેશની પેઠે અકર્તવ્યનો પણ ઉપદેશ કરવો જરૂરી છે કે અમુક અમુક બાબતો તો પરિહરવી જ જોઈએ

### અપાત્રને યોગ આપવાથી થતા અનિષ્ટો

गुरुणो अजोगिजोगो अच्चतविवागदारुणो नेओ ।
जोगिगुणहीलणा-नट्ठनासणा-धम्मलाघवओ ॥ ३७ ॥

અર્થ—ઉપદેશક ગુરુ અપાત્ર કે અયોગ્યને યોગ આપે તો ત અત્યત કટુક ફળ આપનારો સમજવો, કારણ કે એમા યોગીઓના ગુણની અવહેલના સભવે છે, પોતે નષ્ટ થઈ બીજાને નષ્ટ કરવાનો સભવ છે તેમજ ધર્મની હીણપત પણ સભવે છે (૩૭)

સમજૂતી—પાછલી ગાથામા યોગાધિકારી હોય એવાને પણ એનો અધિકાર જોઈ અધિકારાનુરૂપ વિધિ નિષેધનો ઉપદેશ આપવાની વાત કહેવામા આવી છે, જ્યારે પ્રસ્તુત ગાથામાં યોગ માર્ગનો કોઈ પણ પ્રકારનો અધિકાર ન ધરાવનાર એવા અપાત્રને ગુરુએ યોગ ન જ આપવો એ વાત એના અનિષ્ટ પરિણામો દર્શાવી કહેવામા આવી છે ગ્રથકાર કહે છે કે જે સર્વથા અપાત્રને

ગુરુ યોગ શીખવે કે એના સંગમાં આવે તો એનું પરિણામ અતિ વિરસ–કટુ આવે છે. એક બાજુથી કુપાત્ર શિષ્ય યોગીઓના ગુણુની કદર ન હોવાથી તેને વગોવે અને બીજી બાજુથી પોતે તો નષ્ટ થાય પણુ બીજા ઘણાને ભ્રમણામાં નાખી નષ્ટ કરે, એટલુ જ નહિ, પણુ સામાન્ય જનતામાં સાચા ધર્મનું ગૌરવ થવાને બદલે લાઘવ થાય.

### પરિપક્વ ભૂમિથી ઉપરની ભૂમિકામાં પ્રવર્તનાર માટે સાધારણ નિયમો

एयम्मि परिणयम्मी पवत्तमाणस्स अहियठाणेसु ।
एस विही अइनिउणं पायं साहारणो नेओ ॥ ३८ ॥

नियसहावालोयण-जणवायावगम-जोगसुद्धेहिं ।
उचियत्तं नाऊणं निमित्तओ सय पयट्टेज्जा ॥ ३९ ॥

અર્થ—આ બાબત જીવનમાં પરિપક્વ થયા બાદ ઉપરના ચડિયાતા ગુણુસ્થાનની ભૂમિકામાં પ્રવર્તનાર સૌને માટે સૂક્ષ્મ બુદ્ધિથી કહેલા આગળના નિયમો પ્રાયઃ સાધારણુ સમજવા. (૩૮)

પોતાના સ્વભાવના અવલોકનથી, લોકવાયકાના જ્ઞાનથી અને શુદ્ધ યોગના વ્યાપારથી પ્રવૃત્તિનુ ઔચિત્ય જાણીને શકુનાદિ નિમિત્તથી તેમાં સદા પ્રવૃત્ત થવું. (૩૯)

સમજૂતી—અધિકારાનુરૂપ મળેલો ઉપદેશ જીવનમાં ઊતરે ને એકરસ થાય ત્યારબાદ ઉપરની ભૂમિકાએ ચડવુ હોય તો તે માટે પ્રવૃત્ત થયા પહેલાં દરેક અધિકારીએ પોતે સાધેલી ભૂમિકાની સ્થિરતાની ખાતરી કરવા શું શુ તપાસવુ જોઈએ અને શું શું

કરવુ જોઈએ એ દર્શાવવા ગ્રથકાર એક કસોટીરૂપે કેટલાક સર્વસાધારણ નિયમો ગાથા ૩૮-૩૯મા વર્ણવે છે, જેનુ સાધકે સૂક્ષ્મ દૃષ્ટિથી અનુકરણ કરવુ આવશ્યક છે એવા નિયમો અત્રે મુખ્યપણે ચાર છે જેમ કે, (૧) સાધકે પોતાના સ્વભાવનુ પ્રત્યવલોકન કરવુ જેથી ખરાબર સમજાય કે પોતે પ્રાપ્ત કરેલી ભૂમિકામા કેટલે અશે સ્થિર છે યા કેટલી કચાશ છે વળી એ પણ સમજાય કે ઉપરની ભૂમિકા માટેની પોતાનામા લગની કેવી છે જેમ વિજયકાક્ષી નવા પ્રદેશ ઉપર આક્રમણ કર્યા પહેલા વિજિત પ્રદેશની સ્થિરતા તપાસીને જ આગળ પગલુ ભરે તો તે સફળ થાય તેમ સાધકની બાબતમા પણ છે આ મુદ્દો વ્યાસે[૨૪] પણ પોતાના ભાષ્યમા શબ્દાતરથી સ્પષ્ટ કર્યો છે (૨) જેમ સાધક અતર્નિરીક્ષણથી પોતાનું ચિત્ત તપાસે તેમ તેણે પોતાના વિશે આસપાસના લોકોમા જે વાયકા ચાલતી હોય તેથી પણ માહિતગાર રહેવુ ઘણી વાર પોતાના વિશે લોકોમા થતી ચર્ચાઓ પણ પોતાની ભૂલ સમજવામા ને પોતાની સ્થિતિ વિશે ચોકસાઈ કરવામા મદદગાર નીવડે છે (૩) અન્તર્મુખ નિરીક્ષણ અને બહિર્મુખ પરિચય કરવા ઉપરાત સાધકે એ પણ જોવુ જોઈએ કે પોતાની માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિ સહજભાવે શુદ્ધ થતી જાય છે કે નહિ અને તે કેટલા પ્રમાણમા શુદ્ધ થઈ છે (૪) ઉપર સૂચિત પ્રવૃત્તિની શુદ્ધિને

---

૨૪ યોગસૂત્ર ૩ ૬ ભાષ્ય—तस्य सयमस्य जितभूमेर्याऽनन्तरा भूमि स्तत्र विनियोग , न हि अजिताधरभूमिरनन्तरभूमिं विलङ्घ्य प्रान्तभूमिषु सयम लभते । આમા ભૂમિકાક્રમથી સયમ સાધવાની વાત કહી છે જ્યારે અધર-પૂર્વ ભૂમિનો જય સિદ્ધ થાય ત્યારે જ તે યોગીએ ઉત્તર ભૂમિકામા પ્રવેશ કરવો તે ભૂમિકાનો જય થાય ત્યારે જ તેથી ચડતી ભૂમિકામા પ્રવેશ કરવો અને સૌથી ચરમભૂમિકામા તો અતે જ સયમનો અર્થાત્ ધારણા ધ્યાન અને સમાધિનો પ્રયોગ કરવો

યથાર્થપણું પારખવાના કેટલાંક બાહ્ય નિમિત્તો—લિંગો પણ છે, જે દ્વારા સાધક પોતાની પ્રવૃત્તિ-શુદ્ધિનો કયાસ કાઢી શકે. ગ્રંથકાર તેવાં નિમિત્તોને નામનિર્દેશથી નથી ગણાવતા, પણ માત્ર નિમિત્ત-પદથી સૂચવે છે. એમના અન્ય ગ્રન્થોના[૨૫] પરિશીલન દ્વારા અને કાંઈક અંશે ચાલી આવતી પરંપરા દ્વારા આપણે એવાં નિમિત્તો કયા કયા મનાય છે તે જાણી શકીએ છીએ. સામાન્ય રીતે એમ મનાય છે કે અનેક પ્રકારે મનાતા શુભ શકુન દ્વારા, ઇષ્ટ સ્વર-નાડી દ્વારા, શુભ અંગસ્ફુરણ દ્વારા અને ઉદાત્ત દેખાતા સ્વપ્નો દ્વારા વિચારક એ સમજી શકે કે પોતાની માનસિક, વાચિક અને કાયિક ચેષ્ટા કઈ કોટિની છે. જો તે શુદ્ધ હોય તો નિમિત્તો સારાં ઊપજે છે અને અશુદ્ધ હોય તો અશુભ નિમિત્તો ઉપસ્થિત થાય છે.

ઉક્ત ચાર નિયમોની કસોટી દ્વારા સાધક પોતાની યોગ્યતા સમજીને આગળની પ્રવૃત્તિ ચાલુ રાખે; એટલે કે જો એને એ કસોટી દ્વારા પોતે પ્રાપ્ત કરેલી ભૂમિકા સ્થિર લાગે, ઉપરની ભૂમિકામા ચડવા માટેનો આવશ્યક તલસાટ પણ પોતામાં અનુ-ભવાય તો એણે એમ સમજવુ કે હવે તે આગળ વધવા માટે જે પ્રવૃત્તિ કરવા ધારે છે તે ઉચિત છે.

### યોગસિદ્ધિ અને સાધુસિદ્ધિ

गमणाइएहिं कायं निरवज्जेहिं वयं च भणिएहिं ।
सुहचिंतणेहि य मणं सोहेज्जा जोगसिद्धि त्ति ॥ ४० ॥
सुहसठाणा अन्ने कायं वायं च सुहसरेणं तु ।
सुहसुविणेहिं च मणं जाणेज्जा साहुसिद्धि त्ति ॥ ४१ ॥

અર્થ—દોષરહિત ગમન આદિ ક્રિયા વડે શરીરને,

---

૨૫ જુઓ યોગબિન્દુ શ્લો૦ ૩૫૩ થી.

નિરવદ્ય વચનોથી વાણીને અને શુભ ચિંતનથી મનને શુદ્ધ કરવા એ યોગસિદ્ધિ છે (૪૦)

બીજા કેટલાક એમ માને છે કે શુભ આકાર વગેરેથી શરીરને, મધુર સ્વરથી વાણીને ને શુભ સ્વપ્નથી મનને સાધુ સિદ્ધિરૂપ સમજવા (૪૧)

સમજૂતી—ગ્રંથકાર પ્રસ્તુત બે ગાથામા અનુક્રમે દર્શાવે છે કે મન, વચન અને કાયાને કઈ રીતે શુદ્ધ કરવા તેમજ એની સિદ્ધિ કઈ રીતે સમજવી સાધક નિર્દોષ ગમન આગમન, ખાનપાન આદિ દ્વારા શરીરને શુદ્ધ રાખે, નિષ્પાપ ભાષા દ્વારા વચનની શુદ્ધિ કેળવે અને શુભ ચિતન દ્વારા મનને શુદ્ધ કરે આ ત્રિવિધ શુદ્ધીકરણ એ જ યોગસિદ્ધિ છે

૧ અન્ય આચાર્યના મન્તવ્યનો નિર્દેશ કરતા ગ્રથકાર કહે છે કે શુભસસ્થાન એટલે કે સુંદર આકાર યા રચના દ્વારા શરીરની, શુભ સ્વર દ્વારા વચનની અને શુભ સ્વપ્ન દ્વારા મનની શુભ સિદ્ધિ અથવા ઉત્તમ સિદ્ધિ છે એમ સાધક સમજે

ઉપરની ભૂમિકામા પ્રવેશવા માટે જરૂરી એવી વિધિનુ વર્ણન

एत्थ उवाओ य इमो सुहदव्वाइसमवायमासज्ज ।
आसज्जइ[२६] गुणठाण सुगुरुसमीवम्मि विहिणा उ ॥ ४२ ॥
वदणमाई उ विही निमित्तसुद्धीपहाणमो नेओ ॥
सम्म अवेक्खियव्वो एसा इहरा विही न भवे ॥ ४३ ॥

---

२६ પ્રતિમા ઈ એવુ વ ગ્રાથ છે એ પદેહાના અર્થનો નથી અથ-રૂપિએ ' आसज्जइ શબ્દ રાખ્યો છ

અર્થ—અહીં આ ઉપાય શુભ દ્રવ્ય, ક્ષેત્ર વગેરેના સમૂહને અવલંબીને અને સદ્‌ગુરુ સમીપ વિધિપૂર્વક લેવામાં આવ્યો હોય તો જ તે ગુણસ્થાન પ્રાપ્ત કરાવે છે. (૪૨)

વંદન આદિની વિધિમાં નિમિત્તની શુદ્ધિ પ્રધાન છે, માટે એનું સમ્યક્ પ્રકારે ચિંતન કરવું. અન્યથા એ વિધિ શુદ્ધ ન બને. (૪૩)

સમજૂતી—પ્રાપ્ત કરેલા ગુણસ્થાન – ભૂમિકાથી ઉપરના ગુણસ્થાનમાં પ્રવેશ કરવા જેટલી લાયકાત અને તત્પરતા દેખાયા પછી સાધકે તે તે ઉપરની ભૂમિકા ગ્રહણ કરવી. પણ અત્રે ગ્રંથકાર કહે છે કે તે નવી ભૂમિકા વિધિપૂર્વક સ્વીકાર્યા પછી જ તેને સ્થિર કરવી અને એમા અરતિ ઊપજે કે મન ન ચોંટે તો તે અરતિ નિવારવા પણ યત્ન કરવો. આ બધું નવી – ચાડયાતી ભૂમિકા સ્વીકારવાના ઉપાય તરીકે ગાથા ૪૨ થી ૫૦ સુધીમાં વર્ણવવામાં આવ્યુ છે. પ્રસ્તુત ૪૨–૪૩મી ગાથામાં ભૂમિકા સ્વીકારવા વખતની આવશ્યક વિધિનુ વર્ણન છે. જયારે પણ નવુ ગુણસ્થાન ગ્રહણ કરવુ હોય ત્યારે તે આધ્યાત્મિક ગુરુની પાસે, તેની સાક્ષીએ અને તે પણ શુભ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈ ગ્રહણ કરવું. વિધિમાં ગુરુ તેમજ વડીલને વંદન – નમસ્કાર કરવા આદિનો સમાસ થાય છે. શકુન, સ્વરનાડી, અંગસ્ફુરણ જેવા નિમિત્તોની તેમજ દિવસ, નક્ષત્ર આદિ નિમિત્તોની શુદ્ધિ એ પણ મુખ્યપણે યથાવત્ તપાસવી. એવી નિમિત્તશુદ્ધિ સિવાય ઉક્તવિધિ અવિધિ જ બને. આ સ્થળે ગ્રંથકારે વંદન, નમસ્કાર જેવા આંતરિક ભાવગુણની પેઠે બાહ્ય નિમિત્તશુદ્ધિ તપાસવાની જે વાત કહી છે તે ઉપાદાન અને નિમિત્ત બન્નેનો વિધિમા સમાવેશ સૂચવે છે.

## સ્થિરીકરણ સાધવાના ઉપાયો

उड्ढ अहियगुणेहिं तुल्लगुणेहिं च निच्चसवासो ।
तग्गुणठाणोचियकिरियपालणा सइसमाउत्ता ॥ ४४ ॥
उत्तरगुणबहुमाणो सम्म भवरूवचिन्तण चित्त ।
अरई य अहिगयगुणा तहा तहा जत्तकरण तु ॥ ४५ ॥

અર્થ—ત્યારપછી પોતાના કરતા વધારે ગુણવાળા તેમજ સમાન ગુણવાળા સાથે સદા સહવાસ કરવો અને પોતાના ગુણસ્થાનને ઉચિત એવી ક્રિયાનુ પાલન સ્મૃતિ સપન્ન થઈ કરવુ (૪૪)

ઉત્તર ગુણોનુ બહુમાન કરવું, સસારના સ્વરૂપનુ સમ્યક્ રીતે અનેક પ્રકારે ચિંતન કરવું અને પ્રાપ્ત ગુણોમા અરુચિ-અરતિ થાય તો તેને નિવારવા તથા પ્રકારે પ્રયત્ન કરવો (૪૫)

સમજૂતી—નવા ગુણસ્થાનમા પ્રવેશ્યા બાદ તેને સ્થિર રાખવા તેમજ તેમા શુદ્ધિ આણવા સાધકે કઈ કઈ રીતે વર્તવુ એની સામાન્ય સૂચના પ્રસ્તુત બે ગાથામા છે પોતે જે ભૂમિકા પ્રાપ્ત કરી હોય તેથી ચડિયાતી ભૂમિકાવાળા અને સમાન ભૂમિકાવાળા સાથે સદા વાસ કરવો અને જે ભૂમિકા પ્રાપ્ત થઈ હોય તેને સગત હોય એવી જ જીવનચર્યા સ્મૃતિસપન્ન થઈ હમેશા આચરવી

જે જે સદ્ગુણો પોતે સ્વીકારેલા મૂળ નિયમોને[૨૭] ઉપકારક

૨૭ મૂળ અને ઉત્તરગુણ અહિસા સત્યાદિ પાચ અણુવ્રતો એ ગૃહસ્થના મૂળ વ્રતો છે જ્યારે ત્યાગીના મૂળ વ્રતો એ જ પાચ મહા

હોય તેવા ઉત્તર – શ્રેષ્ઠ ગુણો પ્રત્યે આદર ધરાવવો, તેમજ સંસારનું યથાવત્ અનેક રીતે ચિંતન કર્યા કરવું. એટલું જ નહિ, પણ ક્યારેક પ્રાપ્ત કરેલા ગુણોમાં અરતિ, કંટાળો કે ખેદ ઊપજે તો તેને નિવારવા ઘટતો પ્રયત્ન કરવો.

## અરતિ નિવારવાના ઉપાયો

अकुसलकम्मोदयपुव्वरूवमेसा जओ समक्खाया ।
सो पुण उवायसज्झो पाएण भयाइसु पसिद्धो ॥ ४६ ॥

---

વ્રતો છે. આવા અણુવ્રતો અને મહાવ્રતો મૂળ ગુણ કહેવાય છે. તેનું કારણ એ છે કે જીવનની શુદ્ધિ અને વિકાસમાં એ ગુણો પાયારૂપ છે. અણુવ્રતોને પાળવામાં ઉપકારક થાય એવાં અન્ય સાત વ્રતો જૈન પરંપરામાં જાણીતાં છે. ત્રણ ગુણવ્રત ને ચાર શિક્ષાવ્રત એ સાત ગૃહસ્થના ઉત્તરગુણ છે. (ગુણવ્રત તેમજ શિક્ષાવ્રત માટે જુઓ તત્ત્વાર્થ ૭, ૧૬ અને તેનું વિવેચન) એ જ રીતે પાંચ મહાવ્રત આદિ ચરણસિત્તરિના મૂળ ગુણોને સાચવવા ને પોષવામાં સહાયક થનાર કરણસિત્તરિ રૂપે ગણાવેલા સિત્તેર નિયમો ત્યાગીના ઉત્તરગુણ કહેવાય છે

वय ५ समणधम्म १० संजम १७ वेयावच्चं १० च बंभगुत्तीओ ९ ।
नाणाइतिय ३ तव १२ कोहनिग्गहाई ४ चरणमेयं ॥ १ ॥
पिंडविसोही ४ समिई ५ भावण १२ पडिमा य १२ इंदियनिरोहो ५ ।
पडिलेहण २५ गुत्तीओ ३ अभिग्गहा ४ चेव करणं तु ॥ २ ॥

(ઓઘનિર્યુક્તિ ભાષ્ય ગા ૫–૬.)

પાંચ વ્રત, દશ શ્રમણધર્મ, સત્તર પ્રકારે સંયમ, દશ પ્રકારે વૈયાવૃત્ય, નવ બ્રહ્મગુપ્તિ, જ્ઞાન આદિ ત્રણ, બાર પ્રકારે તપ અને ચાર પ્રકારે ક્રોધ આદિ નિગ્રહ – આ સર્વે ચરણસિત્તરિ (સિત્તેર મૂળ-ગુણો) કહેવાય છે (૧)

ચાર પ્રકારે પિંડવિશુદ્ધિ, પાંચ સમિતિ, બાર ભાવના, બાર પ્રતિમા, પાંચ પ્રકારે ઇન્દ્રિયનિરોધ, પચીસ પ્રકારે પ્રતિલેખના, ત્રણ ગુપ્તિ અને ચાર પ્રકારે અર્થાત્ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અભિગ્રહ – આ સર્વે કરણસિત્તરિ (સિત્તેર ઉત્તરગુણ) કહેવાય છે (૨)

सरण भए उवाओ रोगे किरिया विसम्मि मंतो त्ति ।
एए वि पावकम्मावक्कमभेया उ तत्तेण ॥ ४७ ॥

सरणं गुरू उ एत्थ किरिया उ तओ त्ति कम्मरोगम्मि ।
मंतो पुण सज्झाओ मोहविसविणासणो पयरो ॥ ४८ ॥

एएसु जत्तकरणा तस्सोवक्कमणभावओ पायं ।
नो होइ पच्चवाओ अवि य गुणो एस परमत्थो ॥ ४९ ॥

चउसरणगमण-दुक्कडगरिहा सुकयाणुमोयणा चेव ।
एस गणो अणवरयं कायव्वो कुसलहेउ त्ति ॥ ५० ॥

અર્થ—કારણ કે, અરતિ એ ભયાદિરૂપ અકુશલ – અશુભ કર્મોદયનું કારણ (પૂર્વરૂપ) છે એમ કહ્યું છે અને સાધારણ રીતે આવા અકુશલ કર્મોદયનુ નિવારણ પણ ઉપાયથી સાધ્ય છે આ ઉપાયો ભય, રોગ આદિમા જાણીતા છે જેમ કે — (૪૬)

ભયમા શરણ, રોગમા ક્રિયા ને વિષમા મંત્ર ઉપાય છે આ બધા પાપકર્મને નિવારવાના તાત્ત્વિક પ્રકારો પણ છે (૪૭)

અહીં ગુરુ એ શરણ છે, તપ કરવુ એ કર્મરોગ મટાડવાની ક્રિયા છે અને સ્વાધ્યાય એ મોહરૂપ વિષને નાશ કરનાર શ્રેષ્ઠ મંત્ર છે (૪૮)

આ ઉપાયોમા પ્રયત્ન કરવાથી અને પાપકર્મનુ બળ ઘટવાથી મોટે ભાગે તેમા કોઈ પ્રત્યવાય–વિક્ષેપ આવતો નથી વધારામા એ પ્રયત્ન પારમાર્થિક રીતે લાભરૂપ પણ છે (૪૯)

ચાર શરણ સ્વીકારવાં, દુષ્કૃત્યની નિન્દા કરવી અને સત્કર્મની અનુમોદના કરવી – આ કર્તવ્યસમુદાય, શ્રેયનું કારણ સમજીને સતત આચરવો. (૫૦)

સમજૂતી—અરતિ નિવારવા જે ઘટતો પ્રયત્ન કરવાનું કહેવામા આવ્યુ છે તેની સ્પષ્ટતા કરવા માટે ગ્રંથકાર અરતિ અને તેનાં પરિણામોનો આધ્યામિક કાર્યકારણભાવ સૂચવી એ અરતિજન્ય પરિણામો નિવારવાના કેટલાક આધ્યાત્મિક ઉપાયો દર્શાવે છે.

જ્યારે પણ અકુશળ કર્મ યા અશુભ સંસ્કારોનો ઉદય થવાનો હોય ત્યારે એના પૂર્વચિહ્ન યા પૂર્વલક્ષણ રૂપે અરતિ કે બેચેની અનુભવાય છે. જ્યારે એવી બેચેની પ્રાપ્ત સદ્ગુણ વિશે થાય ત્યારે તો ખાતરીથી સમજવુ કે કોઈ પૂર્વકૃત પાપકર્મનો ઉદય આવવાનો છે. આ રીતે અરતિ અને અશુભકર્મોદય એ બન્નેનો આતરિક સંબંધ છે. એટલે એમ કહી શકાય કે અરતિ એ ભાવી પાપકર્મના ઉદયને રોકવા માટે કાઈક ઉપાય લેવાની આગાહીરૂપ છે. હવે આવા અશુભકર્મોદયને નિવારવાના ઉપાયો પણ ગ્રંથકારે સૂચવ્યા છે; જેમકે, બાહ્ય ભયની પેઠે આતર ભય ઉપસ્થિત થાય ત્યારે શરણ અર્થાત્ સદ્ગુરુનુ શરણ લેવુ, શારીરિક રોગની જેમ બાધક કર્મની પીડા આવે ત્યારે ઉપચાર અર્થાત્ કોઈને કોઈ જાતના તપનુ અનુષ્ઠાન કરવું, ઝેરી જંતુના ઝેરની પેઠે જ્યારે મોહનુ ઝેર વ્યાપે ત્યારે ઉત્તમ ગ્રંથના સ્વાધ્યાયરૂપ મંત્રનો આશ્રય લેવો.[૨૮]

આ પ્રમાણે તે તે ઉપાયોનો આશ્રય લેવાથી પાપકર્મનો ભાવી ઉદય અટકાવી શકાય છે અને તેનું બળ મોટે ભાગે ઘટાડી શકાય

૨૮. આ જ વસ્તુ યોગસૂત્ર (૨ ૧) માં નિર્દેશી છે—तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ।

છે, જેથી યોગમાર્ગના વિકાસમાં કોઈ પ્રત્યવાય કે વિઘ્ન ન આવે એટલું જ નહિ, પણ કેટલીક વાર તેવા ઉપાયો પોતે જ એક વાસ્તવિક ગુણરૂપ બની રહે છે[29]

ઉપાયના અવલમ્બન વિશે ગ્રંથકારે પોતે ઉપર જે કાંઈ કહ્યું તેના સમર્થનમાં તેમણે એક પ્રાચીન 'ચઉસરણપયન્ના' ગ્રંથમાંથી ગાથા પણ ઉદ્ધૃત કરી છે તેનો સાર એ છે કે અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચાર શરણો સ્વીકારવા, જે જે અપકૃત્ય હોય તેની ગર્હા-નિંદા કરવી અર્થાત્ તેના પ્રત્યે અણગમો કેળવવો અને સત્કૃત્યની અનુમોદના કરવી આટલી બાબતો કુશલનું કારણ છે એમ સમજી એમાં સતત પ્રયત્નશીલ રહેવું

## નવશિખાઉ ઉમેદવારની પ્રધાન જીવનચર્યા

[30]चरमाणपवत्ताण जोगीण जोगसाहणोवाओ ।
५१ एसो पहाणतरओ नवरपवत्तस्स विन्नेओ ॥ ५१ ॥

---

૨૯ એ જ વસ્તુ કાંઈક શબ્દાન્તરથી અને કાંઈક પ્રકારાન્તરથી યોગસૂત્ર (૧ ૨૭ થી ૩૨)માં દર્શાવવામાં આવી છે એનો સાર એ છે કે ચિત્તમાં વિક્ષેપ કરે તેવા અંતરાયોના સહચારી બીજા દોષોનું નિવારણ ઓંકારમંત્રના જપથી થાય છે તેથી મંત્રાર્થના ચિંતનાત્મક જપ કરવો અને સાથે સાથે ચિત્તવિક્ષેપો નિવારવા કોઈ એક જ તત્ત્વમાં ચિત્તને સ્થિર રાખવાનો અભ્યાસ પણ કરવો તે સૂત્રો આ પ્રમાણે છે —

(૧) तस्य वाचकः प्रणवः (१ २७) । (२) तज्जपस्तदर्थभावनम् (१ २८) । (३) ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च (१ २९) । (४) व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः (१ ३०) । (५) दुःखदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासा विक्षेपसहभुवः (१ ३१) । (६) तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः (१ ३२) ।

૩૦ મૂળ પ્રતિમાં 'चरमाण' પાઠ નથી છે, પણ એનું રૂપ સંસ્કૃત

भावण-सुयपाढो तित्थ सवणमसयं तयत्थजाणम्मि ।
तत्तो य आयपेहणमइनिउणं दोसवेक्खाए ॥५२॥

અર્થ—ચરમાવર્તમાં પ્રવર્તનાર યોગીઓ માટે ઉપર કહેલ બાબતો યોગસાધનનો ઉપાય છે, પણ એ દિશામાં માત્ર પ્રવૃત્ત થયેલ માટે તો નીચે બતાવેલ બાબતો પ્રધાન ઉપાય તરીકે સમજવી. (૫૧)

ભાવના–વિચારણા, શાસ્ત્રનો પાઠ, તીર્થસેવન અને વારંવાર શાસ્ત્રશ્રવણ; તેના અર્થનું જ્ઞાન થયા બાદ તેની મદદથી દોષનિરીક્ષણ દ્વારા અત્યંત સૂક્ષ્મબુદ્ધિથી આત્માનું અવલોકન કરવું. (૫૨)

સમજૂતી—યોગાધિકારીના સામાન્ય રીતે અપુનર્બંધક આદિ ચાર પ્રકારો અગાઉ ( ગાથા ૧૩, ૧૪, ૧૫ માં) વર્ણવ્યા છે. તેને અનુસરી ગ્રંથકાર પ્રસ્તુત બે ગાથામાં યોગસાધનાના ઉપાયોનું પૃથક્કરણ કરતાં સૂચવે છે કે પાછળ ગાથા ૪૨ થી ૫૦ સુધીમાં યોગસાધનાના બાહ્ય કે આન્તર ઉપાયરૂપ જે જે કહેવામા આવ્યુ છે તે પ્રધાનપણે ચરમપ્રવૃત્ત એવા યોગીઓને લાગુ પડે છે અને જે નવરપ્રવૃત્ત યોગી હોય તેને લક્ષી ગાથા બાવનમાં યોગસાધનાના ઉપાયો પ્રધાનપણે સમજવા.

ગાથા ૪૨ થી ૫૦ સુધીમાં યોગસાધનાના જે ઉપાયો નિરૂપાયા છે, તે કરતાં ગાથા ૫૨ માં નિરૂપાયેલ ઉપાયો સ્થૂળ કોટિના,

---

કે પ્રાકૃતમા સંભવતુ નથી. અમે એના સ્થાનમાં 'चरमाण' પાઠ કલ્પી 'પ્રવૃત્ત' પદના વિશેષણ તરીકે અર્થ કર્યો છે 'चरमाण'ની પેઠે 'तरमाण', 'चरमाण' અને 'सरमाण' એવા પણ પાઠો કલ્પી શકાય. એનો અર્થ અનુક્રમે 'त्वरमाण', 'म्रियमाण' કે स्मरन्' એવો કરીએ તોય ફલિતાર્થ ચરમાવર્તસ્થિત જેવો જ થાય છે.

કાઈક ઉપચરિયા યા કાઈક બહિલક્ષી ભાસે છે તે ઉપરથી તે તે ઉપાયના અધિકારીઓની કક્ષાને તોલ બાધીએ તો જ ચરમપ્રવૃત્ત અને નવપ્રવૃત્ત એ બે શબ્દનો અર્થ કરવાનુ સહેલુ પડે સૂક્ષ્મ કોટિના અને અન્તર્લક્ષી ઉપાયોના અધિકારી યોગીઓ ઉચ્ચ કક્ષાના હોય તે સ્વાભાવિક છે તેથી ચરમપ્રવૃત્ત-યોગી એટલે સૂક્ષ્મ કોટિના અને ઊર્ધ્વગામી યોગીઓ એવો અર્થ સહેજે ફલિત થાય છે, પણ એવા ઊર્ધ્વગામીઓ અત્રે કયા સમજવા એ પ્રશ્ન તો રહે જ છે જો કે ગાથામા એનો ખુલાસો નથી તો પણ યોગબિંદુ, યોગદૃષ્ટિસમુચ્ચય, પચાશક આદિ તથા પાતજલ યોગસૂત્ર જેવા ગ્રથોના સદર્ભને આધારે વિચાર કરતા એમ લાગે છે કે ચરમપ્રવૃત્તયોગી શબ્દથી અપુનર્બન્ધક સિવાયના ત્રણે યોગાધિકારીઓ સમજવા, તેમાય વિશેષે કરી દેશવિરતિ અને સર્વવિરતિ એ બ નેમા પણ વિશેષરૂપે સર્વવિરતિને લઇએ તો ચરમ વિશેષણ વધારે સાર્થક બને છે યોગબિંદુ (શ્લોક ૩૮૦ થી ૪૦૪)મા અધ્યાત્મયોગની શરૂઆત દેશવિરતિથી દર્શાવાઈ છે એ જ અધ્યાત્મનિરૂપણમા અહી ગાથા ૩૯ થી વર્ણવાયેલો વિષયક્રમ આવે છે યોગદૃષ્ટિસમુચ્ચય (શ્લો ૨૧૦)મા કુલચક્ર અને પ્રવૃત્તચક્ર એવા બે અધિકારી – યોગીઓ પૈકી પ્રવૃત્તચક્ર યોગીના લક્ષણમા જે 'પ્રવૃત્તચક્ર' પદ છે તે પણ આ સ્થળે ચરમપ્રવૃત્ત યોગીનો અર્થ કરવામા કાઈક સૂચક છે પાતજલ યોગસૂત્ર(૧, ૨૮-૨૮)ના વિજ્ઞાનભિક્ષુકૃત વાર્તિકમા અનેક પ્રકારના યોગીઓ દર્શાવતા ઉત્તમ કોટિના યોગી માટે ચરમ વિશેષણ વાપરેલુ છે ચરમ યથાપ્રવૃત્તકરણ, ચરમાવર્ત, ચરમદેહ ઇત્યાદિ પ્રયોગોમા આવતુ 'ચરમ'પદ તે તે વસ્તુના વર્ગમા આવતો અતિમ દરજ્જો સૂચવે છે તેથી આ સ્થળે ચરમપ્રવૃત્તયોગી એટલે વિરતિવાળો કે સર્વવિરતિવાળો યોગી એવો અર્થ કરીએ તો તે સૂક્ષ્મ કોટિના અને અતર્લક્ષી ઉપાયોના સદર્ભમા બધ બેસતુ લાગે છે

હવે પ્રશ્ન રહે છે ' નવરપ્રવૃત્ત ' શબ્દના અર્થનો. 'નવર'નો અર્થ 'કેવળ'[31] કે 'અનન્તર' એવો છે. તેથી નવરપ્રવૃત્તનો કેવળ પ્રવૃત્ત કે અનન્તર પ્રવૃત્ત એવો અર્થ થાય. એનુ તાત્પર્ય તો એટલું જ છે કે જે હજી યોગમાર્ગમા નવો જ દાખલ થયો હોય અગર શિખાઉ હોય. આવા નવશિખાઉ ઉમેદવાર યોગીને અવલંબવાનો માર્ગ પ્રધાનપણે સ્થૂળ જ હોવાનો. તેથી ગ્રંથકાર પ્રથમ એવો સ્થૂળ-માર્ગ દર્શાવતા તેણે શુ શુ કરવું એની કાંઈક યાદી આપે છે. તે કહે છે કે યોગ ભણી પ્રવૃત્ત નવશિખાઉએ ભાવનાઓ ભાવવી; એટલે કે સદ્વિચાર સેવવા, શ્રુત કે શાસ્ત્રનો પાઠ કરવો, પવિત્ર ગણાતાં તીર્થસ્થાનોનુ સેવન કરવું, યોગ્ય ગુરુ પાસે વારંવાર શાસ્ત્રશ્રવણ કરવુ. આવી સ્થૂળ ચર્યા પાળતાં પાળતાં શાસ્ત્રના અર્થોનું જ્ઞાન થયા બાદ તેણે અન્તર્ગત દોષોને લક્ષમાં રાખી આત્મ-નિરીક્ષણ કરવું.

## દોષોને લગતો સામાન્ય વિચાર

रागो दोसो मोहो एए एत्थाऽऽयदूसणा दोसा ।
कम्मोदयसंजणिया विन्नेया आयपरिणामो ॥ ५३ ॥

અર્થ—આત્માને કલુષિત કરનારા હોવાથી રાગ, દ્વેષ અને મોહ એ અહીં દોષો કહેવાય છે. તે આત્મપરિ-ણામરૂપ છે અને કર્મોદયજનિત છે. (૫૩)

સમજૂતી—ગાથા બાવનમા અન્તર્ગત દોષોને લક્ષમા રાખી આત્મનિરીક્ષણ કરવાનુ કહ્યુ છે. તેથી હવે એ દોષો કયા, તે શા માટે દોષ કહેવાય છે, તેનું કારણ શું અને તેનું સ્વરૂપ શું એ ચાર બાબતો ગ્રંથકાર અહી નિરૂપે છે. (૧) રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ દોષો અત્રે મુખ્ય છે. (૨) આત્માને દૂષિત કરતા હોવાથી

31. 'णवर केवले' સિદ્ધહેમ. ૮.૨.૧૮૭.

તે દોષ કહેવાય છે (૩) તે કર્મોદયથી એટલે કે પૂર્વકૃતકર્મ સંસ્કારના વિપાકથી ઉદ્‌ભવે છે (૪) એ દોષો કર્મના નિમિત્તથી ઉદ્‌ભવે છે ખરા, પણ તે એક પ્રકારનો વૈભાવિક આત્મપરિણામ છે, અર્થાત્ દોષો એ ચૈતન્ય સ્વરૂપની નિમિત્તજ ય વિક્રિયામાત્ર છે

## કર્મને લગતા પ્રાસંગિક પ્રશ્નો

कम्म च चित्तपोग्गलरूव जीवस्सऽणाइसबद्ध ।
मिच्छत्ताइनिमित्त नाएणमईयकालसम ॥ ५४ ॥
अणुभूयवत्तमाणो सव्वोवेसो पवाहओऽणाइ ।
जह तह कम्म नेय कयकत्त वत्तमाणसम ॥ ५५ ॥
मुत्तेणममुत्तिमओ उवघायाणुग्गहा वि जुज्जति ।
जह विन्नाणस्स इह मइरापाणोसहाईहिं ॥ ५६ ॥
एवमणाई एसो सबधो कचणोवलाण व ।
एयाणमुवाएण तह वि विओगो वि हवइ त्ति ॥ ५७ ॥
एव तु बधमोक्खा निणोवयारेण दो वि जुज्जति ।
सुहदुक्खाइ य दिट्ठा इहरा ण कय पसगेण ॥ ५८ ॥

અર્થ—કર્મ એ વિવિધ પુદ્‌ગલરૂપ છે અને જીવ સાથે અનાદિકાળથી સંલગ્ન છે મિથ્યાત્વ વગેરે દોષો એના કારણો છે અને યુક્તિ કે દૃષ્ટાંતથી તે અતીત–ભૂતકાલ તુલ્ય છે (૫૪)

જેવી રીતે વર્તમાનતા અનુભવી હોય એવો બધોય કાલપ્રવાહથી અનાદિ છે, તેવી રીતે કૃતક–જન્ય હોવાને કારણે વર્તમાનકાળ જેવું આદિ હોવા છતાં (પ્ર' અનાદિ સમજવું (૫૫)

જેમ મદ્યપાન, ઔષધ વગેરે દ્વારા વિજ્ઞાન—ચેતન પર ઉપઘાત-અનુગ્રહ અર્થાત્ સારી-માઠી અસર થાય છે તેમ મૂર્ત કર્મ દ્વારા અમૂર્ત આત્મા પર પણ ઉપઘાત-અનુગ્રહ ઘટે છે. (૫૬)

આ રીતે આ બન્નેનો અર્થાત્ આત્મા અને કર્મનો સંબંધ સુવર્ણ અને મૃત્તિકાની જેમ અનાદિ છે. છતાંય ઉપાયથી એ બેનો વિયોગ પણ સાધ્ય છે એમ સમજવું. (૫૭)

આ રીતે બંધ ને મોક્ષ બન્નેય ઉપચાર કે આરોપ વિના જ ઘટે છે; અન્યથા અનુભવસિદ્ધ સુખ-દુઃખ વગેરે આત્મામાં નહિ ઘટે. અહીં આટલી પ્રાસંગિક ચર્ચા પૂરતી છે. (૫૮)

સમજૂતી—ગાથા ૫૪ થી ૫૮ સુધીમાં ગ્રંથકારે પ્રસંગવશ મુખ્યપણે છ મુદ્દા ચર્ચ્યા છે તેમાંથી ત્રણ તો મોક્ષ અને પુનર્જન્મ
માનનાર અર્થાત્ આત્મવાદી એવા બધા જ
પુનર્જન્મ, કર્મ અને દર્શનોમાં સાધારણ છે, કેમકે બધાં જ દર્શનો
મોક્ષ આદિ વિશે છ એ ત્રણ મુદ્દાઓ વિશે એક જ પ્રકારની માન્યતા
મુદ્દાઓની દાર્શનિક ધરાવે છે. બીજા બે મુદ્દા એવા છે કે જે
તુલના , ગ્રંથકારે માત્ર જૈન પરંપરાની દૃષ્ટિએ ચર્ચેલ
છે. જ્યારે એક મુદ્દા વિશે સાંખ્ય-યોગ
તેમજ વિવર્તવાદી કેવલાદ્વૈતી સિવાય બધા એકમત છે. સર્વ-દર્શનસાધારણ ત્રણ મુદ્દા આ છે: (૧) આત્મા અને કર્મનો અનાદિ સંબંધ, (૨) અનાદિ છતાં એની કારણકૃત યા નૈમિત્તિક ઉત્પત્તિ, (૩) અનાદિકર્મનો પણ યોગ્ય ઉપાયથી વિયોગ. માત્ર જૈન-પરંપરાને માન્ય એવા બે મુદ્દા આ છે. (૧) કર્મનું પૌદ્ગલિકત્વ અર્થાત્ મૂર્તત્વ, (૨) અમૂર્ત આત્મા ને મૂર્ત કર્મનો સંબંધ અને

ખ તેની પરસ્પર અમર  જે એક મુ઼ા વિશે કેટલાક દર્શનો એકમત છે અને તેમા કોઈનો મતભેદ છે તે મુદ્દો બધ-મોક્ષ આદિના અનુપચરિતપણા – વાસ્તવિકપણાનો છે

— ઉપર્યુક્ત સર્વસાધારણ ત્રણ મુદ્દા વિશે કાઈક વિગતે વિચાર કરીએ તે પહેલા એ મુદ્દાઓ વિશે સમાન મા યતા ધરાવનાર એવા પુનર્જન્મ અને મોક્ષ માનનાર દર્શનોનો મૌલિક તફાવત જાણી લેવો જરૂરી છે આત્મવાદી દર્શનોના મુખ્ય બે ભાગ પડે છે એક ભાગ એવો છે કે જે જીવો—આત્માઓને સ્વાભાવિક રીતે જ સ્વત ભિન્ન ભિન્ન માને છે સાખ્ય યોગ, ન્યાય-વૈશેષિક, બૌદ્ધ જૈન તેમજ પૂર્વમીમાસા અને મધ્વ જેવા વેદા તી દર્શનો આ ભાગમા આવે છે બીજો ભાગ એવો છે જે જીવોનો ભેદ વાસ્તવિક પારિણામિક માને કે વિવર્તરૂપ અર્થાત્ માત્ર આભાસિક કે ઔપાધિક માને, છતા તેની ઉપપત્તિ મૂળમા સાહ જિક અને સ્વત સિદ્ધ એવા એક ચેતન—બ્રહ્મ તત્ત્વમાથી કરે છે આ ભાગમા વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને કેવલાદ્વૈત જેવા દર્શનો આવે છે જીવોનો પરસ્પર ભેદ અને પ્રત્યેક જીવનો પોતાનો અવસ્થાભેદ એ સવ સાધારણ અનુભવનો વિષય છે પણ એ ભેદની ઉપપત્તિ દાર્શનિક ચિતકોએ જુદી જુદી રીતે દર્શાવી છે પહેલા વિભાગમા આવનાર દાર્શનિકો એમ કહે છે કે પ્રત્યેક જીવાત્માને બીજા જીવાત્માઓથી પોતામા જે ભેદ અનુભવાય છે તે આગ તુક કે ઉપાધિકૃત નથી, પણ સાહજિક છે આ માન્ય તાના મૂળમા મુખ્યપણે સ્વાનુભવ છે, જ્યારે બીજા વિભાગમા આવતા દાર્શનિકો સ્વાનુભવ કરતા પરપરાપ્રાપ્ત શાસ્ત્રનો આધાર વધારે લે છે અને તે શાસ્ત્રીય વાક્યોના અર્થની તારવણી પ્રમાણે પોતાના અનુભવને ઘટાવે છે મૂળમા સાહજિક અને સ્વત સિદ્ધ એવુ એક જ બ્રહ્મતત્ત્વ છે એના મતનબના વેદાન્તવાક્યો અનેક છે તેની જુદી જુદી રીતે અર્થઘટના કરનાર આચાર્યોના

વિચારોમા એક બાબત તો સમાન છે કે તે બધા સ્વતઃસિદ્ધ એક જ બ્રહ્મતત્ત્વમાથી જીવ-જડનો અને જીવ-જીવનો ભેદ પોતપોતાની ઢબે ઘટાવે છે. શંકરાચાર્ય અને તેમના અનુયાયીઓ માયા કે અવિદ્યાને આધારે એવો ભેદ ઘટાવી તે ભેદને પણ વાસ્તવિક કે પારિણામિક ન માનતા માત્ર આભાસિક યા વિવર્ત-સ્વરૂપ ઘટાવે છે, તો રામાનુજ અને વલ્લભ જેવા અકલ્પ્ય શક્તિ કે લીલાને આધારે તેવા ભેદને વાસ્તવિક (નહિ કે વિવર્તરૂપ) માને છે.

અવિદ્યા, માયા, શક્તિ, લીલા, વાસના, મળ, પાશ, પ્રકૃતિ, કર્મ, મોહ, અજ્ઞાન અને મિથ્યાદર્શન ઇત્યાદિ શબ્દો પરંપરા-ભેદને લીધે તેમજ આચાર્યોના વ્યાખ્યાનભેદને લીધે કેટલીક વાર જુદા જુદા અર્થનો સહેજ ભાસ કરાવે છે, છતાં તે બધા મૂળે એક જ તાત્પર્યવાળા હોઈ પર્યાય જેવા છે. ચેતનના ખરા સ્વરૂપને આવરી તેમાથી કાંઈક વિકૃતિ અનુભવાવનાર જે કાંઈ વસ્તુ છે તેને સૂચવવાના ઇરાદાથી ઉક્ત અવિદ્યા આદિ શબ્દો પ્રચારમા આવ્યા છે. મૂળમા એક બ્રહ્મ-તત્ત્વ હતુ અને કયારેક તે ભેદ પામ્યુ એમ માનનાર વેદાન્તીઓ હોય કે પ્રથમથી જ જીવો સ્વતઃ ભિન્ન છે એમ માનનાર અન્ય દાર્શનિકો હોય, પણ એ બધા એટલુ તો માની જ લે છે કે બ્રહ્મ-તત્ત્વ સ્વાભાવિક રીતે વિશુદ્ધ જ છે અને સ્વતઃભિન્ન એવા જીવાત્માઓ પણ સ્વભાવે તો શુદ્ધ જ છે.[૩૨] એવી સ્વાભાવિક શુદ્ધિ છતાં જે કાંઈ અજ્ઞાન કે રાગ-દ્વેષ આદિની વિકૃતિ દેખાય છે તે આગન્તુક હોઈ કારણકૃત છે. અહી જ દરેક દાર્શનિક સામે પ્રશ્ન એ છે કે જો મૂળમાં બ્રહ્મ-તત્ત્વ કે જીવાત્મ-તત્ત્વ શુદ્ધ હતુ તો એને કર્મ કે

---

૩૨ સરખાવો—

एसो अणाइम चिय सुद्धो य तओ अणाइसुद्धत्ति ।
जुत्तो य पवाहेण, न अन्नहा सुद्धया सम्म ॥

—विंशिका २, १२.

અવિદ્યા જેવી ઉપાધિ વળગી ક્યારે? આ પ્રશ્નનો ઉત્તર બધાએ એક જ રીતે આપ્યો છે અને બીજી રીતે કહીએ તો બધાએ એ બાબતમાં મૌન જ સેવ્યું છે પ્રશ્ન કાળની આદિનો છે પ્રશ્ન પૂછનાર અને જવાબ આપનાર એ બધા જ કાળપ્રવાહપતિત હોઈ તેમનુ ગમે તેટલું જ્ઞાનસામર્થ્ય પણ એ પ્રવાહના આદિ કે અન્તની સીમાનો નિર્દેશ કરવા અપૂરતું છે તેથી જ તે બધા એ પ્રશ્નનો ઉત્તર એકસરખી રીતે એટલો જ આપી દે છે કે બ્રહ્મ કે જીવાત્મા સાથે અવિદ્યા કે કર્મનો સંબંધ અમુક ક્ષણે પ્રથમ થયો અને તે પહેલા ન હતો એમ ન કહી શકાય આનો અર્થ સૌને મતે એટલો જ થાય છે કે ચેતન અને કર્મનો આદિસંબંધ અજ્ઞેય છે આ જ વસ્તુ દરેક દર્શનમાં 'અનાદિ' કે 'અવ્યાકૃત' શબ્દથી કહેવામાં આવી છે

ગ્રંથકારે ગાથા ૫૪ ને ૫૫ મા કારણજન્ય એવા આદિ કર્મનું પ્રવાહની દૃષ્ટિએ અનાદિત્વ સમજાવવા બુદ્ધિથી સમજાય એવુ એક દૃષ્ટાન્ત આપ્યુ છે તે કહે છે કે જેમ ભૂતકાળ અનાદિ છે, ભૂતકાળની આદિ શોધી કે બતાવી શકાતી નથી, એટલે કે કોઈ એવો ભૂતકાળનો અંશ નથી કે જે ક્યારેક વર્તમાન ન હોય, તેમ છતા એ વર્તમાન અંશ પહેલો ક્યારે શરૂ થયો તે કલ્પનામાં પણ આવી શકતુ નથી, તેમ આત્મા અને કર્મનો સંબંધ પણ પ્રવાહની દૃષ્ટિએ અનાદિ છે, ભલે તે મિથ્યાત્વ આદિ કારણજન્ય હોઈ વૈયક્તિકરૂપે વર્તમાન ક્ષણની પેઠે આદિ હોય યોગસૂત્ર ૩, ૧૩ના ભાષ્યમા વ્યાસે ધર્મનું અર્થાત્ પર્યાયનું ત્રૈલક્ષણ્ય કે ત્રૈકાલિકત્વ દર્શાવતાં કહ્યું છે કે કોઈ પણ પર્યાય જ્યારે વર્તમાન સ્વરૂપ પામે છે ત્યારે તે તેનું અનાગતપણું છોડીને જ તે સ્વરૂપ પામે છે, પછી તે જ પર્યાય જ્યારે અતીત બને છે ત્યારે તે તેનું વર્તમાન સ્વરૂપ ત્યજીને જ આમ પ્રત્યેક પર્યાય કે ધર્મ અનુક્રમે અનાગત, વર્તમાન અને અતીત એ ત્રણ કાળનો અનુભવ કરે છે

વ્યાસનો આ જ ભાવ આ. હરિભદ્રે અહીં ગાથા ૫૫ માં ગુંથ્યો છે, અને તેમણે તે જ ભાવ અનેક સ્થળે નિરૂપ્યો પણ છે.[૩૩]

દરેક આધ્યાત્મિક ચિંતકે અવિદ્યા. કર્મ કે મોહને અનાદિ તો કહ્યાં, પણ તેથી મોક્ષનો પ્રશ્ન ઉકેલાતો નથી. જે વસ્તુના આદિ, મૂળ કે પ્રારંભ નથી તે વસ્તુ સ્વાભાવિક અર્થાત્ સ્વતઃસિદ્ધ હોવી જોઈએ અને જે સ્વતઃસિદ્ધ હોય તેનો નાશ અસંભવ છે. આ રીતે અનાદિ કર્મસંબંધનો અંત ન આવે તો મોક્ષ પણ ન સંભવે અને જો મોક્ષ ન સંભવે તો મોક્ષને ઉદ્દેશી આધ્યાત્મિક ચિતકોએ જે વિચારો કર્યા છે કે આચારો યોજ્યા છે તે સઘળા નિર્દેશ ને નિરર્થક જ કરે. આધ્યાત્મિક ચિંતકોની સામે આ એક સમસ્યા છે. તેનો ઉકેલ પણ સમસ્ત આધ્યાત્મિકોએ એક સરખો જ સૂચવ્યો છે. તે એ કે અવિદ્યા, કર્મ કે મોહ જે અનાદિ કહેવાય છે તે માત્ર પ્રવાહની દૃષ્ટિએ. ચેતન અને અવિદ્યાનો સંબંધ સર્વ-પ્રથમ પ્રવાહની દૃષ્ટિએ કઈ ક્ષણે થયો એ જાણવું અને કહેવુ અશક્ય હોવા છતાં અનુભવગત કાળસીમાની દૃષ્ટિએ એ જાણવું અને કહેવુ શક્ય છે કે તે તે અવિદ્યા અને તે તે કર્મનો સંબંધ અમુક કારણોથી અમુક ક્ષણે થયો. આનો સાર એ છે કે પ્રવાહની દૃષ્ટિએ અનાદિ મનાતી વસ્તુ પણ તેના પર્યાય, અંશ કે ખંડની દૃષ્ટિએ સાદિ અર્થાત્ અનુભવગત કાળસીમાની અંદર આવે છે.

---

૩૩ 'अणुभूअवत्तमाणो सव्वो कयगोसिऽणाइमं कह णु ।
जह उ अईओ कालो तहाविहो तह पवाहेण ॥'

—પંચવસ્તુ ગા ૧૧૦૭.

प्रवाहतोऽनादिमानिति । २–५०
कृतकत्वेऽप्यतीतकालवदुपपत्तिरिति । २–५१
वर्तमानताकल्प कृतकत्वमिति । २–५२

—ધર્મબિંદુ

આ જ ભાવ વિંશિકા ૨–૧૩ મા પણ નિરૂપાયો છે.

જે દૃષ્ટિએ તે સાદિ છે તે જ દૃષ્ટિએ તે સકારણ પણ છે, એટલે કે, ને તે ક્ષણે અમુક નિમિત્તો મળતાં ચેતન અને કર્મનો નવો નવો સંબંધ થાય છે. આધ્યાત્મિકો માને છે કે ચેતન અને કર્મનો સંબંધ વ્યક્તિરૂપે સાદિ તેમજ કારણજનિત હોવાથી તેના વિરોધી કારણો મળતાં તે સંબંધ નાશ પણ પામે છે. એનું જ બીજું નામ મોક્ષ છે.

અહીં એક પ્રશ્ન વિચારવો પ્રાપ્ત થાય છે. ને એ કે પર્યાય દૃષ્ટિએ સાદિ અને સકારણ વસ્તુનો વિરોધી સામગ્રીથી નાશ સંભવે, તો પણ જે સંતતિ કે પ્રવાહ અનાદિ છે તેનો અંત કેવી રીતે આવે? એનો અંત માનવા જતાં અનાદિનો અંત મનાઈ જાય છે, જે સામાન્ય રીતે અકલ્પ્ય છે. આનો જવાબ કાંઈક આ રીતે આપવામાં આવે છે: અનાદિનો નાશ ન સંભવે એનો અર્થ એ છે કે જે મૂળ દ્રવ્ય છે તેનો નાશ થતો જ નથી. અહીં તો જીવ-કર્મના સંબંધની સંતતિ યા પ્રવાહની વાત છે. સંબંધ એ કોઈ મૂળ દ્રવ્ય નથી. એ તો દ્રવ્યોની એક પ્રકારની અવસ્થા છે, જે મૂળ દ્રવ્યરૂપ ન હોતાં નિમિત્ત પ્રમાણે બદલાયા કરે છે. તેથી અનાદિનો નાશ ન સંભવે એ સિદ્ધાંત દ્રવ્યને લાગુ પડતો હોઈ સંબંધસંતતિને લાગુ પાડવાનો નથી, એટલે કે, જે અનાદિ છતાં દ્રવ્ય ન હોય તેનો નિમિત્ત મળતાં નાશ થાય પણ ખરો. આ દૃષ્ટિએ આત્મા અને કર્મના સંબંધની અનાદિ સંતતિ પણ યોગ્ય ઉપાયથી વિલય પામે છે. પણ આ એક જવાબ થયો. એનો તર્કદૃષ્ટિએ બીજો જવાબ એ છે કે જીવ અને કર્મના સંબંધની સંતતિ અનાદિ હોવાથી નાશ નથી પામતી એ માની લઈએ તો પણ મોક્ષસ્થિતિને બાધ આવતો નથી, કારણ કે મુક્તિદશામાં જીવ અને વિજાતીય કર્મદ્રવ્યના સંબંધનો પ્રતિષેધ નથી. જ્યારે કોઈ વિદેહમુક્ત થાય છે ત્યારે પણ જેમ જીવન્મુક્તને શરીર સાથે સંબંધ હોય છે તેમ તેને પણ કર્મદ્રવ્યો સાથે સંબંધ રહેવાનો

ફેર પડે છે તે એટલો જ કે મુક્ત આત્માનું દર્શન બદ્ધ આત્માના દર્શન કરતાં તદ્દન બદલાઈ જાય છે. બદ્ધ આત્મા કર્મ-દ્રવ્ય કે તેનાથી ઉત્પન્ન થતા કાર્યોથી આવૃત થઈ સ્વરૂપાનુભવ વિનાનો બની જાય છે, જ્યારે મુક્ત આત્મા માત્ર સ્વરૂપાનુભવ કરતો હોઈ કર્મ-દ્રવ્ય કે તેના કાર્યોની અસરથી અલિપ્ત રહે છે: એટલે કે, કર્મદ્રવ્યની સંનિધિ હોવા છતાં તે તેના પર કોઈ પણ જાતની વિકૃત અસર ઉપજાવવા અસમર્થ છે એટલું જ.

ઉપર સૂચવેલ છ મુદ્દા પૈકી ચોથો અને પાંચમો મુદ્દો ગ્રંથકારે જૈન પરંપરાની દૃષ્ટિએ ચર્ચેલ છે, એમ અમે પ્રથમ કહ્યું છે. તેનો સીધો અર્થ એટલો જ છે કે દાર્શનિકોના વર્તુળમાં દરેક દાર્શનિક જૈનપરંપરાગત દ્રવ્ય-કર્મ—પૌદ્ગલિક કર્મના વિશિષ્ટ અને અતિવિસ્તૃત વર્ણન પરથી એવી માન્યતા સેવે છે કે જૈનદર્શનસંમત કર્મ તો પૌદ્ગલિક હોઈ મૂર્ત છે અને જૈનદર્શનસંમત આત્મા તો તેથી વિજાતીય હોઈ અમૂર્ત છે જો આમ છે તો અમૂર્ત આત્મા સાથે મૂર્ત કર્મનો કંઈ પણ અસર ઉપજાવે એવો સંબંધ કેવી રીતે ઘટે ? જો વાસના. સંસ્કાર યા ગુણરૂપ કર્મ હોય અને તે અમૂર્ત્ત આત્માનો ધર્મ હોય તો તો તેના ઉપર તેની કાંઈક અસર ઉપજાવવાની વાત કલ્પનામાં પણ આવી શકે, બીજી રીતે નહિ આવી ઇતર દાર્શનિકોની જૈનદર્શન વિશેની ધારણાને સામે રાખી ગ્રંથકારે તેના જવાબમાં દાખલો આપી સમજાવ્યું છે કે મૂર્તની અમૂર્ત ઉપર પણ ઉપઘાત-અનુગ્રહરૂપ જે અસર થાય છે તે અનુભવસિદ્ધ છે મદ્ય એ મૂર્ત વસ્તુ છે. ઔષધ પણ મૂર્ત છે. એવાં મૂર્ત દ્રવ્યના ઉપભોગની અસર વિજ્ઞાન જેવા અમૂર્ત ભાવ ઉપર થાય છે કેફી પીણાથી વિજ્ઞાન અને તેની શક્તિ આવૃત થઈ ઉપઘાત પામે છે, તો સાત્ત્વિક ઔષધ આદિના સેવનથી વિજ્ઞાન અને તેની શક્તિને પુષ્ટિ પણ મળે છે. જો આવો અનુભવ છે તો અમૂર્ત આત્મા ઉપર મૂર્ત દ્રવ્ય-કર્મની અસર

થવા વિશે મ દેહને અવકાશ જ નથી આ રીતે ગ્રથકારે જૈન દર્શનની અમૂર્ત આત્મા અને મૂર્ત કર્મના સ બ ધ વિશેની માન્યતા અને પરસ્પર થતી અસર વિશેની માન્યતાનો ખુલાસો કર્યો છે

પર તુ જો આપણે આત્મવાદી પ્રત્યેક દર્શનની માન્યતાના મૂળ સુધી જઈ સ્વત ત્રપણે વિચારીએ તો જણાયા વિના નહિ રહે કે વસ્તુત દરેક દર્શનમા અમૂર્ત આત્મા અને મૂત દ્રવ્ય કર્મસ્થાનીય કોઈ ને કોઈ વિજાતીય દ્રવ્ય યા તત્ત્વનો સ બ ધ જૈનદર્શન જેવો જ સ્વીકારાયેલો છે ભાષાભેદ, પ્રક્રિયાભેદ હોવા છતા દરેક આત્મવાદી દર્શનના મૂળમા ચેતન અમૂત અને અચેતન મૂર્તનો પરસ્પર પ્રભાવકારી સ બ ધ સ્વીકારાયો જ છે, કેમકે, તે વિના કોઈ દર્શન આગળ વધી શકતુ જ નથી દા ત પ્રથમ વેદાતદર્શન લઈએ મૂળે એક બ્રહ્મનુ નાનારૂપે સર્જન કે નાનારૂપે પ્રતિભાસ માનનાર પરિણામવાદી વેદાન્તીઓ કે વિવર્ત વાદી વેદાતીઓ બ્રહ્મની શક્તિ, લીલા, અવિદ્યા કે માયા રૂપે જે વસ્તુ સ્વીકારે છે અને જેને તેઓ અનિર્વચનીય કે વિલક્ષણ કહી દ્વન્દ્વમા પતાવે છે તે માયા કે અવિદ્યા ચેતન બ્રહ્મથી વિજાતીય હોઈ અચેતન જ છે, એટલુ જ નહિ, પણ તે એક પ્રકારનુ દ્રવ્ય છે તેથી જ તે જીવ અજીવરૂપ સમગ્ર સૃષ્ટિનુ ઉપાદાન યા નિમિત્ત બને છે અને તેને લીધે સૃષ્ટિ ઇન્દ્રિયગમ્ય પણ બને છે એ જ વિજાતીય તત્ત્વ મૂલાવિદ્યાને નામે જાણીતું છે, જે ખરી રીતે ભાવાત્મક એક વસ્તુ જ છે

સાખ્ય યોગદર્શનનુ પ્રકૃતિ દ્રવ્ય પ્રધાન તરીકે જાણીતુ છે તે અમૂર્ત અને ચેતન એવા પુરુષ કરતા વિજાતીય તેમજ ત્રિગુણાત્મક હોઈ મૂર્ત છે પ્રધાનનું કાય બુદ્ધિ તત્ત્વ એ પણ સાત્ત્વિક મૂત દ્ર ય છે પ્રત્યેક પુરુષનો પ્રધાન સાથે અને બુદ્ધિ તત્ત્વ સાથે સ બ ધ અનિવાર્ય છે એટલે સાખ્ય યોગદર્શનને પણ મૂર્ત અને અમૂર્તનો સ બ ધ અનિવાય પણે માનવો જ પડે છે

ન્યાય–વૈશેષિકદર્શન પણ પ્રત્યેક અમૂર્ત જીવ સાથે મૂર્ત મનનો સંબંધ માન્યા સિવાય કાંઈ ઉપપત્તિ કરી શકતાં નથી. એ જ સ્થિતિ પૂર્વમીમાંસકની છે. હવે રહ્યું બૌદ્ધદર્શન. તે અમૂર્ત નામ એટલે ચિત્ત અને મૂર્ત એવા રૂપનો વાસ્તવિક સંબંધ સ્વીકારીને જ આધ્યાત્મિક ચર્ચા કરે છે. આ રીતે પ્રત્યેક જૈનેતર દર્શનની આધ્યાત્મક પ્રક્રિયાનું ઊંડું નિરીક્ષણ કરતાં એટલી વસ્તુ સર્વસામાન્યપણે ફલિત થાય છે કે દરેક આધ્યાત્મિક ચેતન એવા અમૂર્ત તત્ત્વ સાથે અચેતન એવા મૂર્ત દ્રવ્યનો સંબંધ સ્વીકારે જ છે, જે જૈનદર્શનસંમત પૌદ્ગલિક કે મૂર્ત કર્મ અને અમૂર્ત આત્માના સંબંધ જેવો જ છે.

આ પ્રમાણે બધાં જ આત્મવાદી દર્શનોમા મૂર્તામૂર્ત (જડ–ચેતન) સંબંધની માન્યતા કોઈ ને કોઈ રૂપે સમાન હોવા છતાં જાણે માત્ર જૈનદર્શન જ પૌદ્ગલિક મૂર્ત કર્મનો અમૂર્ત આત્મા સાથે સંબંધ સ્વીકારતુ હોય અને બીજું કોઈ તેમ ન માનતુ હોય એવી માન્યતા રૂઢ થવાનુ કારણ એ છે કે જૈનદર્શને પૌદ્ગલિક કર્મનુ સ્વરૂપ એટલા લખાણથી અને એટલી વિવિધતાથી તેમજ એટલી સ્થૂળ દલીલોથી વર્ણવ્યું છે કે તેને વાંચનાર હરકોઈના મન ઉપર મુખ્ય છાપ એ જ પડે કે જૈનદર્શન મૂર્ત કર્મની માન્યતામા જ રચ્યુપચ્યુ છે. તેથી ઊલટું, બીજાં દર્શનોના કર્મસંબંધી વર્ણનમા જ્યાં જુઓ ત્યા એક જ આશય તરતો જણાશે કે કર્મ એટલે વાસના, સંસ્કાર કે અજ્ઞાન જેવા અમૂર્ત ભાવો જ્યા જ્યા દર્શનાન્તરના વર્ણનમાં એવા અમૂર્ત ભાવોની ઉપપત્તિ માટે કોઈને કોઈ દ્રવ્યની કે સ્વતંત્ર પદાર્થની કલ્પના કરવી પડી છે ત્યા ત્યા તેમણે એવા પદાર્થને કર્મ નામે ન ઓળખાવતા બીજા જ કોઈ મૂલાવિદ્યા, માયા, શક્તિ, લીલા, પ્રધાન, બુદ્ધિ, મન કે રૂપ જેવા નામોથી ઓળખાવેલ છે. આથી બધાં દર્શનોની એક પ્રકારે સમાન માન્યતા હોવા છતા એની સમજણ

અધૂરી રહે છે એ જ અધૂરી સમજણને ધ્યાનમા રાખી ગ્રથકારે ગા ૫૯ મા સમાધાન કર્યું છે

અત્યાર લગી મૂર્ત કર્મ અને અમૂર્ત આત્માના સબધની વાત થઈ, પણ કર્મના વિચારમા એ એક સ્થૂળ બાજુ છે એની સૂક્ષ્મ બાજુ એ ભાવ કર્મ છે અજ્ઞાન, મોહ, અવિદ્યા અને તેમાથી નીપજતા રાગ-દ્વેષ એ બધા પરિણામો ભાવ કર્મ છે આવા ભાવ કર્મ દરેક દર્શને સ્વીકાર્યા છે એ જુદી વાત છે કે કોઈ એને આત્મગત કહે, કોઈ બુદ્ધિગત કહે, કોઈ અ ત કરણગત કહે કે કોઈ ચિત્તગત કહે આ તો તે તે દર્શનની પરિભાષાનો અને વિચારસરણીનો પ્રશ્ન છે તેથી જ્યારે ગ્રથકારે એમ કહ્યુ કે કર્મનો સબધ મિથ્યાદષ્ટિ અને કષાય આદિથી થાય છે ત્યારે તેમણે સર્વદર્શ સાધારણ માન્યતા જ રજૂ કરી છે એમ સમજવુ

છઠ્ઠા મુદ્દા વિશે કાઈક વિગતે ખુલાસો કરવો જરૂરી છે ગાથા ૧૧ની સમજૂતીમા બધ મોક્ષના ઉપચરિત-અનુપચરિતપણા બાબત થોડીક દાર્શનિક ચર્ચા તો કરવામા આવી જ છે અને તેનો સહેજ વિસ્તાર કરી સમજાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે ચેતનના કૂટસ્થનિત્યત્વ અર્થાત્ અપરિણામિત્વને મક્કમપણે વળગી રહેનાર એક તો છે પુરુષબહુત્વવાદી સાખ્ય યોગદર્શન અને બીજુ છે પુરુષૈકત્વ યા બ્રહ્મૈકત્વવાદી કેવલાદ્વૈતદર્શન આ બને દર્શનની વિચાર ધારા એવી છે કે તે બધ અને મોક્ષના સ્વરૂપનો તથા તેના કારણોનો પૂરો અને સ્પષ્ટ વિચાર તો કરે છે, પણ એ બધ મોક્ષનો તથા તેના કારણનો પુરુષ યા બ્રહ્મ સાથે કશો જ વાસ્તાવક સબધ ઘટાવવાની વિરુદ્ધ છે તેથી તેમને પોતપોતાની વિચારસરણી મુજબ બધ મોક્ષ અને તેના કારણ કા તો પ્રધાનગત યા બુદ્ધિગત અને કા તો માયિક અ ત કરણગત માનવા પડે છે તે જ સાથે પુરુષ અને બ્રહ્મમા જે બધ મોક્ષ વ્યવહારાતા હોય તો તેને ઔપચારિક કે અવાસ્તવિક કહી હરકોઈ રીતે તેના અલિપ્તપણાને

યુક્તિથી સાચવી લે છે. જો કે ન્યાય-વૈશેષિકદર્શન પણ આત્માને ફૂટસ્થનિત્ય તો કહે છે, છતાં તેમાં બંધ-મોક્ષ અને તેના કારણોનું અસ્તિત્વ અનુપચરિત અર્થાત્ વાસ્તવિકરૂપે માને છે. ફૂટસ્થનિત્યપણું માનવુ અને બંધ-મોક્ષ આદિ અનુપચરિત માનવા એ દેખીતા કે શાબ્દિક વિરોધનો પરિહાર તે દર્શન ગુણ-ગુણી કે ધર્મ-ધર્મીનો ભેદ સ્વીકારીને કરે છે. તે કહે છે કે મિથ્યાજ્ઞાન, રાગ, દ્વેષ આદિ તેમજ સમ્યગ્જ્ઞાન આદિ ગુણો એ આત્માના છે, પણ તેનાથી જુદા છે એટલે તેના ઉત્પાદ-વિનાશને લીધે કાંઈ આત્માની ફૂટસ્થનિત્યતામાં બાધ આવતો જ નથી. વેદાન્તદર્શનની જે રામાનુજ, મધ્વ કે વલ્લભ આદિ શાખાઓ છે તે બધી કેવલાદ્વૈતની પેઠે ફૂટસ્થનિયતાને કટ્ટરપણે વળગી નથી રહેતી, એટલે ભેદ કે પરિણામનો આશ્રય લઈ છેવટે જીવોમા બંધ-મોક્ષ અને તેનાં કારણોનાં અસ્તિત્વને ઉપચરિત ન માનતાં જૈનદર્શનની પેઠે અનુપચરિત જ માને છે. બૌદ્ધદર્શન ફૂટસ્થ-નિત્યત્વ તેમજ પરિણામિનિત્યત્વનો વિરોધ કરે છે અને ક્ષણ-વાદ સ્વીકારે છે. તેમ છતા તે સંતતિનિત્યત્વવાદી છે. એટલે તેને પણ સંતતિમાં બંધ-મોક્ષ અને તેનાં કારણોની વાસ્તવિકતા સ્વીકારવામા કશો જ બાધ આવતો નથી.

## પ્રસ્તુત દોષોનુ સ્વરૂપ અને તે વિશેના ચિંતનની વિધિ વગેરે

तत्थाभिस्संगो खलु रागो अप्पीइलक्खणो दोसो ।
अन्नाणं पुण मोहो को पीडइ मं दढमिमेसिं ॥ ५९ ॥
नाऊण तओ तव्विसय-तत्त-परिणय-विवाग-दोसे त्ति ।
चिंतेज्जाऽऽणाइ दढं पइरिक्के सम्मसुवउत्तो ॥ ६० ॥
गुरु-देवया पमाणं काउं पउमासणाइठाणेणं ।
दंसमसगाइ काए अगणंतो तग्गयऽज्झप्पो ॥ ६१ ॥

गुरुदेवयाहि जायइ अणुग्गहो अग्गियरस सो सिद्धी ।
एसो य तन्निमित्तो तहाऽऽयभावाओ विन्नेओ ॥ ६२ ॥
जह चेव मतरयणाइएहिं विहिसेवगस्स भव्वस्स[34] ।
उवगाराभावम्मि वि तेसिं होइ त्ति नह एमो ॥ ६३ ॥
ठाणा कायनिरोहो तक्कारीसु बहुमाणभावो य ।
दसा य अगणणम्मि वि वीरियजोगो य इट्ठफलो ॥ ६४ ॥
तग्गयचित्तस्स तहोवओगओ तत्तभासण होइ ।
एय एत्थ पहाण अग खलु इट्ठसिद्धीए ॥ ६५ ॥
एय खु तत्तनाण असप्पवित्ति–विणिवित्तिसजणग ।
थिरचित्तगारि लोगदुगसाहग विंति समयन्नू ॥ ६६ ॥
थीरागम्मी तत्त तासिं चिंतेज्ज सम्मबुद्धीए ।
[35]कलमलगमससोणियपुरीसककालपाय ति ॥ ६७ ॥
रोगजरापरिणाम नरगाइविवागसगय अहवा ।
चलरागपरिणय जीयनामणविवागदोस त्ति ॥ ६८ ॥
अत्थे रागम्मि उ अज्जणाइदुक्खसयसकुल तत्त ।
गमणपरिणामजुत्त कुगइविवाग च चिंतेज्जा ॥ ६९ ॥
दोसम्मि उ जीवाण विभिन्नय एव पोग्गलाण च ।
अणवट्ठिय परिणइ विवागदोस च परलोए ॥ ७० ॥

---

૨૪ भवस्स પાઠ પ્રતિમાં છે તે અર્થદૃષ્ટિએ બરાબર નથી

૩૫ સાખ્યકારિકા (૪૩)ની પેઠે જૈન પ્રાકૃત ગ્રંથોમાં કલલ શબ્દ તો પ્રયોજાયેલો છે જ પરંતુ તે ઉપરાંત 'કલમલ' શબ્દ પણ જૈન પ્રાકૃત ગ્રંથોમાં પ્રયુક્ત છે (જુઓ પાઇઅસદ્દમહણ્ણવો તથા અર્ધમાગધી કોશ)

चिंतेज्जा मोहम्मी ओहेणं ताव वत्थुणो तत्तं ।
उप्पाय-वय-धुवजुवं अणुहवजुत्तीए सम्मं ति ॥ ७१ ॥
नाभावो च्चिय भावो अइप्पसंगेण जुज्जइ कया वि ।
न य भावोऽभावो खलु तहासहावत्तभावाओ ॥ ७२ ॥
एयस्स उ भावाओ निवित्ति–अणुवित्तिजोगओ होंति ।
उप्पायाई नेयं अविकारी अणुहवविरोहो ॥ ७३ ॥
आणाए चिंतणम्मी तत्तावगमो निओगओ होइ ।
भावगुणागरबहुमाणओ य कम्मक्खओ परमो ॥ ७४ ॥
पइरिक्के वाघाओ न होइ पाएण जोगवसिया य ।
जायइ तहा पसत्था हंदि अणब्भत्थजोगाणं ॥ ७५ ॥
उवओगो पुण एत्थं विन्नेओ जो समीवजोगो त्ति ।
विहियकिरियागओ खलु अवितहभावो उ सव्वत्थ ॥ ७६ ॥
एवं अब्भासाओ तत्तं परिणमय चित्तथेज्जं च ।
जायइ भावाणुगामी सिवसुहसंसाहगं परमं ॥ ७७ ॥

અર્થ—તેમાં (દોષોમાં) રાગ એ આસક્તિ છે, દ્વેષ અપ્રીતિરૂપ છે અને મોહ એ અજ્ઞાન છે. ‘આમાંથી મને દૃઢપણે કયો પીડે છે’ એ જાણી –, સમજી તે દોષોના વિષયોનું સ્વરૂપ, પરિણામ અને વિપાકદોષોનુ એકાંતમાં એકાગ્ર થઈને શાસ્ત્રાનુસાર સમ્યક્‌પ્રકારે ચિંતન કરવું. (૫૯–૬૦) તે આ રીતે :—

ચિંતનીય વિષયોમાં મન પરોવીને અર્થાત્ અંતર્મુખ થઈને ગુરુ તથા દેવતાની સાક્ષીએ શરીર પર થતા ડાંસ,

મચ્છર વગેરેના ઉપદ્રવોને ગણકાર્યા સિવાય તેમ જ પદ્માસન વગેરે આસન લઈ ચિંતન કરવું (૬૧)

ગુરુ ને દેવતા થકી અનુગ્રહ થાય છે ને તેથી આરંભેલ કાર્યની સિદ્ધિ થાય છે એ અનુગ્રહ ગુરુ દેવતાના નિમિત્તથી તેમજ આત્માના પરિણામથી થાય છે એમ સમજવુ (૬૨)

જેવી રીતે મંત્ર, રત્ન વગેરેને પોતાને લાભ ન થવા છતા વિધિપૂર્વક તેની સેવા કરનાર ભવ્ય – યોગ્ય જીવને ઉપકાર થાય છે, તેવી રીતે અહીં સમજવુ, અર્થાત્ ગુરુ દેવતાને પોતાને ઉપકાર ન થવા છતા તેના નિમિત્તે તેના યોગ્ય ઉપાસકને લાભ થાય જ છે (૬૩)

સ્થાન અર્થાત્ આસનબંધથી શરીરની ચેષ્ટાનો અવરોધ થાય છે, તે કાયનિરોધ કરનાર પ્રત્યે બહુમાન પ્રગટે છે અને જીવજંતુના દુઃખને ન ગણકારવામા ઇષ્ટ ફળ આપનાર વીર્યયોગ અર્થાત્ શક્તિનો ઉલ્લાસ પ્રગટે છે (૬૪)

ચિંતનીય વિષયમા દત્તચિત્ત હોય તેને તેવા એક જ પ્રકારના ઉપયોગને લીધે વસ્તુનુ વાસ્તવિક સ્વરૂપ ભાસે છે એ જ સત્ય ભાન આ યોગમાર્ગમા ઇષ્ટસિદ્ધિનુ મુખ્ય અંગ છે (૬૫)

એ જ તત્ત્વજ્ઞાન મિથ્યાપ્રવૃત્તિથી નિવૃત્તિ કરાવનારુ, ચિત્તને સ્થિર કરાવનારુ તેમજ આ અને પર બન્ને લોકમા ઉપકારક છે એમ શાસ્ત્રો કહે છે (૬૬)

સ્ત્રીમા રાગ હોય તો ધ્યાતા મધ્યસ્થબુદ્ધિથી એ રીતે

ચિંતવે કે આ કલેવર ઉદરમળ, માંસ, રુધિર, પુરીષ ને હાડપિંજરનું બનેલું છે. (૬૭)

એ જ રીતે તે કલેવર રોગ ને જરામાં પરિણામ પામનારું, નરક આદિ કટુક વિપાકને આપનારું ને ચંચળ રાગમાં પરિણામ પામે એવું છે; એટલુ જ નહિ, પણ અંતે જીવનનો નાશ કરાવનાર વિપાકદોષ પણ એમાંથી સંભવે છે. (૬૮)

જો અર્થમાં રાગ થાય તો તેનુ તત્ત્વ એ રીતે ચિંતવવું કે તે ઉપાર્જન–રક્ષણ આદિ અનેક દુઃખોથી સંકુલ, વિનાશપર્યવસાયી ને દુર્ગતિરૂપ ફળ આપનાર છે. (૬૯)

જો દ્વેષભાવ હોય તો ધ્યાતા ચિંતવે કે જડ ને ચેતન ભિન્ન છે, તેમનું પરિણામ અસ્થિર છે અને પરલોકમાં એ દ્વેષનો વિપાક અનિષ્ટ છે. (૭૦)

મોહના વિષયમાં ધ્યાતા પ્રથમ વસ્તુનું સ્વરૂપ સમ્યક્-પણે અનુભવ અને યુક્તિથી સામાન્ય રીતે એમ ચિંતવે કે તે ઉત્પાદ, વિનાશ ને ધ્રૌવ્યયુક્ત છે. (૭૧)

અતિપ્રસંગને લીધે અભાવ એ ભાવરૂપ ઘટી શકે નહિ. તે જ રીતે ભાવ પણ અભાવરૂપ ન જ ઘટી શકે, કારણ કે વસ્તુનો સ્વભાવ જ તે પ્રકારનો છે. (૭૨)

વસ્તુમાં પારમાર્થિકરૂપે નિવૃત્તિ અને અનુવૃત્તિનો સંબંધ હોવાથી અર્થાત્ દરેક વસ્તુમાં કાંઈક ફેરફાર થતો હોવા છતાં કાંઈક તત્ત્વ કાયમ રહેતું હોવાથી ઉત્પાદ-વિનાશ–સ્થિરતા એ ત્રણ હોય જ છે. કેવળ અવિકારી એટલે

કે કોઈ પણ ફેરફાર વિનાની એવી કૂટસ્થ વસ્તુ માનવી એ તો અનુભવવિરુદ્ધ છે (૭૩)

શાસ્ત્રાનુસાર ચિંતન કરવાથી તત્ત્વનો બોધ અવશ્ય થાય છે અને ગુણસમુદાયનુ ભાવથી બહુમાન કરવાથી ઉત્કૃષ્ટ કર્મક્ષય થાય છે (૭૪)

જે યોગના અભ્યાસી ન હોય એવાઓને એકાંતમા ચિંતન કરવાથી મોટે ભાગે કોઈ વ્યાઘાત – વિક્ષેપ આવતો નથી ઊલટુ, એથી તો પ્રશસ્ત એવા યોગ પર ખરેખર કાબૂ સાધે જ છે (૭૫)

અહીં 'ઉપયોગ' પદનો 'ઉપ = સમીપ અને યોગ = વ્યાપાર' એવો અર્થ લેતા શાસ્ત્રવિહિત ક્રિયામા અને સર્વત્ર અવિતથ – સાચો ભાવ રાખવો એમ ફલિત થાય છે (૭૬)

આ રીતે અભ્યાસથી ભાવાનુસારી તત્ત્વપરિણતિ અને ઉત્કૃષ્ટ ચિત્તસ્થૈર્ય પ્રાપ્ત થાય છે, જે પરમ મોક્ષસુખના સાધક બને છે (૭૭)

સમજૂતી—ગા ૫૮ થી ૫૮ સુધીમા પ્રાસ ગિક ચર્ચા કરી ગ્રંથકારે યોગમાર્ગના ઉમેદવાર માટે એની સાધનાના પ્રકાર લેખે બે તરેહની ભાવના—વિચારણા—ચિંતનનું સ્વરૂપ દર્શાવ્યુ છે તેમાથી પહેલા પ્રકારની ભાવનાને લગતુ વક્તવ્ય ગાથા ૫૯ થી ૬૭ સુધીમા આવે છે, જ્યારે બીજા પ્રકારની ભાવનાને લગતુ વક્તવ્ય ૬૮ થી ૮૦ સુધીમા આવે છે પહેલા પ્રકારની ભાવનાનું નિરૂપણ કરતાં ગ્રંથકાર પ્રથમ રાગ, દ્વેષ અને મોહનું સ્વરૂપ દર્શાવી કહે છે કે સાધકે એ દોષોમાથી કયો દોષ સબળપણે કે પ્રધાનપણે પોતાને દબાવે છે એ સમજી લેવું અને ત્યારબાદ જ તેણે એ દોષો

વિશે ઊંડુ ચિંતન કરવુ. એ ચિંતન કઈ કઈ રીતે કરવુ એનું તાદશ ચિત્ર સાધક સમક્ષ રજૂ કરવાની દૃષ્ટિથી ગ્રંથકારે તેને લગતા અગત્યના મુદ્દાઓનુ વિવરણ કર્યુ છે જે ૬૭મી ગાથા સુધી ચાલે છે. તે આ પ્રમાણે: ગુરુ ને દેવતાની સાક્ષીએ પદ્મા-સન આદિમાંથી કોઈ પણ આસન વાળી એકાંતમાં બેસવુ અને ડાંસ, મચ્છર જેવાં જંતુઓના ઉપદ્રવને ગણકાર્યા સિવાય ચિંત્ય વિષયમા લીન થઈ અને યથાવત્ ઉપયોગ રાખી શાસ્ત્રાનુસાર રાગ, દ્વેષ અને મોહના વિષયોનુ સ્વરૂપ, તેના પરિણામો અને તેના વિપાકદોષો એ બધાંનુ સ્થિર અને યથાવત્ ચિંતન કરવુ.

ગુરુ કે દેવતાને સાક્ષી રાખવાથી શો લાભ અને તે લાભમાં સાધકનુ પોતાનુ કર્તૃત્વ કેટલુ અને ગુરુ-દેવતાનુ કર્તૃત્વ કેટલુ એ વસ્તુ ગ્રંથકારે ગાથા ૬૨-૬૩મા નિરૂપી છે. તે કહે છે કે સાધક ચિંતન કરતી વખતે ગુરુ કે દેવતાને સાક્ષીરૂપે સામે રાખે તો તેઓનો અનુગ્રહ પામે અને તેથી ઉદ્દિષ્ટ વસ્તુની સિદ્ધિ થાય. આ મુદ્દાનુ સ્પષ્ટીકરણ કરતાં ગ્રંથકાર કહે છે કે સાધક ઉપર અનુગ્રહરૂપ જે અસર થાય છે તેમા ગુરુ ને દેવતા તો માત્ર નિમિત્ત – બહિરંગ કારણ છે, જ્યારે એ અસરનુ મુખ્ય – અંતરંગ કે ઉપાદાન કારણ તો એની પોતાની સમુચિત ભાવશુદ્ધિ છે. જેમ કોઈ યોગ્ય માણુસ મંત્ર કે ચિંતામણિ રત્ન જેવી ફળપ્રદ મનાતી વસ્તુઓની વિધિપૂર્વક ઉપાસના કરે છે ત્યારે એ ઉપા-સક દ્વારા તે મંત્ર આદિને કશો લાભ નથી થતો, તેમ છતાં તે મંત્ર આદિ દ્વારા યોગ્ય ઉપાસકને ઇષ્ટ લાભ થાય જ છે. તેમ ધ્યાનપરાયણ વ્યક્તિ ગુરુ કે દેવતાને સાક્ષી રાખી ચિંતન કરે તો તેના દ્વારા ગુરુ-દેવતા પર કશો ઉપકાર નથી થતો, છતાં ઉપાસકને તો તેનાથી લાભ થાય જ છે; અર્થાત્ ગુરુ-દેવતાને સાક્ષી રાખી ચિંતન કરનારના આત્મામા કોઈ એવો સાત્ત્વિક યા શુભ ભાવ પ્રગટે છે કે તેનાથી તે પોતાના ઇષ્ટની સિદ્ધિ નજીક જલદી

પહોચે છે પાતજલ યોગશાસ્ત્રમા ઈશ્વરના જપથી વિઘ્ન દૂર થવાની તેમજ સ્વરૂપલાભ થવાની જે વાત કહી છે તે જ અત્રે ગ્રથકારે ગુરુ દેવતાને નામે કહી છે[૩૬]

ધ્યાન કે ચિંતન કરતી વખતે આસન વાળી બેસવુ અને ત્યારે પણ ડાસ જેવા જતુઓના ઉપદ્રવોને ન ગણકારવા એમ જે ધ્યાનવિધિરૂપે કહ્યુ છે તે શા માટે યા તેનાથી શો લાભ એ દર્શાવતા ગ્રથકાર કહે છે કે અનેક આસનો પૈકી જે આસન સાધકને વધારે માફક હોય યા જે આસને ઘારેલ વખત સુધી બેસી રહેવામા કટાળો આવતો ન હોય તેવા સાધેલ અને સ્થિર સુખ આસને બેસવામા પહેલો લાભ કાયનિરોધ છે, એટલે કે, સાધક પોતાના શરીરની હિલચાલ ઉપર કાબૂ મેળવી શકે છે ને અડગપણું સધાય છે શરીરનુ અડગપણુ સિદ્ધ કરવુ એ મુશ્કેલ છે એ સિદ્ધ થતાં એને મુશ્કેલીના વિજયનુ મૂલ્ય સમજાય છે આથી સાધકના મનમા આસન સિદ્ધ કરી અડગપણે ધ્યાન કરનાર પ્રત્યે બહુમાનનો ભાવ પણ પ્રગટે છે એ જ રીતે અડગપણું સધાતા જે જતુઓના ઉપદ્રવમા પણ અક્ષુબ્ધ રહેવાની વૃત્તિ પ્રગટે છે તે સાધકનો એક વીર્યયોગ છે વીર્યયોગ એટલે પુરુષાર્થ દાખવવો ને તેમા ગમે તેવા વિઘ્ન આવે છતાં પાછા ન પડવુ ને આવી સ્થિરતા અનેક ધારેલ પરિણામો નિપજાવે છે તેથી જ યોગીઓની પરપરા આસનસિદ્ધિ અને પરીષહજય ઉપર ભાર આપતી આવી છે એની નોંધ પતજલિએ (સૂત્ર ૨ ૪૬-૪૮) પણ લીધી છે

ધ્યાન સમયે ચિંત્ય વિષયમા લીન થઈ ચિંતન કરવુ એમ જે પ્રથમ સામાન્ય સૂચના કરી છે તેની ખાસ અગત્ય સમજાવવા ગ્રથકાર તેનાથી થતા લાભનો અને બીજા લાભોની સર

૩૬ तज्जपस्तदर्थभावनम् ।' 'ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च । (१ २८-२९)

ખામણીમાં તે લાભની મુખ્યતાનો નિર્દેશ કરતાં કહે છે કે સાધક ધ્યાન વખતે પોતાનું ચિત્ત માત્ર ચિંત્ય કે ધ્યેય વિષયમાં જ પરોવી રાખે કે એકાગ્ર કરે તો એનો ઉપયોગ—જાગૃતિ એ જ વિષયમાં રહે છે અને એથી સાધકને ચિંતનીય વિષયના ખરા સ્વરૂપનું ભાન ઉદય પામે છે. આધ્યાત્મિક સાધનાના ક્રમમાં જો કોઈ મુખ્ય, પ્રધાન કે અનિવાર્યપણે આવશ્યક એવું ઉપકારક અંગ કે સાધન હોય તો તે તત્ત્વના ખરા સ્વરૂપનું ભાન થવું એ જ છે. સાંસારિક વેદનાઓની વટમાળ મૂળે તો તત્ત્વના મિથ્યાજ્ઞાન કે અજ્ઞાનને આભારી છે. એવા મૂળગત આધ્યાત્મિક મિથ્યાજ્ઞાન, વિપર્યાસ કે ભ્રમને નિવારવાનો એકમાત્ર ઉપાય એ તત્ત્વના યથાર્થસ્વરૂપના ભાનમાં છે, અને આવું ભાન ચિંત્ય તત્ત્વમાં લીન કે એકાગ્ર થયા સિવાય કદી લાધતું નથી. એકાગ્રતા એ જ તે તે વિષયની જાગૃતિ છે. જયારે ચિત્ત એકાગ્રતાથી ચિંત્ય વિષયમાં જાગૃત થાય ત્યારે તેના ઉપરનું મિથ્યા-આવરણ આપોઆપ સરવા લાગે છે. એને લીધે સાધક ચિંત્ય વિષયના વાસ્તવિક સ્વરૂપનું ભાન કરવા પામે છે.

વસ્તુસ્વરૂપના યથાર્થ ભાનથી જે ત્રણ મુખ્ય લાભો થાય છે તે પણ ગ્રંથકાર દર્શાવે છે. જયારે ચેતના અને જીવ જેવી આધ્યાત્મિક વસ્તુનું ખરું ભાન પ્રગટે ત્યારે તે નિંદ્ય કે હાનિકારક કોઈ પણ પ્રવૃત્તિ કરતાં સાધકને રોકે છે. તત્ત્વજ્ઞાનનું આ પ્રથમ અને સ્વાભાવિક પરિણામ છે. તત્ત્વજ્ઞાનથી બીજો લાભ એ થાય છે કે તેનાથી સાધકનું મન 'આ સાચું કે તે સાચું, આ ઠીક કે તે ઠીક' એવી વિકલ્પજાળ યા ડામાડોળ સ્થિતિ છોડી કર્તવ્ય-વિષયમાં સ્થિર અને સુનિશ્ચિત બને છે સ્થિરતાને લીધે ચિત્તની શક્તિ નિરર્થક ન વેડફાતાં સુરક્ષિત રહે છે ને તેનો વિનિયોગ વ્યવહાર કે પરમાર્થ બન્ને ક્ષેત્રમા તેમજ જન્મ-જન્માન્તરમાં એકસરખો ઉપકારક બને છે.

૬૦મી ગાથામા રાગ, દ્વેષ અને મોહના વિષયોનું સ્વરૂપ, તેના પરિણામો તથા તેના વિપાકદોષો સાધકે એકાતમા એકાગ્ર પણે ચિંતવવા એમ સામાન્ય રીતે સૂચવેલુ છે તેનું સ્પષ્ટીકરણ કરવા માટે ગ્રથકાર ઉદાહરણો આપી તે બધુ કેવી કેવી રીતે ચિંતવવુ એ દર્શાવતા પ્રથમ રાગના વિષય તરીકે જાણીતી બે બાબતો લઈ તે વિશે કહે છે—(૬૭-૬૮) ત્યાર બાદ દ્વેષના અને પછી મોહના વિષયને લઈ તે બાબત પણ ચર્ચે છે

આપણો સવ આમા ય અનુભવ એ છે કે પ્રાણીમાત્ર, વિશેષે કરી મનુષ્ય, કામસજ્ઞા અને પરિગ્રહસજ્ઞાથી મૂર્છિત બને છે આ બે સજ્ઞાઓ વારસાગત રીતે એટલી બધી પ્રબળપણે કામ કરતી હોય છે કે તેના વેગમા માણસ જે વસ્તુમા રાગી કે અનુરક્ત બન્યો હોય તેનુ ખરુ સ્વરૂપ, તેના પરિણામો અને એ તે ભોગવવાના વિપાકો એ બધુ ભૂલી જાય છે તેથી જે વસ્તુમાં કામસજ્ઞા અને અર્થસજ્ઞા ઉદ્ભવે છે તે જ વસ્તુ દાખલા તરીકે લઈ ગ્રથકાર તે બાબતમા કેમ ચિંતવવુ એ એક પદાર્થપાઠરૂપે સાધક સમક્ષ રજૂ કરે છે,

ગ્રથકાર કહે છે કે યોગમાર્ગનો ઉમેદવાર પુરુષ હોય ને તેનું મન પૂવસસ્કારવશ યા પરિસ્થિતિવશ કામાકુળ બને અને સ્ત્રી કે તેના બીજા કોઈ પણ કામતૃપ્તિના સાધન બાબી આકર્ષાય તો તે વખતે સાધકે આકપણના એ વિષયની બાબતમા સમબુદ્ધિથી—વિવેકબુદ્ધિથી ત્રણ બાબત ચિંતવવી એક તો એ આકર્ષક વિષયનું સ્વરૂપ બીજું તેનુ પરિણામ અને ત્રીજુ તેનો વિપાકદોષ સ્વરૂપનું ચિતન કરતાં સાધક એમ ચિતવે કે સુદર લાગતુ શરીર પણ છેવટે તો માત્ર કલમલગ-ઉદરમળ માસ, રક્ત આદિનુ બનેલુ છે તે ગમે તેટલું નીરોગી અને તારુણ્યસપન્ન હોય તો પણ તે કયારેક રોગગ્રસ્ત અને જરાજીર્ણ થવાનું એ જ રીતે તે ગમે તેવું છતા છેવટે અસ્થિર રાગમા પરિણમે છે શરીરમાં

આસક્ત બનેલ વ્યક્તિ જયારે તેની પાછળ ખુવાર થાય છે ત્યારે તેને વર્તમાન જન્મમાં અનેક કટુ વિપાકો ભોગવવા પડે છે; એટલુ જ નહિ, પણ જન્માંતરમાંય ભોગવવા પડે છે.

સાધક ધન આદિ પરિગ્રહ ભણી લલચાય ત્યારે ચિંતવે કે પરિગ્રહનુ સ્વરૂપ ઉપાર્જન, રક્ષણ વગેરેમાં આવી પડતાં સંકડો સંકટોથી સંકુલ હોય છે; તેનુ પર્યાવસાન છેવટે નાશમાં જ છે અને તેમા સેવેલી આસક્તિના પ્રમાણમાં તે દુર્ગતિનુ પણ નિમિત્ત બને છે.

જયારે સાધકના મનમા કોઈના પ્રત્યે એક અથવા બીજે કારણે દ્વેષ કે અપ્રીતિ ઊપજે ત્યારે તે અપ્રીતિના વિષયને લગતાં સ્વરૂપ આદિને ચિંતવે. કેટલીક વાર અપ્રીતિ કે દ્વેષ કોઈ જીવ પ્રત્યે આવિર્ભાવ પામે છે તો કેટલીક વાર જડ વસ્તુ પ્રત્યે પણ તે પ્રગટે છે. ગમે તે વસ્તુમાં દ્વેષ અનુભવાતો હોય તોય સાધકે ચિંતવવુ કે છેવટે તે વસ્તુ પોતાથી ભિન્ન છે, તેની સાથે પોતાને કોઈ કાયમી લેવાદેવા નથી. જેના પ્રત્યે દ્વેષ થતો હોય તે વસ્તુ અંતે તો અસ્થિર જ છે. એવી અસ્થિર વસ્તુ પ્રત્યે દ્વેષ કેળવવો તે અસ્થાને છે. દ્વેષનો સંસ્કાર ચિત્તમાં પોષાતો રહે તો છેવટે આ જન્મની પેઠે જન્માન્તરમાં પણ એ કટુક વિપાકનુ કારણ બને જ છે

વ્યવહારની ચાલુ ભાષામા મોહનો અર્થ આસક્તિ કે રાગ લેવાય છે, પણ શાસ્ત્રીય વ્યવહારમાં રાગ જુદો ગણાવાતો હોઈ મોહનો અર્થ અજ્ઞાન, સંશય કે ભ્રમરૂપે લેવાય છે. જયારે સાધકના મનમાં જડ કે ચેતન કોઈ પણ ચિંત્ય વસ્તુના સ્વરૂપ વિશે મોહ ઉદય પામે અર્થાત્ તેને ખરું સ્વરૂપ જાણવામાં મૂંઝવણ થાય ત્યારે તેણે વસ્તુમાત્રનુ સ્વરૂપ સામાન્ય રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય-યુક્ત છે એમ અનુભવ અને યુક્તિ—તર્ક કે અનુમાનથી યથાર્થપણે ચિંતવવું. સ્વાનુભવ અને યુક્તિ બન્ને પરસ્પર વિરુદ્ધ ન હોય

ત્યારે જ તે સવાદી બને છે અને વસ્તુના સ્વરૂપનિર્ણયમા ઉપયોગી થાય છે તેથી ગ્રથકારે બન્નેને સાથે સાકળી દર્શાવ્યુ છે કે અભાવ એ કદી ભાવ થતો નથી; અર્થાત્ જે વસ્તુ મૂળમા જ કોઈ રૂપે ન હોય તે સર્વથા નવી થતી નથી એવો આપણો જેમ રોજનો અનુભવ છે, તેમ યુક્તિ પણ તેનુ સમર્થન કરે છે જો સર્વથા શૂન્યમાથી તદ્દન નવવસ્તુનુ નિર્માણ માનવામા આવે તો કદી નહિ કલ્પાયેલી એવી અનેક મૌલિક નવી વસ્તુઓ પણ સર્જાય, પણ એવુ બનતુ નથી એ જ રીતે જે વસ્તુ સ્વયસિદ્ધ હોઈ મૂળથી જ અસ્તિત્વ ધરાવે છે તેનો સર્વથા અભાવ, લોપ કે નાશ થતો નથી, કેમકે સ્વતસિદ્ધ વસ્તુનો કોઈ ને કોઈ રૂપે અસ્તિત્વ ધરાવવાનો સ્વભાવ જ છે વસ્તુતત્ત્વનું આવુ સ્વરૂપ હોવાથી તેનું કોઈ ને કોઈ રૂપે સાતત્ય—અનુવર્તન અને કોઈ ને કોઈ રૂપે નિવૃત્ત—પરિવર્તન ચાલુ રહે છે, તેથી જડ-ચેતન વસ્તુમાત્રનુ સામાન્ય સ્વરૂપ ઉત્પાદ વ્યય ધ્રૌવ્યયુક્ત એવુ ફલિત થાય છે જગતમા કોઈ વસ્તુ એવી અનુભવાતી નથી જે સર્વથા વિકારરહિત યા પરિવર્તનશૂન્ય યા કૂટસ્થનિત્ય હોય

ગાથા ૬૦ મા સૂચવ્યુ છે કે ચિંતન શાસ્ત્રાનુસાર કરવુ અને તે પણ એકાન્ત સ્થાનમા અને વળી યથાવત્ ઉપયોગપૂર્વક ચિતન કે ભાવના માટેના આ ત્રણે મર્યાદાપાલનના લાભો અનુક્રમે ગાથા ૭૪ થી ૭૬ સુધીમાં દર્શાવવામા આવ્યા છે શાસ્ત્રને અવલબી વસ્તુસ્વરૂપના ચિતનનો પ્રારભ કરવામા આવે તો તેથી અવશ્ય તત્ત્વબોધ—સત્યનુ ભાન થાય, એટલુ જ નહિ, પણ તત્ત્વબોધ થતા તે તત્ત્વના પ્રરૂપક અને પારમાર્થિક ગુણોના ધારક એવા પુરુષ પ્રત્યે બહુમાન યા હાર્દિક આદર પ્રગટે ને પરિણામે અશ્રદ્ધા અને અજ્ઞાનમૂલક કર્મવાસનાનો ક્ષય પણ અવશ્ય થાય

જ્યારે વિવિક્ત કે વિજનસ્થાનમા બેસી ધ્યાન-ચિંતન કરવામા આવે ત્યારે મોટે ભાગે તેમા વ્યાઘાત કે વિક્ષેપ નથી

પડતો; એટલુ જ નહિ, પણ યોગના પ્રાથમિક અભ્યાસીઓને તેવા સ્થાનમા બેસી અભ્યાસ કરતાં યોગભૂમિકાઓ ઉપર સારો એવો કાબૂ પણ આવતો જાય છે.

'ઉપયોગ' શબ્દનો ભાવ તો તે તે વિષયમાં મનની જાગૃતિ સેવવી એ જ છે. તે એની વ્યુત્પત્તિમાંથી કેવી રીતે ફલિત થાય છે એ દર્શાવતાં ગ્રંથકાર કહે છે કે 'ઉપયોગ' પદમાં બે અંશ છે–'ઉપ' અને 'યોગ'. 'યોગ'નો અર્થ પ્રથમ કહેવામાં આવ્યો છે, 'ઉપ'નો અર્થ સમીપ છે. તેથી 'ઉપયોગ' શબ્દનો સળંગ અર્થ એ થયો કે 'યોગનુ સામીપ્ય' એનો જ વિશેષ ફલિતાર્થ એ થયો કે માનસિક, વાચિક, કાયિક એવા બધા જ જીવનવ્યવહારોમાં યોગની દૃષ્ટિએ જે જે કર્તવ્યનું વિધાન કરવામાં આવ્યુ હોય તે બધાં જ કર્તવ્યોમાં અસ્ખલિતપણે પ્રવર્તવું.

પહેલા સાધનના પ્રકાર લેખે બે જાતની ભાવના અર્થાત્ ચિંતનનો નિર્દેશ કરવામાં આવ્યો છે. એમાથી બીજી ભાવનાનું વર્ણન કર્યા પહેલા પહેલી ભાવનાના ઉપસંહારરૂપે તેનુ ફળ દર્શાવતા ગ્રંથકાર કહે છે કે ગાથા ૬૦ થી ૭૬ સુધીમાં જે રીતે ભાવના કરવાનુ કહેવામા આવ્યુ છે તે રીતે અભ્યાસ કરવાથી તત્ત્વનુ સ્વરૂપ અંતરમાં ઊતરે છે ને એથી ચિત્તમાં એવી સ્થિરતા પ્રગટે છે જે પરિણામે પરમાર્થલક્ષી અને મુક્તિપ્રદ નીવડે છે.

## ચિંતનનો બીજો પ્રકાર

अहवा ओहेणं चिय भणियविहाणाओ चेव भावेज्जा ।

सत्ताइएसु मित्ताइए गुणे परमसंविग्गो ॥ ७८ ॥

सत्तेसु ताव मेत्ति तहा पमोयं गुणाहिएसुं ति ।

करुणामज्झत्थत्ते किलिस्समाणाविणीएसु ॥ ७९ ॥

एसो चेवेत्थ कमो उचियपवित्तीए वन्निओ साहू ।

इहराऽसमंजसत्त तहा तहाऽठाणविणिओगा ॥ ८० ॥

અર્થ—અથવા શાસ્ત્રોક્ત વિધાનો પ્રમાણે જ સામાન્ય પણે પરમસવિસ્ન વ્યક્તિએ સત્ત્વ આદિમા મૈત્રી વગેરે ગુણોની ભાવના કરવી (૭૮)

પ્રથમ તો પ્રાણીમાત્રમા મૈત્રી, અધિક ગુણવાળામા પ્રમોદ–પ્રસન્નતા, દુખી પ્રત્યે કરુણા અને અવિનીત–અસાધ્ય પ્રત્યે માધ્યસ્થ્ય સેવવા (૭૯)

ઉચિત પ્રવૃત્તિનો ઉપર વર્ણવેલ આ ક્રમ યોગ્ય જ છે, અન્યથા, એટલે કે યોગ્ય વિષયમા ભાવનાનો વિનિયોગ ન કરતા ઊલટી રીતે ક્રમ લેવામા આવે તો, તેમા સુમેળ રહેતો નથી (૮૦)

સમજૂતી—આધ્યાત્મિક સાધકે બીજા પ્રકારની ભાવનામા ઉત્કટ મુમુક્ષુપણે સત્ત્વ આદિમા મૈત્રી આદિ ગુણોનુ પુન પુન પરિશીલન કરવુ એમ સૂચવવામા આવ્યુ છે તે કેવી રીતે કરવુ તે દર્શાવતા ગ્રથકાર યોગાનુભવીઓની સૂચનાને અનુસરી ભાવનાઓના વિષયો અને તેમા ભાવનીય ગુણોનો ફોડ પાડતા કહે છે કે પ્રાણીમાત્રમા મિત્રતાની ભાવના કરી મૈત્રી ગુણ કેળવવો, પોતાના કરતા ગુણમા જે શ્રેષ્ઠ કે ચડિયાતો હોય તેના પ્રત્યે પ્રસન્નતા કેળવી પ્રમોદ ગુણ સિદ્ધ કરવો, કલેશ કે દુખ પામતા પ્રાણીવર્ગનુ દુખ દૂર કરવાની વૃત્તિ કેળવી કરુણા ગુણ સાધવો અને જેને કોઈ પણ રીતે વિનયન કે સુસસ્કાર આપી ન શકાતો હોય એવા અવિનીત કે જડવર્ગ પ્રત્યે તટસ્થતા—સમજણ પૂર્વક ઉપેક્ષા કેળવી મધ્યસ્થતા ગુણ પોષવો

જીવન જીવતા સાધકે પ્રવૃત્તિ તો કરવાની રહે જ છે, પણ તે પ્રવૃત્તિ ઉચિતપણે કરાય તો જ સાધકતા ટકે અને વિકસે તેથી પ્રવૃત્તિની ઉચિતતાની કસોટી લેખે એ જાણવું જરૂરી છે કે સમસ્ત જીવવર્ગ પ્રત્યે કેવા દૃષ્ટિબિંદુથી સાધક વર્તે તો એનો

જીવનવ્યવહાર ઉચિત કહેવાય ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં ગ્રંથકાર કહે છે કે અમે ઉપર જે જે વિષયમાં જે જે ભાવના દ્વારા જે જે ગુણ કેળવવાનો ક્રમ દર્શાવ્યો છે ને જ ક્રમ યોગ્ય છે. એથી ઊલટા ક્રમે જો ભાવના ભાવવામાં આવે તો જીવનવ્યવહાર ઊલટો ડહોળાઈ જાય છે અને સાધકને પ્રગતિને બદલે અધોગતિ તરફ ધકેલે છે. દા. ત. પોતાના કરતાં કોઈને વધારે ગુણી જોઈ પ્રસન્ન થવાને બદલે તેના પ્રત્યે અદેખાઈ સેવવામા આવે યા કરુણા ઊપજે અથવા તટસ્થવૃત્તિ ધારણ કરવામાં આવે તો બીજાના ગુણોત્કર્ષમાથી આગળ વિકાસ સાધવાનો પદાર્થપાઠ શીખવાને બદલે ઊલટું પતન થાય. એ જ રીતે અવિનીત પ્રત્યે તટસ્થવૃત્તિ ધારણ કરવાને બદલે પ્રમોદભાવના કેળવવામાં આવે તો તેથી પોતાનામા જ એવી જડતા આવે. આ બધી વસ્તુ ધ્યાનમાં રાખીને જ દીર્ઘદર્શી અને આંતરિક શક્તિઓના વિકાસને હસ્તગત કરનાર અનુભવીઓએ કયો કયો ગુણ કયા કયા વિષયમાં કેવી કેવી ભાવના દ્વારા કેળવવાથી સમગ્ર જીવનચર્યાનુ સામંજસ્ય સચવાય છે તે દર્શાવ્યુ છે.

### આહારનો પ્રકાર અને વિધિ

साहारणो पुण विही सुक्काहारो इमस्स विन्नेओ।
अन्नत्थ ओयएसो सव्वासंपक्करी[37] भिक्खा ॥ ८१ ॥
वणलेवो धम्मेणं उचियत्तं तग्गयं निओगेण।
एत्थं अवेक्खियव्वं इहरा जोगो त्ति दोसफलो ॥ ८२ ॥

અર્થ—શુષ્ક આહાર એ પરમસંવિગ્ન માટે સાધારણ વિધિ છે, તેમજ સર્વસંપત્કરી ભિક્ષા પણ વિહિત છે. આ વિધિ અન્યત્ર ઉપદેશેલ છે. (૮૧)

---

૩૭ પ્રતિમા 'सव्वसवक्करी' એવો પાઠ છે, પણ માત્રા ઘટતી હોવાથી 'सव्वा' પાઠ રાખ્યો છે.

ભિક્ષા એ વ્રણલેપ જેવી છે એનુ ઔચિત્ય અહીં યોગમાર્ગમા ધર્મની દૃષ્ટિએ વિચારવુ જોઈએ, નહિ તો યોગ દોષમા જ પરિણમે (૮૨)

સમજૂતી—ગાથા ૮૦ સુધીમા જે વર્ણન આવ્યુ છે તેને મુખ્યપણે બે ભાગમા વહેંચી શકાય એક ભાગ યોગીને પોતાની સાધનામા અનિવાર્ય રીતે આવશ્યક એવા તત્ત્વજ્ઞાનને લગતો છે, જ્યારે બીજો ભાગ એ તત્ત્વજ્ઞાનને જીવનમા ઉતારવાના ક્રમ અને પદ્ધતિને લગતો છે સાધક યોગી એક દેહધારી અન્ય માનવ જેવો માનવ છે, તેથી તેને પણ દેહનુ ધારણ-પોષણ કરવુ પડે છે એવા ધારણ-પોષણ વિના દૈહિક જીવન શકય નથી બનતુ અને દૈહિક જીવન વિના આતરિક જીવનશુદ્ધિની સાધના પણ થઈ નથી શકતી તેથી યોગી માટે શરીરયાત્રા ચલાવવાના કેટલાક નિયમો એવા ઘડવામા આવ્યા છે કે જેને લીધે તેની શરીરયાત્રા ચાલે અને આતરિક જીવનશુદ્ધિની સાધનામા બાધા ન પડે આવા શયન, આસન, આહાર આદિને લગતા વિધિ નિયમો જુદી જુદી પરંપરાઓમા કાઈક અંશે જુદા જુદા મળી આવે છે, છતા એ બધી પરંપરાઓના આહાર-વિહાર-નિહારને લગતા વિધિ નિયમોનો સૂર એક જ છે કે તે નિયમો જીવનશુદ્ધિની સાધનાને પોષક હોવા જોઈએ ગ્રંથકાર જૈન પરંપરાને અનુસરી સાધકે જીવનયાત્રા કઈ રીતે ચલાવવી એનું ટૂંકમા સૂચન કરે છે ૩૮

૩૮ ગ્રંથકારે ભિક્ષાષ્ટક (અષ્ટક ૫)મા ભિક્ષાના સર્વસંપત્કરી પૌરુષઘ્ની અને વૃત્તિ એવા ત્રણ ભેદો કરી તેમા ભિક્ષાના સર્વપ્રકારોનો સમાવેશ સૂચવ્યો છે જેમાથી પહેલો ભેદ યતિની માટે ઉપાદેય છે અને તેને સર્વસંપત્કરી નામે ઓળખાવેલ છે આચારાગ દશવૈકાલિક આદિ આગમોમા અને ઉત્તરકાલીન અન્ય અનેક નાના મોટા ગ્રંથોમા ભિક્ષાને લગતા દોષ જાતિનુ વર્ણન મળે છે આપનારે કયા દોષો ટાળી ભિક્ષા આપવી લેનારે કયા દોષો ટાળી તે લેવી શું લેવુ કઈ રીતે

તે કહે છે કે યોગીને માટે દેહયાત્રા ચલાવવાની સર્વસાધારણ પ્રથા તો એ છે કે તેણે શુષ્ક—નીરસ આહાર લેવો. જે આહાર શરીર, ઇન્દ્રિયો અને મનને વિકૃત ન કરે તેને નીરસ જાણવો. શુષ્કાહાર લેવાની સામાન્ય પ્રથા હોવા છતા દરેક દેશ, દરેક કાળ અને દરેક સાધક વ્યક્ત માટે એકસરખું ધોરણ બાંધી ન શકાય. તેથી ગ્રંથકારે પોતે જ નિર્ગ્રંથ પરંપરામા ચાલ્યા આવતા આહાર આદિને લગતા બધા ઉત્સર્ગ-અપવાદરૂપ નિયમોનો અને સાધકના માનસનો વિચાર કરી ટૂંકમાં ભિક્ષાને લગતી બે મહત્ત્વની સૂચનાઓ કરી છે. તેમા પહેલી એ છે કે યોગીએ જે ભિક્ષા લેવી તેનું બાહ્યરૂપ ગમે તે હોય. છતા મૂળે તે સર્વસંપત્કરી હોવી જોઈએ. સર્વસંપત્કરીનો ભાવ એ છે કે તે ભિક્ષા સાધકના વર્તમાન અને ભાવી બન્ને જીવનને શ્રેય ભણી લઈ જનાર હોય, અર્થાત્ તેના જીવનને આધ્યાત્મિક દૃષ્ટિએ ઊર્ધ્વગામી બનાવનારી હોય એ જ રીતે એ ભિક્ષા આપનાર અને લેનાર બન્નેમાથી કોઈમાં દોષ પોષનારી ન હોય, પણ બન્નેને ગુણાવહ નીવડે તેવી હોય. બીજી સૂચના એ છે કે યોગીએ જે ભિક્ષા લેવી તે વ્રણલેપ જેવી હોય જેમ ગૂમડા કે કોલ્લાને મટાડવા માટે લેપ કરવામાં આવે છે ત્યારે તે લેપ ગમે તેટલો કીમતી, સુગંધી કે દેખાવમાં સુંદર હોય તોય કાંઈ વ્રણ ઉપર તેનો અનાવશ્યક લપેડો કરાતો નથી, માત્ર વ્રણશમન માટે આવશ્યક હોય તેટલો જ લેપ લગાડાય છે. તે જ રીતે ક્ષુધા, પિપાસા અને બીજી શરીરને લગતી જરૂરિયાતો એ એક વ્રણ જેવી છે. તેનું શમન ભિક્ષા દ્વારા કરવું; એટલે કે તે ભિક્ષા ક્ષુધા-પિપાસા જેવી અનિવાર્ય શારીરિક જરૂરિયાતો નિવારવા પૂરતી જ લેવાની હોય, સ્વાદ કે ભોગની દૃષ્ટિએ

---

લેવું, ક્યારે લેવું, કેટલુ લેવું વગેરે અનેક પ્રશ્નોનો વિસ્તૃત ખુલાસો જૈન ગ્રંથોમા છે. તે બધાનો સાર ગ્રંથકારે ભિક્ષાષ્ટકમાં આપતાં માત્ર સર્વસંપત્કરી ભિક્ષાને જ ઉપાદેય લેખી છે. એ જ ભિક્ષા વ્રણલેપકલ્પ કહેવાય.

તે લેવાની ન હોય આ રીતે યોગચર્યામાં ભિક્ષાનું ઔચિત્ય ધર્મની દૃષ્ટિએ અવશ્ય વિચારવું ઘટે જે ભિક્ષા આતંરિક ધર્મની પોષક હોય તે જ ઉચિત ભિક્ષા લેવા અને વાપરવાની બાબતમાં ધર્મની અર્થાત્ યોગપુષ્ટિની કસોટી એ જ મુખ્ય છે એ રીતે વર્તવામાં ન આવે તો યોગનું પરિણામ દોષપુષ્ટિમાં આવે

### યોગજન્ય લબ્ધિઓ અને તેનું ફળ

जोगाणुभावओ चिय पाय न य सोहणस्स वि य लाभो।
लद्धीण वि सपत्ती इमस्स ज वन्निया समए ॥ ८३ ॥
रयणाई ल्द्धीओ अणिमाईयाओ तह चित्ताओ ।
आमोसहाइयाओ तहा तहा जोगवुड्ढीए ॥ ८४ ॥
एईय एस जुत्तो सम्म असुहस्स खवगमो नेओ ।
इयरस्स बधगो तह सुहेणमिय मोक्खगामि त्ति ॥ ८५ ॥

અર્થ—યોગીને યોગના પ્રભાવથી પાપ—અશુભ કર્મ તો નથી જ બધાતું, ઊલટું શુભનો લાભ થાય છે, કારણ કે શાસ્ત્રમાં પણ લબ્ધિઓની પ્રાપ્તિ વર્ણવેલી છે (૮૩)

જેમ જેમ યોગવૃદ્ધિ થાય તેમ તેમ અનેક પ્રકારની રત્ન આદિ, અણિમા આદિ અને આમૌષધિ આદિ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે (૮૪)

યોગ્ય રીતે આ બધી લબ્ધિઓથી યુક્ત હોય તે જીવ અશુભ—પાપ કર્મનો ક્ષય કરનાર તેમજ શુભ—પુણ્ય કર્મનો ઉપાર્જન કરનાર જાણવો એ રીતે પુણ્ય દ્વારા તે મોક્ષગામી પણ બને છે (૮૫)

સમજૂતી—સાધક યોગમાર્ગમાં જેમ જેમ આગળ વધતો જાય તેમ તેમ તેના આતરિક અને બાહ્ય જીવનમાં કેટલીક

સિદ્ધિઓ અનાયાસે પ્રગટે છે. એ સિદ્ધિઓ વિભૂતિ, અભિજ્ઞા કે લબ્ધિને નામે જાણીતી છે. તેનુ સૂચન ગ્રંથકાર ત્રણ ગાથામાં કરે છે. તે કહે છે કે યોગના પ્રભાવે જીવનમાં પાપ અર્થાત્ દોષ પ્રવેશતા નથી; એટલુ જ નહિ, પણ સદ્ગુણોનો લાભ પણ થાય છે. આ તો જીવનની આંતરિક સિદ્ધિ થઈ. તે ઉપરાંત અનેક પ્રકારની બાહ્ય સિદ્ધિઓ પણ સાંપડે છે. પતંજલિએ અસ્તેયવ્રતની સ્થિરતાથી પ્રાપ્ત થતી સિદ્ધિ સર્વરત્નોપસ્થાનરૂપે (૨. ૩૭) વર્ણવી છે, તેમજ વિશિષ્ટ ભૂમિકામાં પ્રાપ્ત થતી અણિમા આદિ અનેક સિદ્ધિઓ અને વિભૂતિઓ પણ દર્શાવી છે. જન પરંપરામાં આમોસહિ આદિ ૨૮ લબ્ધિઓનુ વિસ્તૃત વર્ણન મળે છે. બૌદ્ધ પરંપરામાં પણ અભિજ્ઞા તરીકે એવી સિદ્ધિઓ વર્ણવાયેલી છે. (જુઓ પરિશિષ્ટ ૩.)

યોગવૃદ્ધિ સાથે જ વધતી જતી સિદ્ધિઓ ને લબ્ધિઓથી યુક્ત યોગી અપ્રમત્તપણે વર્તે ત્યારે જ તે પૂર્વસંચિત અશુભ-કર્મને ખપાવે છે ને નવાં કર્મ બાંધે તોય તે મુખ્યપણે શુભ કર્મને બાધે છે. શુભ કર્મ પણ એવા કે જેના વડે તે ક્રમે ક્રમે વિકાસ સાધતા અંતે સર્વકર્મક્ષયરૂપ મોક્ષ પામે છે

**શુભ, અશુભ અને શુદ્ધ ઉપયોગનુ સ્પષ્ટીકરણ**

આ સ્થળે અશુભ, શુભ અને શુદ્ધ ઉપયોગ વિશે કંઈક સ્પષ્ટીકરણ કરવુ જરૂરી છે, જેથી અશુભ કે શુભ કર્મના બંધનો ક્રમ અને ઉભયવિધ કર્મની નિર્જરાનો ક્રમ કંઈક સમજાય. જૈન પરંપરામાં અશુભ, શુભ ને શુદ્ધ એ ત્રણે વિશેષણો જેમ ઉપયોગ સાથે આવે છે તેમ અધ્યવસાય અને પરિણામ સાથે પણ આવે છે; જેમકે, શુભાશુભ ઉપયોગ અને શુદ્ધ ઉપયોગ, શુભાશુભ અધ્યવસાય ને શુદ્ધ અધ્યવસાય તેમજ શુભાશુભ પરિણામ અને શુદ્ધ પરિણામ. તેથી સામાન્ય રીતે એમ સમજી લેવુ કે ઉપયોગ અને અધ્યવસાય એ બન્ને પર્યાય છે. મૂળે ઉપયોગ

યા અધ્યવસાય બે પ્રકારના છે એક અશુદ્ધ ને બીજો શુદ્ધ જે રાગ, દ્વેષ અને મોહની મલિન છાયાથી અનુરંજિત યા વિકૃત હોય તે અશુદ્ધ ઉપયોગ તેથી ઊલટું, જેમા એવી છાયા યા વિકારનો સ્પર્શ પણ ન હોય તે શુદ્ધ ઉપયોગ રાગ, દ્વેષ, મોહની એવી છાયાજન્ય વિકૃતિથી સર્વથા મુક્તિ ન થાય ત્યાસુધીનો ઉપયોગ કષાયના તારતમ્ય પ્રમાણે કેટલેક અશે શુદ્ધ તો કેટલેક અશે અશુદ્ધ પણ હોવાનો જ્યારે કાષાયિક બળ—સક્લેશનુ બળ વધારે હોય ત્યારે શુદ્ધિની માત્રા ઓછી અને અશુદ્ધિની માત્રા વધારે હોવાની તેથી ઊલટું, સક્લેશનુ બળ જેમ જેમ ઘટે તેમ તેમ શુદ્ધિની માત્રા વધે અને અશુદ્ધિની માત્રા ઘટે આ રીતે એક જ ઉપયોગમા એક જ વખતે તારતમ્યથી શુદ્ધિ અને અશુદ્ધિ બને અશો હોય જ છે સસારી જીવનો કોઈ પણ ઉપયોગ એવો નહિ હોવાનો કે જે સર્વથા અશુદ્ધ જ હોય યા સપૂર્ણ શુદ્ધ જ હોય આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમનો પાયો જ એ છે કે અધ્યવસાયની અશુદ્ધિ ઘટતી જાય અને શુદ્ધિ વધતી જાય, એટલે કે સક્લેશનુ બળ ઉત્તરોત્તર ઓછુ થતુ જાય યા ક્ષય પામતુ જાય

સક્લેશવાળા અધ્યવસાય સક્લેશના પ્રમાણમા અશુદ્ધ કહેવાય છે એ ખરું, પણ એ અશુદ્ધિમાય તારતમ્ય હોય છે સક્લેશ કે કષાયનુ બળ વિદ્યમાન ને ક્રિયાશીલ હોય ત્યારે પણ તેનો વેગ સદા એકસરખો નથી રહેતો ક્યારેક તે વેગ તીવ્ર હોય છે તો ક્યારેક મદ જ્યારે તીવ્રતા વિશેષ હોય ત્યારે તે અશુદ્ધોપયોગ અશુભ-ઉપયોગ તરીકે વ્યવહારાય છે જ્યારે તે વેગ મદ પડે ત્યારે તે અશુદ્ધોપયોગ શુભ-ઉપયોગ તરીકે વ્યવહારાય છે સક્લેશને કઈ કક્ષા લગી તીવ્ર માનવો અને ક્યારથી મદ માનવો એનુ વિશ્લેષણ આધ્યાત્મિક પુરુષોએ માન આધ્યાત્મિક દૃષ્ટિથી કરેલુ છે તેઓની તીવ્રતા મદતા જાણવાની કસોટી એ છે કે જ્યારે જીવમા ભોગ સ ઉત્કટ હોય અને ભોગમુક્તિ પ્રત્યે

અણુગમો જ હોય ત્યારે સમજવું કે સંક્લેશબળ તીવ્ર છે. તેથી ઊલટું, જ્યારે ભોગમુક્તિ પ્રત્યે દ્વેષ કે અણુગમો ન રહે અને તે પ્રત્યે રુચિ જન્મે ત્યારે એ બળ મંદ પડ્યું છે એમ સમજવું. આ તો સંક્લેશબળ મંદ પડવાના પ્રારંભની એક સામાન્ય કસોટી થઈ, પરંતુ જ્યાલગી ઉપયોગ અશુદ્ધરૂપે પ્રવર્તમાન હોય ત્યાંલગી એમાં શુભતાની—કષાયમાંદ્યની માત્રા વિશેપ હોય તોય અશુભતાનો છેક અભાવ નથી જ હોતો. એટલે અશુભત્વ અને શુભત્વ બન્ને સાપેક્ષ હોઈ તે અશુદ્ધોપયોગમાં જ તારતમ્યથી રહે છે એમ સમજવુ જોઈએ. ઉપયોગ વિશેની આટલી સ્પષ્ટતા પછી તેને આધારે બંધાતા શુભાશુભ કર્મનો તેમજ ક્ષય પામતા કર્મનો ક્રમ સંક્ષેપમા જાણવાનુ પ્રાપ્ત થાય છે.

સંક્લેશની તીવ્રતાને લીધે અધ્યવસાય અશુભ હોય ત્યારે અશુભ કર્મોનો બંધ યા તો અશુભ સંસ્કારનુ નિર્માણ થાય છે એ ખરું, છતાં તે વખતેય અલ્પ પ્રમાણમા શુભ કર્મનો બંધ થાય જ છે. એ જ રીતે સંક્લેશનું બળ ઘટતાં જ્યારે સંક્લેશની મંદતાને લીધે ઉપયોગ શુભ બને છે ત્યારે શુભ કર્મનો બંધ વિશેષ પ્રમાણમા હોવા છતા અશુભ કર્મનો અલ્પાંશે પણ બંધ હોય જ છે. જેટલા પ્રમાણમાં કષાય અને સંક્લેશજન્ય વિકૃતિથી મુક્ત થઈ અધ્યવસાય શુદ્ધિ પામતો જાય છે તેટલા પ્રમાણમાં જીવનો ઇતર જીવો સાથે આત્મૌપમ્યભાવ વધારે સ્પષ્ટ થતો જાય છે અને તે જીવનમા ઊતરતો પણ જાય છે. તેમ છતાં ઉપયોગમાં કે પરિણામોમા રહી ગયેલી સંક્લેશજન્ય અશુદ્ધિને લીધે તે જીવ કોઈ ને કોઈ પ્રકારના શુભાશુભ કર્મનુ નિર્માણ પણ કરતો રહે છે. ઉત્ક્રાન્તિગામી જીવનું આ સામાન્ય સ્વરૂપ થયુ. પણ તેવા ઉત્ક્રાન્તિમાર્ગે પ્રવર્તતા જીવોમાંથી જેઓ સંયમની વિશિષ્ટ ભૂમિકામાં પહોંચ્યા હોય યા જેઓએ અહિંસા, સત્ય આદિ યમોને યથાર્થપણે જીવનમાં ઉતાર્યા હોય તેઓમાં એ વિશિષ્ટ સંયમના પરિણામ—

રૂપે કેટલીક સિદ્ધિઓ આવિર્ભાવ પામે છે જ્યારે તેવા મુક્તિગામી સાધક જીવો પ્રાપ્ત થયેલ સિદ્ધિઓમા પણ અનાસક્ત રહે છે અને તેવી સિદ્ધિ પ્રાપ્ત થયાનો તેમનામા લેશ પણ ગર્વ નથી હોતો ત્યારે તે એવી સિદ્ધિઓના પાશમા ન ફસાતા વિશેષ ઉત્ક્રાન્તિ કરે છે આવી જ ઉત્ક્રાન્તિના ક્રમને દર્શાવવા ગ્રંથકારે ગાથા ૮૫ મા કહ્યુ છે કે લબ્ધિ કે સિદ્ધિઓને પ્રાપ્ત થયેલ જીવ પ્રથમ તો અશુભ કર્મનો ક્ષય કરે છે અને પછી શુભ કર્મનો બંધ કરે છે, તેમજ મોક્ષ પણ પામે છે તેમના આ કથનનો સાર એ છે કે સંયમ, ધ્યાન અને અહિંસા જેવા સદ્ગુણોની પુષ્ટિથી પ્રગટ થયેલ વિભૂતિઓમા ન લોભાનાર સાધક અધ્યવસાયની શુદ્ધિના બળે પૂર્વબદ્ધ અશુભ કર્મનો કા તો ઉપશમ કરે છે અને કા તો ક્ષય કરે છે સાથે જ તે મંદ સંક્લેશના અસ્તિત્વને કારણે અશુદ્ધ છતા શુભ એવા ઉપયોગને લીધે શુભ કર્મ પણ બાંધે છે પરંતુ એવા ઉત્ક્રાંતિગામી જીવનો પરિણામ ઉત્તરોત્તર વધારે ને વધારે સંક્લેશથી મુક્તિ અનુભવનો હોવાથી તે છેવટે શુભ કર્મથી પ્રાપ્ત થતા સાધનોનો મોક્ષની દિશામા જ ઉપયોગ કરે છે અને અનુક્રમે સંક્લેશથી સર્વથા મુક્ત થઈ પૂર્ણ શુદ્ધ અધ્યવસાયનો સ્વામી બને છે

કાયિક આચાર કરતા માનસિક ભાવનુ ચડિયાતાપણુ

कायकिरियाए दोसा खविया मंडुक्कचुन्नतुल्ल त्ति ।
ते चेय भावणाए नेया तच्छारसरिस त्ति ॥ ८६ ॥
एवं पुन वि दुहा मिम्मयकणगकलसोवमं भणियं ।
अन्नेहि वि इह मग्गे नामविवज्जासभेएण ॥ ८७ ॥
तह कायपायणो न पुण चित्तमहिगिच बोहिसत्त त्ति ।
होंति तह भावणाओ आसयजोगेण सुद्धाओ ॥ ८८ ॥

एमाइ जहोचियभावणाविसेसाओ जुज्जए सव्वं ।
मुक्काभिणिवेसं खलु निरूवियव्वं सबुद्धीए ॥ ८९ ॥

અર્થ—કાયિક ક્રિયા દ્વારા ક્ષીણ કરાયેલ દોષો દેડકાના ચૂર્ણ સમાન સમજવા અને તે જ દોષો જ્યારે ઉત્કૃષ્ટ ભાવનાથી (અધ્યવસાયના બળે) ક્ષીણ થયા હોય ત્યારે તે દેડકાના ક્ષાર – ભસ્મ સમાન સમજવા. (૮૬)

એ જ રીતે અન્ય (બૌદ્ધ) શાસ્ત્રકારોએ પણ આ યોગમાર્ગમા નામમાત્રના ભેદથી પુણ્યને માટી ને સુવર્ણના કળશની ઉપમાથી બે પ્રકારે વર્ણવ્યુ છે. (૮૭)

બોધિસત્ત્વ એ કાયપાતી હોય, પણ ચિત્તપાતી નથી હોતો, કારણ કે તે પ્રકારના આશયને લીધે એની ભાવનાઓ શુદ્ધ હોય છે. (૮૮)

ઉપર કહેલ આ બધું યથોચિત ભાવનાની વિશેષતાને લીધે ઘટે છે. આ બાબતનુ અભ્યાસીએ પોતાની બુદ્ધિથી અભિનિવેશ – કદાગ્રહ છોડી નિરૂપણ કરવું. (૮૯)

સમજૂતી—શુભકર્મ યા પુણ્યકર્મને બાધનાર સાધક જ્યારે તેવા કર્મથી પ્રાપ્ત થનાર સાધનોના ઉપયોગ મોક્ષની સિદ્ધિ અર્થે કરે છે ત્યારે તે સાધક મોક્ષગામી કહેવાય. આ વસ્તુ ગાથા ૮૫ માં ગ્રંથકારે સૂચવી છે. પરંતુ મોક્ષગામી સાધકમાં બધા જ એકસરખી યોગ્યતાવાળા કે એક જ ભૂમિકાવાળા નથી હોતા. કેટલાક સાધકો મોક્ષલક્ષી હોવા છતાં સ્થૂળ આચારમાં વધારે રસ લેનાર હોય છે, જ્યારે કેટલાક સૂક્ષ્મ આચારમાં. સ્થૂળ આચાર કે સ્થૂળ ક્રિયા અને સૂક્ષ્મ આચાર કે સૂક્ષ્મ ક્રિયા એ બન્ને વચ્ચે પરિણામની દૃષ્ટિએ શો તફાવત છે તે ગ્રંથકારે ગાથા

૮૬ મા દાર્શનિકોમાં પ્રસિદ્ધ એવા મંડૂકચૂર્ણ અને મંડૂકભસ્મના દૃષ્ટાન્તથી દર્શાવેલ છે એ સાથે જ તેમણે ગાથા ૮૭ ને ૮૮ મા બૌદ્ધ ગ્રંથોને આધારે બૌદ્ધ પરિભાષામા જ તે જ બાબતનુ બૌદ્ધ મન્તવ્ય દર્શાવી પોતે પ્રતિપાદેલ જૈન મંતવ્ય સાથે સરખામણી કરી જૈન પરંપરાના મન્તવ્યનું સમર્થન પણ કર્યુ છે, અને ભિન્ન ભિન્ન પરિભાષાઓમા વિચાર કરતી દાર્શનિક પરંપરાઓમા એક જ વસ્તુ કેવી કેવી રીતે વર્ણવાયેલી હોય છે તે જાણવા અને શોધવાનો માર્ગ પણ સૂચવ્યો છે ૮૮ મી ગાથામા તો માત્ર ઉપસંહાર છે અને સાધકને અભિનિવેશમુક્ત થઈ ખધુ જ સ્વતંત્ર બુદ્ધિથી સમજવા-નિરૂપવાની સૂચના છે

લક્ષ્યની સિદ્ધિ અર્થે સુવિચારિત અને સુનિશ્ચિત એવા વિવિધ ઉપાયોને યથાશક્તિ જીવનમા ઉતારવાનો પ્રયત્ન તે આચાર યા ક્રિયા આવા પ્રયત્ન જ્યારે મનોભાવ વિના દેખાદેખી યા રૂઢિવશ થાય છે ત્યારે તે કાયિક ક્રિયા યા શારીરિક આચાર બની રહે છે એ જ આચાર સ્થૂળ છે કાયિક ક્રિયામા વાચિક આચાર આવી જ જાય છે સમજણ, વિવેક અને બહુમાનગર્ભિત જે મનોભાવ તે માનસિક ક્રિયા યા ભાવના છે, અને એ જ સૂક્ષ્મ આચાર છે એવા પણ સાધકો હોય છે કે જે કાયિક ક્રિયામાત્રમા રસ ધરાવતા હોય બીજા એવા પણ હોય છે કે જે મુખ્યપણે મનોભાવ યા ભાવનામા વિશેષ રત હોય કોઈ કોઈ સાધક એવા પણ સંભવે છે જેને કાયિક ક્રિયા અને મનોભાવ બન્નેમા સંવાદી રસ હોય છે એને જૈન પરંપરા દ્રવ્ય અને ભાવ આચારના સમન્વયરૂપે ઓળખાવે છે

માત્ર કાયિક ક્રિયા દ્વારા સાધના કરતા પરિણામ શું આવે, અને ભાવના સહ સાધના કરતાં પરિણામ શુ આવે ?—એનુ સ્પષ્ટીકરણ કરતા ગ્રંથકારે યોગીઓ યા દાર્શનિકોમા પ્રસિદ્ધ એવા મંડૂકના દૃષ્ટાન્તનો ઉપયોગ કર્યો છે દેડકાનુ શરીર ખંડ ખંડ થઈ

ચૂર્ણરૂપે માટીમાં મળી જાય છે, પણ અભિનવ વૃષ્ટિની ધારા પડતાં જ એકાએક માટીમાથી તે શરીરના અંશો સજીવ દેડકારૂપે દેખા દે છે, જે વર્ષાભૂ કહેવાય છે.[૩૯] આથી ઊલટું, જે દેડકાનુ શરીર બળી રાખ થઈ ગયુ હોય તે ગમે તેવી વર્ષા છતાં ફરી સજીવન નથી થતુ. તે જ પ્રમાણે રાગ, દ્વેષ, મોહ જેવા દોષો યા વિકારોની બાબતમાં પણ બને છે. આ વિકારો આધ્યાત્મિક–આત્મગત–મનોગત છે. કાયિક કે વાચિક, તપ કે જપ જેવા બાહ્ય આચારોનુ અવલંબન સાધક કરે છે ત્યારે તેના આચારોમાં શરીર અને વાણી રોકાયેલા રહેતા હોઈ પેલા વિકારોને શરીર કે વાણી દ્વારા આવિર્ભાવ પામવાનો અવસર નથી મળતો યા ઓછો મળે છે. આ રીતે કાયિક આચારની ચિરસાધના કરતા તે દોષો શમે ખરા, પણ નિર્મૂળ ન થાય.[૪૦] એ દોષોના બીજ કાયમ હોવાથી સહેજ નિમિત્ત યા છિદ્ર મળતા તે ઊગી આવે—આવિર્ભાવ પામે, પણ સાધક ભાવનાપૂર્વક પ્રવૃત્તિ કરતો હોય તો એના ક્લેશદોષનાં બીજો મૂળમાથી જ નાશ પામે છે, ભાવનામાં સમજણ, વિવેક અને બહુમાનનુ તત્ત્વ હોય છે જે શુદ્ધ ચેતનામાથી ઉદય પામે છે. તેથી એ જ ચેતનાને આવરતા દોષો એના વિરોધી સદ્‌ગુણોના

---

૩૯ તત્ત્વવૈશારદીમા વાચસ્પતિ મિશ્રે આ જ દાખલો ટાંક્યો છે; જેમકે—વર્ષાપાય ઇવોદ્ભિજ્જભેદો મૃદ્ભાવમુપગતોऽપિ પુનર્દર્પાસુ પૂર્વરૂપ...(યો. સૂ. ૨–૧૭ ).

૪૦ જુઓ પાતંજલ યોગસૂત્ર—

तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः । २, १.

समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च । २, २.

પતંજલિએ આ બે સૂત્રોમા ક્રિયાયોગ અને તેનું પરિણામ દર્શાવેલ છે વ્યાસ એનો ભાવ સ્પષ્ટ કરતા કહે છે કે ક્રિયાયોગથી ક્લેશો પાતળા પડે, પણ નિર્મૂળ ન થાય, એ માટે પ્રસંખ્યાન અર્થાત્ ઉચ્ચતર જ્ઞાનયોગ જોઈએ. આ. હરિભદ્રે આ જ વસ્તુ ગા. ૮૬ મા કહી છે

પ્રભાવે મૂળમાંથી જ ક્ષીણ થાય છે દોષોની પુનરાવૃત્તિ અને અપુનરાવૃત્તિને જૈન ગ્રન્થોમા અનુક્રમે ઉપશમ અને ક્ષય કહેલ છે મોક્ષના ધ્યેયની દૃષ્ટિએ કાયિક અને ભાવનાત્મક માનસિક બન્ને આચારો સદનુષ્ઠાન તરીકે લેખાય છે, પણ બન્ને વચ્ચે તફાવત એ છે કે પહેલા પ્રકારના આચારના શુભ સ્કારોમા સાતત્ય રહેતુ ન હોઈ વચ્ચે વચ્ચે છિન્ન વિચ્છિન્નતા આવે છે, જ્યારે બીજા પ્રકારના ભાવનામય આચારોના પરિણામોમાં એકધારુ સાતત્ય રહેતુ હોઈ વચ્ચે ભગ નથી પડતો એ જ દૃષ્ટિથી બન્ને આચારો સદનુષ્ઠાન હોવા છતા પહેલાને તદ્ધેતુ[૪૧] અર્થાત્ પરપરાથી મોક્ષહેતુ અને બીજાને અમૃતાનુષ્ઠાન અર્થાત્ સાક્ષાત્ મોક્ષહેતુ કહેલ છે આ જ વસ્તુ બૌદ્ધ પરપરામા નીચે પ્રમાણે વર્ણવાયેલી છે

બૌદ્ધ ચિંતકો કહે છે કે કોઈ નિર્વાણસાધક એવુ શુભ પુણ્ય ઉપાર્જન કરે છે કે જે માટી ાા ઘટ જેવુ હોય છે, જ્યારે બીજો કોઈ સાધકજે પુણ્ય ઉપાજ ન કરે છે તે સોનાના ઘડા જેવુ હોય છે માટી કે સોનાનો ઘડો એ તો ઘડો જ છે એનો આકાર અને એની જલધારણ વગેરે અર્થક્રિયા એ સરખી ખરી, પણ જ્યારે એ આકાર તૂટે ત્યારે બન્નેનુ મૂલ્ય જુદુ માટીનો ઘટ ફૂટે ત્યારે ઠીકરા ને માટી શેષ રહે જેનું મૂલ્ય એ મૂળ ઘડા જેટલુ નથી રહેતુ, ત્યારે સુવર્ણઘટ તૂટતા બાકી રહેલ સોનાનું મૂલ્ય પણ તે મૂળ ઘડા જેટલું જ રહે છે બને વચ્ચેના આ તફાવતના આધારે નિર્વાણ લક્ષી અને એક જ જેવા માર્ગે ચાલતા સાધકોની આતરિક યોગ્યતાના તારતમ્યને અનુસરી ઉત્પન્ન થયેલ પુણ્ય યા શુભ કર્મનું અતર સમજાવવામા આવ્યું છે જે સાધક અતરથી ઓછા શુદ્ધ હોય તે પુણ્ય–શુભ સસ્કાર ઉપાર્જન કરે તોય તેનું મૂલ્ય માટીના ઘડા જેટલુ અને જે આતરિક શુદ્ધિમા ચડિયાતો હોય તેના પુણ્યનુ મૂલ્ય સુવર્ણઘટ જેટલુ, એટલે કે, વિશેષ આતરિક

૪૧ જુઓ યોગબિન્દુ શ્લોક ૧૫૮–૬૦

શુદ્ધિવાળાનો બાહ્ય આચાર સુવર્ણઘટની પેઠે ખંડિત થાય તોય તેનુ અસલી મૂલ્ય લગભગ તે જ કાયમ રહે છે. તેથી જ બૌદ્ધ ચિંતકોએ બીજા શબ્દોમા આ વસ્તુ દર્શાવતાં કહ્યુ છે કે આંતરિક શુદ્ધિવાળો સાધક. જે બોધિસત્ત્વ કહેવાય છે તે. પતન પામે તોય કાયપાતી હોય છે અર્થાત્ શારીરિક દોષો સેવે છે. પણ ચિત્તપાતી નથી હોતો, એટલે કે અંતરથી ચોખ્ખો જ રહે છે. સાર એ છે કે લક્ષ્યનો આંતરિક આશય બરાબર અખંડ હોય તો ભાવના શુદ્ધ જ રહે છે. આ જ સ્થિતિ જૈન પરિભાષામાં અમૃતાનુષ્ઠાન છે.

ઉપસંહાર કરતા ગ્રંથકાર કહે છે કે મોક્ષલક્ષી આચારોની મુલવણીનુ તારતમ્ય ભાવના કે આંતરિક ભાવોની શુદ્ધિના તારતમ્ય પર જ નિર્ભર છે. જે વિચારક તટસ્થપણુ કેળવી વિચારશે તેને આ સમજવુ સહેલુ છે.

## વિકાસગામી બે પ્રકારના સાધકોનું તારતમ્ય

एएण पगारेणं जायइ सामाइयस्स सुद्धि त्ति ।
तत्तो सुक्कज्झाणं कमेण तह केवलं चेव ॥ ९० ॥
वासीचंदणकप्प तु एत्थ सिट्ठं अओ च्चिय वुहेहिं ।
आसयरयणं भणियं अओऽन्नहा ईसि दोसा वि ॥ ९१ ॥
जइ तब्भवेण जायइ जोगसमत्ती अजोगयाए तओ ।
जम्माइदोसरहिया होइ सदेगंतसिद्धि त्ति ॥ ९२ ॥
असमत्ती य उ चित्तेसु एत्थ ठाणेसु होइ उप्पाओ ।
तत्थ वि य[४२] तयणुवंधो तस्स तहब्भासओ चेव ॥ ९३ ॥

---

૪૨. પ્રતિમા 'तह तत्थ वि य...એમ વંચાય છે, પણ માત્રા વધતી હોવાથી મૂળમા 'तह' વિનાનો પાઠ રાખ્યો છે.

जह खलु दिवसब्भत्थ राईए सुविणयम्मि पेच्छति ।
तह इह जम्मब्भत्थ सेवति भवतरे जीवा ॥ ९४ ॥
ता सुद्धजोगमग्गोचियम्मि ठाणम्मि एत्थ वट्टेजा ।
इहपरलोगेसु दढ जीवियमरणेसु य समाणो ॥ ९५ ॥
परिसुद्धचित्तरयणो चएज्ज देह तहतकाले वि ।
आसन्नमिण नाउ अणसणविहिणा विसुद्धेण ॥ ९६ ॥

અર્થ—આ પ્રકારે જ સામાયિક અર્થાત્ સમત્વની શુદ્ધિ પ્રગટે છે, તેથી શુક્લધ્યાન અને ક્રમે ક્રમે કેવળજ્ઞાન પણ પ્રગટે છે (૯૦)

આથી જ જ્ઞાનીઓએ આશયરત્નને અહીં યોગમાગ મા વામીચ દનસમાન કહ્યુ છે, અન્યથા અર્થાત્ એવો આશય ન હોય તો થોડા દોષો પણ કહેલ છે (૯૧)

જો તે ભવમા યોગીને યોગસમાપ્તિ થાય તો અયોગથી એટલે કે મન વચન કાયના ઉપરમથી જન્મ આદિ દોષથી રહિત એવી મહા એકાત સિદ્ધિ થાય (૯૨)

અને જો યોગસમાપ્તિ ન થાય તો તેનો અનેક પ્રકારના સ્થાનોમા જન્મ થાય છે અને તે તે સ્થાનોમા પણ તેવા પૂર્વ અભ્યાસના બળે તે સસ્કારનુ સાતત્ય તેને રહે જ છે (૯૩)

જે જે વિષયોમા મનુષ્યને દિવસે અભ્યાસ પડયો હોય તે તે વિષયો તે રાત્રે જેમ સ્વપ્નમા જુએ છે તેમ આ જન્મમા જીવોને જેનો અભ્યાસ પડયા હોય તેને તેઓ જન્માન્તરમા સસ્કારબળે અનુસરે છે (૯૪)

તેથી શુદ્ધ યોગમાર્ગને ઉચિત એવા સ્થાનમા યોગીએ

પ્રવર્તવું અને આ લોક કે પરલોક, જીવન કે મરણ બન્નેમાં દૃઢપણે સમબુદ્ધિ રહેવું. (૯૫)

તેમજ શુદ્ધચિત્તરત્નવાળા યોગીએ અંતકાળને નજીક જાણી વિધિપૂર્વક અનશનથી અંતકાળે દેહને છોડવો. (૯૬)[1]

સમજૂતી—ગાથા ૯૦ થી ૯૬ સુધીમા યોગસાધના દ્વારા ઉત્ક્રાન્તિ કરનાર બે પ્રકારના સાધકોનુ તારતમ્ય વર્ણવ્યુ છે. જે સાધક તીવ્ર સંવેગ આદિ પ્રયત્ન દ્વારા રાગ, દ્વેષ, મોહને ક્રમથી સર્વથા નિર્મૂળ કરતાં કરતાં ઉત્તરોત્તર સામાયિક અર્થાત્ સમતાની શુદ્ધિ સાધતો જાય છે તે જૈન પરંપરામાં ક્ષપકશ્રેણી આરોહી કહેવાય છે. એવો સાધક ધ્યાનોમાં શ્રેષ્ઠ એવા શુક્લધ્યાનની[૪૩] બીજી ભૂમિકા સિદ્ધ કરી છેવટે કૈવલ્ય પ્રાપ્ત કરે છે. પરંતુ જે સાધક તથાવિધ તીવ્રસંવેગ આદિના પ્રયત્નને અભાવે મધ્યમમાર્ગે વિકાસ સાધે છે તે બધા સંક્લેશોને મૂળથી ક્ષીણ ન કરતાં તેનો ઉપશમ માત્ર કરે છે; એટલે કે, તે કેટલાક સંક્લેશના વિપાકોદય માત્રને શુદ્ધ અધ્યવસાયથી રોકે છે, પણ તેને સાવ નિર્મૂળ કરી શકતો નથી. એવો સાધક ઉપશમશ્રેણી-આરોહી કહેવાય છે. તેને થોડાક પણ મળો સત્તાગત રહી જાય છે. તેથી તે ક્ષપકસાધકની પેઠે તે જ જન્મમાં કૈવલ્ય પ્રાપ્ત કરી શકતો નથી, તેને જન્માન્તર પણ લેવો પડે છે.

ગા. ૨૦ માં 'વાસીચન્દનકલ્પ' વિશેષણથી જે મુનિનો નિર્દેશ કરવામા આવ્યો છે તે જ પહેલા પ્રકારનો ક્ષપક સાધક છે. બૌદ્ધ

---

૪૩ અહીં 'શુક્લ' પદ નિર્મળતાનુ સૂચક છે. બધાં ધ્યાનોમાં જે વિશેષ નિર્મળ તે ધ્યાન શુક્લ કહેવાય છે એના ચાર પ્રકાર છે. જુઓ પરિશિષ્ટ ૫.

નિર્મળતા સૂચવવા યોગપરંપરામા પણ શુક્લ પદ વપરાય છે; જેમકે,

(૧) शुक्लो धर्मो जायते (યોગસૂત્ર ૧ ૩૩ નુ વ્યાસભાષ્ય).

(૨) शुक्ला कर्मजाति. (૪. ૭ નુ વ્યાસભાષ્ય)

જેવી ઇતર પરંપરાના વિદ્વાનોએ પણ શબ્દાંતરથી એ સ્થિતિનું વર્ણન કર્યું છે. તેમણે સાધકના એવા ચિત્તને આશયરત્ન કહેલ છે. આશય એટલે ચિત્ત યા ચિત્તગત સંસ્કાર. જે ચિત્ત કે જે સંસ્કાર બીજા બધા ચિત્તો અને સંસ્કારો કરતાં વિશેષ શુદ્ધ યા ઉત્કૃષ્ટ હોય તે જ આશયરત્ન, અને આ ચિત્ત એ જ વાસીચન્દનકલ્પ છે. જૈન પરંપરામાં ક્ષપક યા વીતરાગ મુનિને વાસીચંદનકલ્પરૂપે ઓળખાવેલ છે, તો બૌદ્ધ પરંપરામાં એ વિશેષણ ચિત્તને લગાડવામાં આવ્યું છે.

ક્ષપક સાધકની પેઠે તે જ જન્મમાં યોગની સંપૂર્ણ સિદ્ધિ થતી ન હોવાથી ઉપશમશ્રેણીવાળો સાધક શેષ રહેલ કર્માનુસારે અનેક ભિન્ન ભિન્ન જન્મો લે છે, પરંતુ તે તે જન્મમાં પૂર્વ યોગાભ્યાસને બળે સુસંસ્કારોનું સાતત્ય રહે જ છે. જેમ દિવસે અનુભવાયેલી વસ્તુ અભ્યાસને બળે રાત્રિએ સ્વપ્નમાં ઉપસ્થિત થાય છે તેમ એક જન્મમાં પડેલ અભ્યાસજનિત[૪૪] સંસ્કારો જન્મ-જન્માંતરમાં ફલાવહ બને છે. તેથી જ ગાથા ૯૫-૯૬ માં કહેવામાં આવ્યું છે કે એવા સાધકે આ લોક કે પરલોકમાં તેમજ જીવન કે મરણમાં દૃઢપણે સમભાવ કેળવી શુદ્ધ યોગમાર્ગને યોગ્ય એવી અવસ્થામાં રહેવા પ્રયત્ન કરવો અને મરણને સમીપ જાણી અંતકાળે વિશુદ્ધચિત્ત થઈ અનશનવિધિથી પ્રાણ ત્યજવો.

---

૪૪ બરાબર આવો જ વિચાર ગીતા (અ. ૬ શ્લો. ૪૦-૪૫)માં છે. અર્જુન કૃષ્ણને પૂછે છે કે જે સાધક શ્રદ્ધાળુ છતાં યોગથી ચલિત થાય અને પૂર્ણ સિદ્ધિ ન પામે તેની ગતિ શી? શું તે ઉભયભ્રષ્ટ તો નથી થતો? એના ઉત્તરમાં કૃષ્ણ કહે છે કે એવા સાધકનો આ કે પર જન્મમાં વિનાશ થતો જ નથી. કલ્યાણકારી હોય તે કદી દુર્ગતિ ન પામે. જેનો યોગ વચ્ચેથી અધૂરો રહ્યો હોય તેવો સાધક ઉત્તમકુળમાં કે યોગીકુળમાં જન્મ લઈ પૂર્વાભ્યાસવશ યોગ તરફ ખેંચાઈ ક્રમે પૂર્ણ સિદ્ધિ પામે છે.

## કાળજ્ઞાનના ઉપાયો

नाणं चाऽऽगमदेवयपइभानुविणंधराय दिट्ठीओ ।
नासच्छितारगादंसणाओ कन्नगसवणाओ ॥ ९७ ॥
तुहसावयाइभक्खण-समणायमणुद्धरा अदिट्ठीओ[45] ।
गंधपरिट्ठाओ[46] तहा कालं जाणंति समयन्नू ॥ ९८ ॥

અર્થ—આગમની મદદથી, દેવતાની સહાયથી, પ્રતિભા કે સ્વયંસ્ફૂર્તિથી, સ્વપ્નમાં વિવિધ દર્શનોથી, નાક, નેત્ર અને તારાની દર્શનવિધિથી તેમજ કાનના અગ્રભાગે શ્રવણ કરવાની વિધિથી મૃત્યુની સમીપતાનુ જ્ઞાન થાય છે. (૯૭)

વળી શ્વાન, રીંછ જેવાં પ્રાણીઓ દ્વારા સ્વપ્નમા પોતાનું થતું ભક્ષણ જોવું....ઇત્યાદિ ઉપાયથી તથા ગંધની પ્રતિષ્ઠાના ઉપાયથી કાળજ્ઞાન ધરાવનારા મૃત્યુ સમયને જાણે છે. (૯૮)

સમજૂતી—આમરણાંત અનશન લઈ વિશુદ્ધ ચિત્તથી પ્રાણત્યાગ કરવામા ભાવી મરણના સમયનુ જ્ઞાન બહુ ઉપકારક નીવડે છે. મહાભારત (શાંતિપર્વ, ૩૧૭) માં પણ કહેલું છે કે વિશેષ લક્ષણો દ્વારા મૃત્યુસમયની સૂચના મળવાથી ચિત્તને સમાહિત કરવામાં મદદ મળે છે અને સાધક જીવનશુદ્ધિ ભણી વળે છે. તેથી ગ્રંથકારે પ્રસ્તુત બે ગાથામા મૃત્યુસમયની આગાહી કરે એવા

---

૪૫. 'समणाय' ઇત્યાદિ બીજો આખો પાદ પ્રતિમાં અશુદ્ધ દેખાય છે. તેથી એનો અર્થ અનેક પ્રયત્ન કરવા છતા બરાબર બેસતો નથી એના અર્થની સૂચના મળે એવું ગ્રથાન્તરમાથી પણ કોઈ સ્થળ મળ્યું નહિ, એટલે એટલા ભાગનો અર્થ લખ્યો નથી.

૪૬. જો કે 'परिट्ठा' એવો પાઠ મૂળમાં વંચાય છે, છતા વિચાર કરતાં લાગે છે કે તેનું અસલ સ્વરૂપ 'परिच्छा' યા 'परिन्ना' હોય. તદનુસાર 'ગંધપરીક્ષા' અથવા 'ગંધપરિજ્ઞા' એવો અર્થ થાય જે પ્રસ્તુતમાં સંગત છે

કેટલાક પ્રકારો સંક્ષેપમાં સૂચવ્યા છે જો કે આ સ્થળે તો એ પ્રકારોનો માત્ર નામનિર્દેશ છે, તેનું વિવરણ નથી, વળી ગાથાગત પાઠમાં જોઈએ તેવી શુદ્ધિ દેખાતી નથી, તેમ છતાં બીજા ગ્રંથોને આધારે અહીં આવા સંક્ષિપ્ત સૂચનનો કંઈક ખુલાસો કરવામાં આવે છે

પ્રસ્તુત બે ગાથામાં જે જે મૃત્યુસૂચક ઉપાયો સંગૃહીત કર્યાં છે તે સિવાય પણ બીજા અનેક ઉપાયો જ્યાં ત્યાં વર્ણવેલા મળી આવે છે આ વિશે અમે જુદી એક નોંધ લખી છે તે વિશેષાર્થી જોઈ લે (જુઓ પરિશિષ્ટ ૪)

(૧) આગમથી ભાવીનું જ્ઞાન થાય એનો અભિપ્રાય એવો જણાય છે કે અષ્ટાંગનિમિત્તવિદ્યાથી[૪૭] ભાવીનું જ્ઞાન થાય છે અહીં મૃત્યુજ્ઞાન પ્રસ્તુત હોવાથી ઘણું કરી 'આગમ' શબ્દથી જ્યોતિષ, સામુદ્રિક જેવાં શાસ્ત્રો સમજવાં, કેમકે તે દ્વારા મરણસમયની આગાહી કરવામાં આવે છે વળી 'આગમ' અને 'દેવતા' એ બે પદો પાસે છે, તેથી આગમદેવતા એવો અર્થ લઈ હેમચંદ્રીય યોગશાસ્ત્રને[૪૮] આધારે એવો પણ એક અભિપ્રાય ફલિત થઈ શકે છે કે ખાસ એક મંત્રજપરૂપ વિદ્યા દ્વારા દર્પણ વગેરેમાં દેવતાનું આહ્વાન કરવું પછી તે દેવતાનું રૂપ જોઈ કન્યા કાળનિર્ણય જણાવે વળી સાધકના ગુણોથી આકર્ષાઈ તે દેવતા પોતે જ કાળનિર્ણય પણ કરે આ પણ એક કાળજ્ઞાનની રીત છે

૨ દેવતા પદ આગમ પદની પેઠે છૂટું માની તેનો અર્થ કરીએ તો અભિપ્રાય એવો ફલિત થાય છે કે કોઈ પરિચિત કે

---

૪૭ अट्ठनिमित्तंगाइं दिव्वुप्पायंतलिक्खभोमं च ।
अंगसरलक्खणवंजणं च तिविहं पुणोक्केक्कं ॥

નિમિત્તના આઠ અંગ—૧ દિવ્ય ૨ ઉત્પાત ૩ અંતરિક્ષ ૪ ભૌમ ૫ અંગ ૬ સ્વર ૭ લક્ષણ ૮ વ્યંજન (આવશ્યક હારિભદ્રી પા ૬૯૦)

૪૮ પ્રકાશ ૫ શ્લોક ૧૭૩-૭૬

મિત્રદેવતા પણ જિજ્ઞાસુને મરણકાળ કહે છે. મિત્રદેવતાએ મરણ સૂચવ્યાના દાખલાઓ કથાસાહિત્યમાં નોંધાયેલા પણ છે.

૩. પ્રતિભાથી પણ મૃત્યુની સૂચના મળે છે. કોઈ વાર કોઈ વ્યક્તિને આપોઆપ અણધારી રીતે પોતાનો મૃત્યુકાળ સૂઝી આવે છે કે હું આ સમયે મરવાનો છું. આજે પણ એવા દાખલાઓ જોવામાં આવે છે.

૪. સ્વપ્નશાસ્ત્ર એ એક ખાસ શાસ્ત્ર છે. એમા શુભાશુભ-સૂચક સ્વપ્નોનો વિચાર કરવામાં આવે છે. સ્વપ્નમાં કેટલાંક દર્શનો એવાં થાય છે કે જેનાથી મૃત્યુની આગાહી કરવામાં આવે છે, જેમકે સ્વપ્નમાં જે માણસ પોતાનું મસ્તક મૂંડાવેલુ, તેલથી મર્દન કરાવેલું, ગળામા રાતી માળા પહેરેલી ને રાતાં વસ્ત્રો પહેરી ગધેડા પર બેસી દક્ષિણ દિશા તરફ પોતાને જતો જુએ તો તેનુ છ માસમાં મૃત્યુ થાય. એ જ રીતે સ્વપ્નમાં કાળા વર્ણવાળા તથા લોઢાના દંડને ધારણ કરનાર માણસને જુએ તો ત્રણ મહિનામાં મૃત્યુ થાય. (હેમ, યોગશાસ્ત્ર પ્રકાશ ૫, શ્લોક ૧૫૧–૫૫)

૫. ઇન્દ્રિયજ્ઞાન દ્વારા થતી મૃત્યુની આગાહીઓ પણ શાસ્ત્રમાં નોંધાયેલી છે. દર્શન, શ્રવણ અને ઘ્રાણ એ ત્રણ ઇન્દ્રિયજ્ઞાનની નોંધ પ્રસ્તુત ગાથાઓમા છે. જયારે કોઈ વ્યક્તિ પોતાનો નાસાગ્ર-ભાગ ન જુએ અથવા નાક વળી જાય ત્યારે મૃત્યુની સૂચના મળે છે. નેત્રદર્શનના પ્રકારો અનેક છે. કોઈ પોતાની આંખમાં તેજ ન જુએ અગર બીજાના નેત્રમા પોતાના દેહનુ તેમજ પોતાની કીકીનું પ્રતિબિંબ ન જુએ ત્યારે મૃત્યુની આગાહી થાય છે. એ જ રીતે કાનના અગ્રભાગ પર હાથ મૂકી અંદરનો ધ્વનિ સાભળતાં જો તે ન સંભળાય તોપણ મૃત્યુની આગાહી મળે છે. જયાં કોઈ સુગંધી વસ્તુ હોય ત્યાં પણ મૃતકકલેવર જેવી દુર્ગંધ આવે અગર સૂંઘવા જતાં કશી ગંધ જ ન આવે ત્યારે પણ મૃત્યુની સૂચના થાય છે.

૬ ગીધ, વગાહ, કાક જેવા પશુપખીઓથી થતુ પોતાનુ ભક્ષણ સ્વપ્નમા જોવાથી મૃત્યુની આગાહી થાય છે એ જ રીતે દિગબર, નગ્ન, મુડિત આદિનું સ્વપ્નદર્શન પણ મૃત્યુસૂચક મનાય છે

ઉપર જે જે દાખલા આપ્યા છે તે માત્ર ઉદાહરણરૂપે છે ખરી રીતે દરેક મૃત્યુસૂચક પ્રકારના અનેક દાખલાઓ ને ને શાસ્ત્રમા નોધાયેલા મળે છે

### અનશનશુદ્ધિ માટેના વિશિષ્ટ પ્રયત્નનુ પ્રયોજન

अणमणसुद्धीए इह जत्तो[४९]ऽतिसएण होइ कायव्वो ।
जल्लेसे मरइ जओ तल्लेसेसु[५०] तु उववाओ ॥ ९९ ॥
लेसा य वि आणाजोगओ उ आराहगो[५१] इह नेओ ।
इहरा असइ एसा वि हतऽणाइम्मि मसारे ॥ १०० ॥
ता इय आणाजोगे जइयव्वमजोगयत्थिणा सम्म ।
एसो च्चिय भवविरहो सिद्धीए सया अविरहो य ॥ १०१ ॥

અર્થ—અનશન સ્વીકાર્યા પછી તેની શુદ્ધિ માટેનો પ્રયત્ન વિશેષ કરવો, કારણ કે પ્રાણી જે લેશ્યા કે અધ્યવસાયમા પ્રાણ છોડે છે તે જ લેશ્યા કે અધ્યવસાયવાળા સ્થાને જન્મ લે છે (૯૯)

લેશ્યામા પણ જો આજ્ઞાયોગ ભળે એટલે કે જો

---

૪૯ મૂળમા 'जत्तो ને બદલે तत्तो વચાય છે જેનો કોઈ અર્થ સદમમા બેસતો નથી એટલે 'जत्तो પાઠ કલ્પી તદનુસાર અથ કર્યો છે

૫૦ મૂળમાં टत्तहि પાઠ છે અથદૃષ્ટિએ 'टेलेसु' વધારે સગત હોવાથી એ સ્વીકાર્યો છે

૫૧ મૂળમા 'आहगत પાઠ વચાય છે પણ અહીં 'आराहग પાઠ વધારે સગત ભાસવાથી તદનુસાર અથ કર્યો છે પચવસ્તુ (ગા ૧૬૯૪-૯૭)મા આવતા આરાધકના વર્ણન પરથી પણ આ જ પાઠ ગ્રથકારને સમત હોય એમ લાગે છે

શાસ્ત્રાનુસારી ભાવ સચવાય તો જ તે વ્યક્તિ અહીં આરાધક—મોક્ષનો સાધક સમજવો, અન્યથા અનાદિ સંસારમાં એવી લેશ્યા તો વારંવાર આવ્યા જ કરે છે. (૧૦૦)

તેટલા માટે અયોગાર્થીએ—અયોગી ગુણસ્થાનની[૫૨] પ્રાપ્તિ ઇચ્છનારે આજ્ઞાયોગમાં યથાવત્ પ્રયત્ન કરવો. આ જ પ્રયત્ન ભવવિરહકારી છે અને આ જ સિદ્ધિ સાથે શાશ્વત યોગ અર્થાત્ સંબંધ કરાવનાર છે. (૧૦૧).

સમજૂતી—મૃત્યુસમયની સૂચના મળવાથી કે તે વિના પણ જ્યારે કોઈ સાધક ભાવ અને ઉત્સાહપૂર્વક અનશનવિધિ સ્વીકારે છે ત્યારે તેનો ભાવ અને ઉલ્લાસ અંતલગી ટકી રહે તેમજ ઉત્તરોત્તર વધારે શુદ્ધિ ધારણ કરતો જાય તો જ અનશનનો મુખ્ય ઉદ્દેશ આત્મશુદ્ધિ અને સદ્‌ગતિની પ્રાપ્તિ સિદ્ધ થાય. તેથી જ ગ્રંથકારે કહ્યું છે કે અનશનની શુદ્ધિ અર્થે સાધક વિશેષ પ્રયત્નશીલ રહે. જીવનના લાંબા કે ટૂંકા કાળ દરમ્યાન સદ્‌વિચારો, સારી ભાવનાઓ અનેક વાર આવે અને વિલય પણ પામે, પરંતુ જીવનની છેલ્લી ઘડી સાચવી લેવી એ મહત્ત્વનું છે. અનશન સ્વીકાર્યું હોય, જીવન લંબાતુ જાય અને વચ્ચે પૂર્વસંસ્કારવશ કે આસપાસના વાતાવરણવશ મનમા જો કાંઈ દુર્ધ્યાન થવા લાગે તો પ્રથમ પોષેલા સદ્‌વિચારો અને સેવેલી સદ્‌ભાવનાઓ પણ બાજુએ રહી જાય અને ગતિ સુધરવાને બદલે બગડે. તેથી જ ગ્રંથકાર કહે છે કે મરતી વખતે જીવની જેવી લેશ્યા—પરિણામ—અધ્યવસાય હોય તેવી જ લેશ્યાવાળી ઉત્તમ કે કનિષ્ઠ ગતિમાં જીવ જન્મ લે છે.[૫૩] જો સારી લેશ્યામા આયુષ્ય-

૫૨. જુઓ પરિશિષ્ટ ૫.

૫૩. સરખાવો ગીતા—

यं य वाऽपि स्मरन्भाव त्यजत्यन्ते कलेवरम् ।
त तमेवैति कौन्तेय सदा तद्भावभावित ॥ ८, ६.

કર્મનું નિર્માણ થયું હોય તો મરણકાળે તેવી લેશ્યા આવે છે અને ગતિ પણ તદનુસારી થાય છે આયુષનું નિર્માણ કઈ ક્ષણે થશે તેનું જ્ઞાન ન હોવાથી સાધકે હમેશા શુભ પરિણામમા જ રહેવું જોઈએ, જેથી આયુષ્યબધ તેવા પરિણામમા જ થાય અને મરણકાળે પણ તેવા જ પરિણામો આવે છેનટે ગતિ પણ સુધરે

લેશ્યા એ એક પ્રકારનો આત્માનો પરિણામ છે, પણ એ પરિણામ જ્યાલગી રાગદ્વેષરૂપ કષાયની છાયાથી રજિત હોય ત્યાલગી જ તે લેશ્યા કહેવાય છે કષાયની છાયાના અનુરજન સિવાયનો પરિણામ લેશ્યારૂપ ગણાતો હોય તોય તે કર્મબધ કારક થતો નથી તેથી કાષાયિક પરિણામરૂપ લેશ્યા જ અહીં પ્રસ્તુત છે સામાન્ય રીતે લેશ્યાના સારાનરસાપણાનું તારતમ્ય શાસ્ત્રોમા છ વિભાગ[૫૪] કરી વર્ણવવામા આવ્યુ છે જેમ જેમ કષાયની તીવ્રતા તેમ તેમ લેશ્યા અશુભ તેથી ઊલટુ, કષાયની મદતાના પ્રમાણમા લેશ્યા શુભ શુક્લલેશ્યા એ છએ લેશ્યાઓમા સારી અને ચડિયાતી છે અનશનકાળ દરમ્યાન શુક્લ લેશ્યા શબ્દથી સૂચવાતા ઉજ્જવલ અને સારા પરિણામો કે ભાવો રહે એટલું જ બસ નથી, પણ એવા પરિણામો સાથે આરાધોગ મળવો જોઈએ આરાધોગ એટલે આધ્યાત્મિક જીવન જેણે અનુભવ્યુ હોય તેવા પુરુષોએ જીવનની શુદ્ધિને લક્ષમાં રાખી સૂચવેલા વિધિનિષેધ પ્રમાણે વિવેકપૂર્વક વર્તવુ તે અતરમા પરિણામો સારા ઉદ્ભવે, ભાવ ઉજ્જવલ હોય, પણ જો તે જીવનમા સક્રિય ન બને અગર અણીને વખતે સાધક તદનુસાર વર્તી ન શકે તો તે ભાવો બ_ અર્થ ન સાધે તેથી જ ગ્રથકાર કહે છે કે સારી લેશ્યા રાખ તે તો આવશ્યક છે જ, પણ તેની સાથે આરાધોગ બને તે તેથીય વધારે આવશ્યક છે આ રીતે જ્યારે ઉત્તમ લેશ્યા

૫૪ જુઓ ઉત્તરાધ્યયનસૂત્ર અ ૩૪ તથા હિંદી તઈ કર્મ ગ્ર ૧ લેશ્યા ૬ પરિશિષ્ટ પા ૩૩

અને આજ્ઞાયોગ એ બન્ને અર્થાત્ ભાવ અને વિવેકી વર્તન બન્ને મળે ત્યારે જ તે સાધક મોક્ષનો આરાધક બને છે. ગ્રંથકાર ભારપૂર્વક સ્પષ્ટપણે કહે છે કે આજ્ઞાયોગ વિનાની લેશ્યા ભલે તે સારી હોય તોય તે સંસારના લાંબા કાળ દરમ્યાન અનેકવાર આવે છે અને જાય છે; તેની કોઈ જીવન ઉપર કાયમી સારી છાપ રહેવા પામતી નથી.[૫૫]

તેથી જ ગ્રંથકાર કહે છે કે જો વધારે આવશ્યકતા હોય તો તે આજ્ઞાયોગમાં પ્રયત્ન કરવાની છે. આજ્ઞાયોગ હોય તો જ સુલેશ્યાનું જીવનમાં સ્થાયી પરિણામ આવે. અંતે ગ્રંથકાર શ્લેષથી ભવવિરહ શબ્દ દ્વારા પોતાને ઓળખાવનાર સંકેત સૂચવે છે અને સાથે જ મોક્ષ અર્થ પણ સૂચવે છે.

ગ્રંથકારે છેલ્લી બે ગાથાઓમાં 'આજ્ઞાયોગ' પદ વાપર્યું છે. તેથી તેનો વિશેષ અર્થ જાણવો જરૂરી છે. ગ્રંથકારે પોતે જ પોતાના 'યોગદૃષ્ટિસમુચ્ચય' નામના ગ્રંથમા ત્રણ યોગોનું નિરૂપણ કરતાં આજ્ઞાયોગનુ પણ નિરૂપણ કર્યું છે. ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એ ત્રણ પ્રકારના યોગો એમણે કહ્યા છે. તેમાં જે શાસ્ત્રયોગ તે જ આજ્ઞાયોગ એમ સમજવુ. એટલે ત્યા 'શાસ્ત્રયોગ' શબ્દનો જે અર્થ ગ્રંથકારે પોતે જ દર્શાવ્યો છે તે જ અર્થ અહી 'આજ્ઞાયોગ' શબ્દનો સમજવો. ઇચ્છાયોગ કરતાં શાસ્ત્રયોગ ચડિયાતો ને તેથી વળી સામર્થ્યયોગ ચડિયાતો. શાસ્ત્રશ્રવણ કર્યું હોય એવો જ્ઞાની પુરુષ હોય, તે શાસ્ત્રાનુસારી આચરણ કરવા ઇચ્છતો પણ હોય, છતા પ્રમાદને લીધે એનુ ધર્મજીવન અણિ-

૫૫. અહી જે આરાધકનુ સંક્ષિપ્ત સૂચન છે તેનો વિશેષ વિસ્તાર પંચવસ્તુ ગા. ૧૬૯૪ થી ૧૬૯૭ સુધીમા ગ્રથકારે કર્યો છે, અને ત્યાં તેમણે સ્પષ્ટ સૂચવ્યુ છે કે માત્ર સારી લેશ્યા હોય એ આરાધકપણા માટે પૂરતુ નથી એની સાથે સમ્યક્ત્વ, વિરતિ આદિ ભાવગુણો પણ હોવા જોઈએ. કેવળ સારી લેશ્યા એ તો અભવ્યોને પણ હોય છે.

શુદ્ધ ન રહે ત્યારે તેવુ ધર્મજીવન ઇચ્છાયોગ કહેવાય છે આથી ઉત્કૃષ્ટ, જ્યારે શાસ્ત્રનું રહસ્ય બુદ્ધિની તીવ્રતાને લીધે સમજાયું હોય, શ્રદ્ધા પણ પાકી હોય, આપ્તપુરુષોના વચનો પ્રત્યે પૂર્ણ આદર હોય ત્યારે શક્તિ ગોપવ્યા વિના પ્રમાદ ત્યજી જે અતિચારરહિત ધર્માચરણ થાય છે તે શાસ્ત્રયોગ જેનું સામાન્ય કથન શાસ્ત્રમાં હોય, પણ જેનો વિશેષ વિચાર શાસ્ત્રમર્યાદાથી પર હોય તેવુ ધર્મજીવન અધિકાધિક આત્મશક્તિના આવિર્ભાવને લીધે પ્રગટે ત્યારે તે સામર્થ્યયોગ, અર્થાત્ સામર્થ્યયોગમા શાસ્ત્રના કે અન્ય બાહ્ય અવલંબનના ટેકા સિવાય જ આંતરિક શુદ્ધિના બળથી જ આપમેળે સહજશુદ્ધ ધર્મજીવન વહેવા લાગે છે[૫૧]

૫૧ જુઓ યોગદૃષ્ટિસમુચ્ચય શ્લો૦ ૩-૫ અને તેનું વિવેચન

## પરિશિષ્ટ ૧

# ચરમાવર્ત

ચરમાવર્ત એ શબ્દ જૈન પરંપરાનો પારિભાષિક શબ્દ છે એમાં બે અંશ છે ચરમ અને આવર્ત આવર્ત એ પુદ્ગલાવર્તનું ટૂંકું રૂપ છે પુદ્ગલ એટલે જે રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળું હોય તે અર્થાત્ મૂર્તદ્રવ્ય આવા દ્રવ્યો અવિભાજ્ય અક્ષમ પરમાણુ રૂપે અનંતાનંત છે તેમજ તેમના સંયોગ અને વિભાગથી અનેક પ્રકારના નાનામોટા સ્કંધો પણ રચાય છે, ને વળી પાછા તે વીખરાય છે જૈન પરંપરા માને છે કે જીવ અનાદિ – અજ્ઞાત કાળથી શરીર, વચન અને મન આદિરૂપે એવા પુદ્ગલોનું ગ્રહણ અને વિસર્જન કરતો રહે છે જ્યારે કોઈ એક જીવ વિશ્વના સમગ્ર પુદ્ગલોને એક યા બીજે રૂપે પરિણમાવી, લેમૂક કરી, ભોગવી લે છે ત્યારે તેટલો ભોગકાળ એક આવર્ત અર્થાત્ પુદ્ગલપરાવર્ત કહેવાય છે. લેમૂકનો આદિસમય અજ્ઞાત હોઈ સામાન્ય રીતે એમ માની લેવું પડે છે કે તમામ જીવો આવા અનન્ત પુદ્ગલપરાવર્તમાંથી પસાર થયેલા છે અને તે જ દીર્ઘ સંસારનો કાળપટ છે પણ મોક્ષનો આદર્શ સ્વીકારતું હોઈ જૈનદર્શન એમ માને છે કે ભૂતકાળ ગમે તેટલા પુદ્ગલપરાવર્તોમાં પસાર થયો હોય, છતાં ક્યારેક ભવ્ય અર્થાત્ મોક્ષને પાત્ર એવા જીવનો એ સંસાર ઓસરવા માંડે છે તે વખતે જીવ ઉપર અત્યારલગી પ્રાધાન્ય ભોગવતું આવેલ મોહરૂપ કર્મપ્રકૃતિનું બળ મોળું પડે છે અને જીવનો આંતરિક શુદ્ધ સ્વભાવ એ બળ ઉપર કાંઈક ને કાંઈક કાબૂ મેળવતો જાય છે આવી સ્થિતિ આવ્યા બાદ જીવ સંસારમાં ગમે તેટલો કાળ ભટકે છતાં એ કાળ પરિમિત થઈ જાય છે, એટલે હવે તે બધા પુદ્ગલોને એકવાર ભોગવી લે એટલો જ કાળ બાકી રહે છે આટલો ભવભ્રમણકાળ બાકી રહે ત્યારે તે ચરમાવર્ત કહેવાય છે

ઉપરની માન્યતા જૈન પરિભાષામાં રજૂ થયેલી છે, પણ એ જ માન્યતા થોડા શાબ્દિક ફેરફાર સાથે સાંખ્ય-યોગ જેવા પ્રાચીન મોક્ષવાદી દર્શનગ્રંથોમાં પણ મળી આવે છે. જૈન પરંપરા કર્મરૂપે પરિણામ પામેલ પુદ્‌ગલોને દ્રવ્યકર્મ કહી તેના પ્રકારોને કર્મપ્રકૃતિ તરીકે વર્ણવે છે. સાંખ્ય-યોગ પરંપરામાં પણ 'પ્રકૃતિ' શબ્દ જાણીતો છે અને તે સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણના સમુદાયરૂપે મનાયેલી છે. સાંખ્ય-યોગ પરંપરામાં પ્રકૃતિ તત્ત્વ જ સૃષ્ટિ અને વિસૃષ્ટિનુ કેન્દ્ર છે; પુરુષ યા ચેતન એ તદ્દન ફૂટસ્થ હોઈ સીધી રીતે સર્જન–વિસર્જનમાં ભાગ લેતો મનાયો નથી, અને સંસાર કે મોક્ષ બન્ને વાસ્તવિક રીતે પ્રકૃતિમાં જ ઘટાવવામા આવે છે. તેમ છતાં ચેતનનુ અસ્તિત્વ સ્વીકારવાને કારણે એ પરપરા પ્રકૃતિગત બંધ-મોક્ષનો સંબંધ ઉપચારથી પણ પુરુષમા ઘટાવે છે. પુરુષમાં એ સંબંધ ભલે ઉપચારથી ઘટાવાય તોપણ પ્રકૃતિમાં તો બધ અને મોક્ષ વાસ્તવિક જ માનવા પડે છે. જે વસ્તુ કયાંય પણ અસ્તિત્વ ધરાવતી હોય તેનો જ બીજામાં આરોપ થઈ શકે. હવે સાખ્ય-યોગ પરંપરા સામે પ્રશ્ન એ આવ્યો કે પ્રકૃતિનો સ્વભાવ જ બંધ અને મોક્ષનો હોય તોપણ તમે એ તો બતાવો કે કયાંલગી એ બંધ અર્થાત્ સંસાર ભણી પ્રવૃત્તિ કરે છે અને કયારથી એ મોક્ષાભિમુખ થાય છે? આનો ઉત્તર સાખ્ય-યોગાચાર્યોએ પોતાની પરિભાષા પ્રમાણે આપ્યો છે. તે એ છે કે ચેતન પુરુષ ઉપર જયાંલગી પ્રકૃતિતત્ત્વનો અધિકાર ચાલતો હોય અને તેનુ બળ પ્રધાનપણે કામ કરતું હોય ત્યાંલગી એની પ્રવૃત્તિ સંસાર ભણી છે અને જયારે પુરુષ-ઉપરનો પ્રભાવ ઘટવા લાગે, મોળો પડે ત્યારથી મોક્ષ ભણી પ્રવૃત્તિ શરૂ થાય છે. સાંખ્ય-યોગ પરંપરાએ ત્રિગુણાત્મક પ્રકૃતિને કેન્દ્રમાં રાખી સર્ગ-વિસર્ગ યા બન્ધ-મોક્ષનો વિચાર કર્યો ત્યારે પણ તેમને ચેતન ઉપર પ્રકૃતિના અધિકારબળની તીવ્રતા અને

ક્રમશ તેનો હ્રાસ સ્વીકારવો પડયો છે તેને તેઓએ અનિવૃત્તાધિકારપ્રકૃતિ અર્થાત સસારકાળ અને નિવૃત્તાધિકારપ્રકૃતિ એટલે મોક્ષકાળ તરીકે કહેલ છે

## પરિશિષ્ટ ૨

# અપુનર્બધક

જીવ વડે બધાતુ કર્મ અથવા જીવમા પડતો કર્મસસ્કાર કેટલો વખત ટકે અને એની કટુક યા મધુર ફળ આપવાની શક્તિ કેટલા પ્રમાણમા હોય એનો આધાર સક્લેશ યા કષાયની તીવ્રતા-મદતા ઉપર છે જેટલા પ્રમાણમા સક્લેશ તીવ્ર હોય તેટલા પ્રમાણમા તેનાથી બધાતુ કર્મ વધારે સ્થિતિનુ અને વિશેષ ઉગ્ર ફળ આપનારુ હોય છે કર્મપ્રકૃતિઓ અનેક છે જૈનશાસ્ત્રમા દરેક કર્મની જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બબ્બે સ્થિતિઓ જ બતાવવામા આવી છે એમાથી મોહનીય કર્મ, જે એક રીતે બધા કર્મોમા મુખ્ય છે, તેની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડ સાગરોપમની મનાઈ છે, અર્થાત્ જ્યારે કોઈ પણ જીવ વધારેમા વધારે તીવ્ર સક્લેશપરિણામવાળો હોય ત્યારે તે જીવ સિત્તેર કોડાકોડ સાગરોપમ જેટલા સમયની સ્થિતિવાળુ મોહનીય કર્મ બાધે આવી મર્યાદા હોવા છતા કેટલાક જીવો એવા પણ હોય છે કે તેમનો સક્લેશપરિણામ ધીરે ધીરે મદ થતો જાય છે, તેથી ક્રમે કરીને તેઓ ઓછી ઓછી સ્થિતિવાળુ મોહનીય કર્મ બાધે છે જ્યારે કોઈ પણ જીવનો ચરમપુદ્ગલપરાવર્ત જેટલો પરિમિત સસાર રહે છે ત્યારે તો તેનો સક્લેશપરિણામ બહુ જ મદ થઈ જાય છે અને એ ચરમપુદ્ગલપરાવર્તમાથી પણ અડધા જેટલો ભાગ બાકી રહે ત્યારે તો સક્લેશપરિણામ પહેલાથીય વધારે મદ થઈ જાય છે, જેને લીધે તે જીવ મોહનીય કર્મ વધારેમા વધારે અત કોડાકોડ સાગરોપમ જેટલી સ્થિતિનુ જ બાધે છે અને તે વખતે

એની યોગ્યતા એટલે સુધી વધે છે કે હવે તે જીવ ફરી એવા કોઈ તીવ્ર કે તીવ્રતમ સંક્લેશ-પરિણામવાળો બનતો જ નથી કે જેથી તે સિત્તેર કોડાકોડ સાગરોપમની સ્થિતિનુ મોહનીય કર્મ ફરી બાંધે. આવો જીવ શાસ્ત્રીય પરિભાષા પ્રમાણે અપુનર્બંધક કહેવાય છે અને આ જ જીવ શુક્લપાક્ષિક પણ કહેવાય છે, કેમકે હવે તેના ઉપરથી મોહનીય કર્મનો તીવ્રતારૂપ કૃષ્ણ યા અંધકાર પક્ષ પસાર થઈ ગયો છે અને સહજ ગુણોના ઉદયરૂપ શુકલ અર્થાત્ ઉજ્જવલ પક્ષનો ઉદય થયો છે એક વાર અપુનર્બંધક અવસ્થા પ્રાપ્ત થઈ, એટલે કર્મ અને સંક્લેશનો ભાર ઘટતો જતો હોવાથી તે જયારે ગ્રંથિભેદ ભણી આગળ વધે છે ત્યારે એ માર્ગાભિમુખ અને માર્ગપતિત એવી બે વિશિષ્ટ અવસ્થાઓમાથી પણ પસાર થાય છે.

માર્ગાભિમુખ અને માર્ગપતિત એ બે વિશિષ્ટ અવસ્થાઓ અપુનર્બંધકત્વ પ્રાપ્ત થયા પછી જ જીવમા આવે છે એવો એક મત છે, જયારે બીજો મત એવો પણ છે કે તે અવસ્થાઓ અપુનર્બંધકત્વ પ્રાપ્ત થયા પહેલાંની છે. પ્રથમ મત આચાર્ય હરિભદ્રનો છે અને તે તેમણે પંચસૂત્રવૃત્તિમા[1] સ્પષ્ટ કર્યો છે, જયારે બીજો મત 'યોગબિંદુ' (શ્લો. ૧૭૯)ની અજ્ઞાતકર્તૃક ટીકામાં નોધાયો છે, પણ ટીકાકારે તેનો નિરાસ કર્યો છે. નવાગી ટીકાકાર આ. અભયદેવે પંચાશક (૩. ૩)ની વ્યાખ્યામાં માર્ગાભિમુખ ને માર્ગપતિતને અપુનર્બંધકથી જુદા અને ઊતરતી કોટિના ગણ્યા છે, તે ઉપરથી એમ લાગે છે કે કદાચ યોગબિંદુ-ટીકામાં પૂર્વપક્ષ તરીકે આવેલો બીજો મત આ અભયદેવ જેવાની કોઈ પરંપરામાંથી લેવાયેલો હોય. ગમે તેમ હો, પણ એટલુ ખરું કે આ બાબત બે મત પ્રચલિત હતા. આ. હરિભદ્રના 'ઉપદેશપદ' (શ્લો. ૨૫૩)ની ટીકામા આ. મુનિચંદ્રે પ્રથમ મત જ નિર્દેશ્યો છે, પરંતુ ઉ. યશોવિજયજીએ પોતાની અપુનર્બંધક દ્વાત્રિંશિકા (દ્વા. ૧૪, શ્લો. ૨–૪)મા એ બન્ને

1. જુઓ પાંચમા સૂત્રની વ્યાખ્યાનો અંતભાગ પા ૨૮.

મતો નિર્દેશ્યા છે અને તેમણે પોતાની દૃષ્ટિએ એ બન્ને મતોનો સમન્વય પણ કર્યો છે તેઓ કહે છે કે માર્ગાભિમુખ અને માર્ગપતિત એ બન્ને અપુનર્બંધક જીવની જ ઉત્તરકાલીન ચડતી અવસ્થાઓ છે, પણ જેઓ એ બે અવસ્થાઓને અપુનર્બંધક પહેલાની અને તેથી ભિન્ન માને છે તેઓને મતે પણ એટલુ તો સમજવુ જ જોઈએ કે તે અવસ્થાઓ યોગ યા ધર્મના અધિકારની કોટિમા ગણાવી જોઈએ, કેમકે ધર્માધિકારને પાત્ર મનાયેલી અપુનર્બંધક અવસ્થા એ માર્ગાભિમુખ અને માર્ગપતિતને માટે બહુ નજીકની છે અને જે માર્ગાભિમુખ કે માર્ગપતિત અવસ્થામા આવે છે તે પછી તરત જ અપુનર્બંધક અવસ્થામા આવી જાય છે માર્ગાભિમુખ અને માર્ગપતિતની વ્યાખ્યા આ હરિભદ્રે આ પ્રમાણે કરી છે—'સીવી નળીમા જતા સર્પ જેમ વાંકો મટી સીધો થઈ જાય છે તેમ ચિત્તની અવક્ર યા સરલ પ્રવૃત્તિ એ જ માર્ગ છે' અર્થાત્ તે સ્થિતિ આધ્યાત્મિક ગુણો પ્રાપ્ત કરવામા ઉપકારક છે આવી સ્થિતિ ભણી જે જીવ વળે, પણ હજી એ પ્રાપ્ત કરી ન હોય તે માર્ગાભિમુખ અને એવી સ્થિતિ પ્રાપ્ત કરી હોય તે માર્ગપતિત (જુઓ લલિતવિસ્તરા, પા ૧૮ ઋષભદેવ કેસરીમલ સસ્થા, રતલામ, દ્વારા પ્રકાશિત)

જ્યારે કોઈ ભવ્ય જીવ આગળ વધતા એવી સ્થિતિમાં આવે છે કે હવે તે પોતાના સક્લેશ પરિણામથી ઉત્કૃષ્ટ સ્થિતિનું મોહનીય કર્મ એક જ વાર બાંધે ત્યારે તે સકૃદ્‌બંધક કહેવાય છે કોઈ ઉત્કૃષ્ટ સ્થિતિના મોહનીય કર્મને બે વાર બાંધનાર હોય ત્યારે તે દ્વિર્બંધક કહેવાય છે આથી જોઈ શકાય છે કે ભવ્ય જીવોમા પણ અપુનર્બંધક કરતા સકૃદ્‌બંધક અને સકૃદ્‌બંધક કરતા દ્વિર્બંધકનો સસારકાળ વધારે હોય છે જે અત્યારે સકૃદ્‌બંધક હોય તે પણ કાળક્રમે અપુનર્બંધક થવાનો જ, અને જે અપુનર્બંધક બને તે ક્રમે ગ્રથિભેદ પણ કરવાનો જ પરતુ અહીં ધ્યાનમા

એ રાખવાનું છે કે જે અભવ્ય લોગ છે તે કદી ચરમપુદ્ગલપરાવર્તમાં આવી શકે નહિ, અને તેથી કરી તે કદી દ્વિર્બંધક, સકૃદ્બંધક કે અપુનર્બંધક પણ થઈ શકે નહિ. આ એક સાંપ્રદાયિક માન્યતા છે.

## પરિશિષ્ટ ૩

## વિભૂતિ

યમ, નિયમ, આસન વગેરે યોગનાં આઠ અંગો જાણીતાં છે. પ્રત્યેક અંગ સિદ્ધ થતાં તેનાથી જીવનમાં યોગીને આતરિક સિદ્ધિઓ સાંપડે છે, તેવી જ રીતે બાહ્ય સિદ્ધિઓ પણ. આ બધી સિદ્ધિઓ પતંજલિએ પોતાના 'યોગસૂત્ર'ના બીજા અને ત્રીજા પાદમાં વિસ્તારથી નીચે પ્રમાણે વર્ણવી છે:

### પાંચ યમોથી થતી સિદ્ધિઓ

૧ **अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ।** (૨, ૩૫) યોગીમાં અહિંસા સિદ્ધ થતાં તેની પાસે હિંસ્ર પ્રાણીઓ પણ પોતાના સહજ વૈરનો ત્યાગ કરે છે.

૨ **सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ।** (૨, ૩૬) સત્ય સિદ્ધ થતાં વાણી કદી જૂઠી પડતી નથી.

૩ **अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ।** (૨, ૩૭) અસ્તેય સિદ્ધ થતાં સર્વ દિશામાં રહેલ રત્નાદિ સમૃદ્ધિ ઉપસ્થિત થાય છે.

૪ **ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभ ।** (૨, ૩૮) બ્રહ્મચર્યથી વીર્યલાભ થાય છે.

૫ **अपरिग्रहस्थैर्ये जन्मकथतासंबोध ।** (૨, ૩૯) અપરિગ્રહની સ્થિરતાથી જન્માન્તરની સ્મૃતિ થાય છે.

### નિયમથી થતી સિદ્ધિઓ

૬–૭ **शौचात्स्वाङ्गजुगुप्सा परैरसंसर्ग ।** (૨, ૪૦)

सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानि च । (૨, ૪૧) (બાહ્ય) શૌચની સ્થિરતાથી પોતાના શરીર વિશે જુગુપ્સા તથા અન્ય સાથે અલિપ્તપણું સધાય છે વળી સત્ત્વની શુદ્ધિ, પ્રસન્નતા, એકાગ્રતા, ઇન્દ્રિયોનો જય અને આત્મસાક્ષાત્કારની યોગ્યતા આવે છે

૮ संतोषादनुत्तम सुखलाभ । (૨, ૪૨) સંતોષથી ઉત્કૃષ્ટ સુખનો લાભ થાય છે

૯ कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपस । (૨, ૪૩) તપથી અશુદ્ધિનો ક્ષય થતા શરીર અને ઇન્દ્રિયોની સિદ્ધિ થાય છે

૧૦ स्वाध्यायादिष्टदेवतासंप्रयोग । (૨, ૪૪) સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનો સાક્ષાત્કાર થાય છે

૧૧ समाधिसिद्धिरीश्वरप्रणिधानात । (૨, ૪૫) ઈશ્વરપ્રણિધાનથી સમાધિ સિદ્ધ થાય છે

## આસનથી થતી સિદ્ધિ

૧૨ ततो द्वन्द्वानभिघात । (૨, ૪૮) આસન સિદ્ધ થવાથી શીતોષ્ણાદિ દ્વન્દ્વો બાધા કરી શકતા નથી

## પ્રાણાયામથી થતી સિદ્ધિ

૧૩-૧૪ तत क्षीयते प्रकाशावरणम् । (૨, ૫૨)
धारणासु च योग्यता मनस । (૨, ૫૩)
પ્રાણાયામથી વિવેકજ્ઞાનના આવરણનો ક્ષય થાય છે અને વિવિધ ધારણાઓ માટે મન યોગ્ય બને છે

## પ્રત્યાહારથી થતી સિદ્ધિ

૧૫ तत परमवश्यतेन्द्रियाणाम् । (૨, ૫૫) પ્રત્યાહારથી ઇન્દ્રિયો પર પરમ કાબૂ આવે છે

## ધારણા ધ્યાન અને સમાધિરૂપ સંયમથી થતી સિદ્ધિ

૧૬ तज्जयात् प्रज्ञालोक । (૩, ૫) સંયમની સ્થિરતાથી પ્રજ્ઞાની દીપ્તિ અર્થાત્ વિવેકખ્યાતિનો ઉદય થાય છે

## સંયમથી થતી કેટલીક અન્ય સિદ્ધિઓ

૧૭ परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् । (૩, ૧૬) ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ ત્રિવિધ પરિણામમા સંયમ કરવાથી યોગીને અતીત અને અનાગતનુ જ્ઞાન થાય છે.

૧૮ शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात् संकरस्तत्प्रविभागसंयमात् सर्वभूतरुतज्ञानम् । (૩, ૧૭) શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણના અધ્યાસથી તેમા ભેદ ભાસતો નથી. તેથી એમના ભેદ વિશે સંયમ કરવાથી સર્વ પ્રાણીઓના શબ્દોનું જ્ઞાન થાય છે.

૧૯ प्रत्ययस्य परचित्तज्ञानम् । (૩, ૧૯) ચિત્તવૃત્તિના સંયમથી પરચિત્તનું જ્ઞાન થાય છે

૨૦ मैत्र्यादिषु बलानि । (૩, ૨૩) મૈત્રી વગેરેમાં સંયમ કરવાથી અવંધ્ય બલ પ્રાપ્ત થાય છે.

૨૧ भुवनज्ञानं सूर्ये संयमात् । (૩, ૨૬) સૂર્યમાં સંયમથી સર્વભુવનનુ જ્ઞાન થાય છે.

૨૨ श्रोत्राकाशयोः संबंधसयमाद्दिव्यं श्रोत्रम् । (૩, ૪૧) શ્રોત્ર અને આકાશના સંબંધ વિશે સંયમ કરવાથી શ્રોત્ર દિવ્ય બને છે, અર્થાત્ શ્રોત્ર અતીત, અનાગત, સૂક્ષ્મ તથા વ્યવહિતાદિ શબ્દને શ્રવણ કરવાના સામર્થ્યવાળું થાય છે.

૨૩ कायाकाशयो. संबंधसंयमात् लघुतूलसमापत्तेश्चाकाशगमनम् । (૩, ૪૨) શરીર અને આકાશના સંબંધ વિશે સંયમ કરવાથી રૂ જેવુ હલકાપણુ સધાતાં આકાશમાં ગમન થઈ શકે છે.

૨૪-૨૫ स्थूलस्वरूपसूक्ष्मान्वयार्थवत्त्वसंयमाद् भूतजय. । (૩, ૪૪)
ततोऽणिमादिप्रादुर्भावः कायसंपत्तद्धर्मानभिघातश्च।(૩,૪૫) પૃથિવ્યાદિ પાંચ ભૂતોની સ્થૂલ, સ્વરૂપ, સૂક્ષ્મ, અન્વય અને અર્થવત્તા એ પાંચ અવસ્થાના સંયમથી ભૂતોનો જય

થાય છે, અને ભૂતજયથી અણિમા વગેરે અષ્ટ મહાસિદ્ધિઓનો ઉદય થાય છે, રૂપલાવણ્યાદિ શરીરસપત્તિ પ્રાપ્ત થાય છે તેમજ શરીરમા એ ભૂતોના ધર્મની બાધક અસર થતી નથી

૨૬ ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च । (૩, ૪૮) ઇન્દ્રિયજય થવાથી કાયાની મનના જેવી શીઘ્ર ગતિ થાય છે, ઇન્દ્રિયો ઇષ્ટ દેશ, કાળ અને સૂક્ષ્મ વિષયોમા પ્રવર્તે છે અને પ્રકૃતિનો જય થાય છે

૨૭ सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च । (૩, ૪૯)

બુદ્ધિ અને પુરુષના ભેદરૂપ વિવેકજ્ઞાન પ્રાપ્ત કરનાર યોગીને સર્વનુ નિયતાપણુ તથા સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે

* * *

જૈન પરપરામા પણ સયમથી પ્રાપ્ત થતી અનેક લબ્ધિઓ શાસ્ત્રોમા વર્ણવવામા આવી છે, જેમકે,

૧ આમોસહિ—આ લબ્ધિ પ્રાપ્ત કરનાર સાધક યોગીના સ્પર્શ માત્રથી જ રોગ દૂર થઈ શકે છે

૨ વિપ્પોસહિ, ખેલોસહિ, જલ્લમોસહિ—જેના વડે સાધકના શરીરના મૂત્ર, શ્લેષ્મ વગેરે જેવા જુદા જુદા મળોના સ્પર્શથી જ રોગ દૂર થાય છે

૩ સભિન્નસોય—જેના વડે યોગી શરીરના ગમે તે ભાગથી સાભળી શકે અથવા દરેક ઇન્દ્રિય બીજી ઇન્દ્રિયોના કામ કરી શકે

૪ ઉજુમઈ—જેનાથી ઋજુમતિ મનપર્યાયજ્ઞાન પ્રાપ્ત થાય (તત્ત્વાર્થ ૧, ૨૪–૨૫)

૫ સવ્વોસહિ—જેનાથી સાધકના સર્વ અવયવો ઔષધિનુ કામ આપે

૬ ચારણ—જેમાં સંયમ, તપ, વિદ્યા, મંત્ર આદિની સાધનાને બળે દૂર દૂર ઊડીને જવા આવવાની શક્તિ પ્રાપ્ત થાય. (આને ઉપર વર્ણવેલ ૨૩મી સિદ્ધિ સાથે સરખાવી શકાય.)

૭ આસીવિસ—જેના વડે તપથી શાપ આપવાની શક્તિ પ્રાપ્ત થાય.

૮ કેવલી—જેનાથી કેવળજ્ઞાન પ્રગટે.(૨૭મી સિદ્ધિ સાથે સરખાવો.)

૯ મણનાણિણો—જેનાથી વિપુલમતિ મનઃપર્યાયજ્ઞાન થાય. (તત્ત્વાર્થ ૧, ૧૪ અને ૨૫)

૧૦ પુવ્વધરા, અરિહંત, ચક્કવટ્ટી, બળદેવા, વાસુદેવા વગેરે—જેનાથી પૂર્વધર, અર્હત્, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ વગેરેની શક્તિઓ પ્રાપ્ત થાય.[1]

* * *

બૌદ્ધ પરંપરામાં વિભૂતિ યા લબ્ધિ 'અભિજ્ઞા' નામથી પ્રસિદ્ધ છે, અને આ અભિજ્ઞાઓ કોઈ ઠેકાણે પાચ તો કોઈક ઠેકાણે છ વર્ણવવામાં આવેલી છે.

૧ ઇદ્ધિવિધ—જેનાથી અનેકરૂપે પ્રગટ થવાય, દીવાલ પર્વત વગેરેની આરપાર નીકળી શકાય, આકાશમાં ઊડી શકાય અને સૂર્ય-ચંદ્રને હાથથી સ્પર્શી શકાય.

૨ દિબ્બસોત (દિવ્યશ્રોત્ર)—જેના વડે દેવતા અને મનુષ્યના તેમજ દૂર અને નિકટના શબ્દો સાંભળી શકાય. (આ લબ્ધિ પતંજલિ પ્રમાણે ઉપર વર્ણવેલ ૨૨મી સિદ્ધિ તેમજ જૈન 'સંભિન્નસોય' સાથે સરખાવી શકાય.)

૩ પરચિત્તવિજાનતા—જેનાથી બીજાના ચિત્તનુ જ્ઞાન થાય. (આ પણ વૈદિક અને જૈન પરંપરામાં સમાન છે. સરખાવો પતંજલિ પ્રમાણેની ઉપર વર્ણવેલી ૧૯મી સિદ્ધિ અને જૈન ઉજ્જુમઈ ને મણનાણિણો.)

---

૧. જુઓ આવશ્યકનિર્યુક્તિ ગા. ૬૯-૭૦ અને એના પરની મલયગિરિ ટીકા પા ૭૭-૭૮

૪ પુબ્બેનિવાસાનુસ્સતિ—જેના વડે પૂર્વજન્મોનુ જ્ઞાન થાય (સરખાવો પતંજલિગત ૫ મી સિદ્ધિ)

૫ દિબ્બચક્ખૂ—જેનાથી દૂરની તેમજ સૂક્ષ્મમા સૂક્ષ્મ વસ્તુ જોઈ શકાય

૬ આસવક્ખયકગ્ણાણ—જેનાથી આસવો (આસ્રવો)નો ક્ષય કરનારુ જ્ઞાન પ્રાપ્ત થાય

આ પરથી જોઈ શકાશે કે દરેક પરંપરાએ પોતપોતાની રીતે સંયમ અર્થાત્ યોગથી થતી જુદી જુદી લબ્ધિઓ યા વિભૂતિઓ વર્ણવી છે, જેમાની કેટલીક ઉપર બતાવ્યા પ્રમાણે બિલકુલ સામ્ય ધરાવે છે

## પરિશિષ્ટ ૪

## કાળજ્ઞાન

જીવન-મરણ, લાભ-હાનિ, શુભ-અશુભ જેવા ભાવી જાણવા માટે મનુષ્યજાતિએ લાંબા કાળથી અનેક પ્રયત્નો કર્યા છે તે પ્રયત્નોને પરિણામે અનુભવ તેમજ કલ્પનામૂલક અનેક શાસ્ત્રો પણ રચાયા છે, જેની આઠ શાખાઓ અષ્ટાંગનિમિત્તવિદ્યા નામથી જાણીતી છે આ નિમિત્તવિદ્યા કોઈ એક જ પરંપરામા સીમિત નથી ભારતીય પરંપરાને ઉદ્દેશી કહેવુ હોય તો એમ કહી શકાય કે તે વૈદિક-અવૈદિક બધી જ પરંપરાઓમા ઓછેવત્તે અંશે મળી આવે છે અથર્વવેદ અને ઐતરેય આરણ્યક જેવા પ્રાચીન વૈદિક ગ્રંથોમા સ્વપ્ન આદિ દ્વારા શુભાશુભની સૂચના નિર્દેશાયેલી છે મહાભારતમાં પણ મૃત્યુસૂચક ચિહ્નોનુ થોડું વર્ણન છે કાશ્યપ સંહિતા, ચરક, સુશ્રુત, વરાહસંહિતા, મત્સ્યપુરાણ, વાયુપુરાણ, યોગશાસ્ત્ર (પતંજલિ), કાળજ્ઞાન (શંભુનાથ) અને ધર્મસિંધુ આદિ અનેક વૈદિક ગ્રંથોમા મૃત્યુસૂચક વિવિધ ઉપાયોનો થોડો ઘણો નિર્દેશ થયેલો છે બૌદ્ધ વાઙ્મયમા અત્યાર લગી મિલિંદપન્હો સિવાય અન્યત્ર આવી વિદ્યાનુ વર્ણન જોવામા નથી આવ્યુ મિલિન્દ

પગ-હોમાં પણ માત્ર શુભાશુભ સ્વપ્ન પૂરતી ચર્ચા છે, પરંતુ બૌદ્ધ-સાહિત્ય સંપૂર્ણભાવે જોવાય તો જ આ વિશે કાંઈક વધારે કહી શકાય. જૈન પરંપરામાં અષ્ટાંગનિમિત્તવિદ્યાનો વિચાર પ્રાચીન કાળથી ખેડાયેલ છે. બાર અંગ પૈકી લુપ્ત થયેલ દૃષ્ટિવાદ નામના બારમા અંગમા એ વિદ્યાનુ અસ્તિત્વ ઉત્તરકાલીન ગ્રંથકારોએ નોંધેલુ છે, પરંતુ ઉપલબ્ધ શ્વેતાંબર-દિગંબર સાહિત્યમાં અનેક ગ્રંથો અને પ્રકરણો એવાં છે જેમાં ભાવિસૂચક રિષ્ટ કે અ-રિષ્ટોનુ અનેકવિધ તેમજ વિસ્તૃત વર્ણન મળે છે. જો કે ઓઘ-નિર્યુક્તિમાં લાબુ વર્ણન નથી, પણ રિષ્ટસમુચ્ચયના કર્તા દુર્ગદેવે નોંધેલ અને ઉપયોગ કરેલ 'મરણકંડિકા' નામનો કોઈ પ્રાચીન ગ્રંથ એવો હતો જેમા કાળજ્ઞાનનુ વિવિધ અને વિસ્તૃત વર્ણન હતુ. 'સંવેગરંગશાલા' અને આચાર્ય હેમચંદ્રનુ 'યોગશાસ્ત્ર' એ બે ગ્રંથો, તેમાય છેલ્લો, આ વિષય ઉપર સૌથી વધારે પ્રકાશ નાખે છે.

મૃત્યુસૂચક નાનાવિધ ચિહ્નોનું વર્ણન કરનાર વૈદિક–અવૈદિક ગ્રંથોનુ વિસ્તાર અને બારીકાઈથી તુલનાત્મક અધ્યયન કરી ડૉ. એ. એસ. ગોપાણીએ પોતાના સુસંપાદિત 'રિષ્ટસમુચ્ચય' નામના પુસ્તકમાં આ વિષયને લગતી બહુ કીમતી અને ઉપયોગી માહિતી પૂરી પાડી છે, જે આ વિષયના અભ્યાસી માટે ખાસ મહત્ત્વની છે.

## પરિશિષ્ટ ૫

# આધ્યાત્મિક વિકાસક્રમની ભૂમિકાઓ અને ધ્યાનોની તુલના

### વૈદિક પરંપરા

આ પરંપરાના બે ગ્રંથો એવા છે જેમા વર્ણવેલી ભૂમિકાઓ દ્વૈતવાદી કે અદ્વૈતવાદી એ બધાને માન્ય છે. તેમાંથી પહેલો ગ્રંથ છે. પાતંજલ યોગસૂત્ર અને બીજો યોગવાસિષ્ઠ. યોગસૂત્રભાષ્યમાં ચિત્ત પ્રકારનુ વર્ણવ્યુ છે: ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને

નિરુદ્ધ[૧] તેમાંથી ક્ષિપ્ત અને મૂઢ એ બે ચિત્તો આધ્યાત્મિક વિકાસનો પ્રારંભ થયા પહેલાંના છે વિક્ષિપ્ત વખતે એવા વિકાસનો પ્રારંભ છતાં મુખ્યપણે અવિકાસ હોય છે તેથી એકાગ્ર અને નિરુદ્ધ એ બે જ વિકાસક્રમમાં આવે એકાગ્ર ચિત્તમાં સંપ્રજ્ઞાત અને નિરુદ્ધમાં અસંપ્રજ્ઞાત–યોગ મનાયો છે સંપ્રજ્ઞાત યોગમાં સ્થૂળ કે સૂક્ષ્મ આલંબન હોય છે, જ્યારે અસંપ્રજ્ઞાત નિરાલંબન હોય છે અને તેથી જ તે નિર્બીજ અને સંસ્કારશેષ છે

સંપ્રજ્ઞાતયોગ ચાર પ્રકારનો છે (૧) વિતર્ક, વિચાર આનન્દ અને અસ્મિતાયુક્ત, (૨) વિતર્ક રહિત પણ વિચાર, આનન્દ અને અસ્મિતાયુક્ત, (૩) વિતર્ક અને વિચાર રહિત પણ આનંદ અને અસ્મિતાયુક્ત, (૪) વિતર્ક, વિચાર અને આનન્દ રહિત અને માત્ર અસ્મિતાયુક્ત (યોગસૂત્ર ૧, ૧૭)

વાચસ્પતિએ મધુમતી મધુપ્રતીકા, વિશોકા અને સંસ્કારશેષા નામે ચાર ચિત્તભૂમિઓ નોંધી છે (યોગસૂત્ર ૧ ૧)

અહીં એ પણ નોંધવું જરૂરી છે કે યોગસૂત્ર (૩, ૫૧)ના ભાષ્યમાં યોગીના ચાર પ્રકારો દર્શાવેલા છે, જેમકે (૧) પ્રથમકલ્પિક, (૨) મધુભૂમિક યા ઋતંભરપ્રજ્ઞ, (૩) પ્રજ્ઞાજ્યોતિ, (૪) અતિક્રાન્તભાવનીય

---

૧ જે ચિત્ત રજોગુણની બહુલતાને લીધે હમેશાં અનેક વિષયોમાં પ્રેરાતું હોવાથી અત્યંત અસ્થિર હોય તે ક્ષિપ્ત (૨) જે ચિત્ત તમોગુણના પ્રાબલ્યથી નિદ્રાવૃત્તિવાળું બને તે મૂઢ (૩) જે ચિત્ત અસ્થિરતા વિશેષ હોવા છતાં ક્યારેક ક્યારેક પ્રશસ્ત વિષયોમાં સ્થિરતા અનુભવે તે વિક્ષિપ્ત (૪) જે ચિત્ત એકતાન–સ્થિર બની જાય તે એકાગ્ર (૫) જે ચિત્તમાં તમામ વૃત્તિઓનો નિરોધ થઈ ગયો હોય અને માત્ર સંસ્કારો જ બાકી રહ્યા હોય તે નિરુદ્ધ (જુઓ પુરાતત્ત્વ પુસ્તક ૧ અંક ૨માં પં સુખલાલજીનો લેખ ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ પા ૧૯૯ થી ૨૦૮)

યોગવાસિષ્ઠ ચૌદ ભૂમિકાઓ ગણાવે છે. તેમાંથી સાત અજ્ઞાનભૂમિકાઓ છે અને સાત જ્ઞાનભૂમિકાઓ. પહેલી સાત અવિકાસની અને બીજી સાત વિકાસની દશાઓ છે. તે આ પ્રમાણે: (૧) બીજજાગ્રત્, (૨) જાગ્રત્, (૩) મહાજાગ્રત્. (૪) જાગ્રત્સ્વપ્ન, (૫) સ્વપ્ન, (૬) સ્વપ્નજાગ્રત્, (૭) સુષુપ્તક[1]. જ્ઞાનમય સ્થિતિના પણ સાત ભાગ કરી તેને જ્ઞાનભૂમિકાઓના નામથી ઓળખાવ્યા છે; જેમકે (૧) શુભેચ્છા, (૨) વિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્ત્વાપત્તિ, (૫) અસંસક્તિ, (૬) પદાર્થભાવની, અને (૭) તુર્યગા[2] (જુઓ, પુરાતત્ત્વ એજન).

---

૧. (૧) પહેલી ભૂમિકામા અહંત્વ-મમત્વબુદ્ધિની જાગૃતિ નથી હોતી. માત્ર તેવી જાગૃતિની બીજરૂપે યોગ્યતા હોય છે, તેથી તે બીજજાગ્રત્ કહેવાય છે આ ભૂમિકા વનસ્પતિ જેવા ક્ષુદ્ર નિકાયમા માની શકાય. (૨) બીજી ભૂમિકામાં અહંત્વ-મમત્વબુદ્ધિ અલ્પાશે જાગે છે, તેથી તે જાગ્રત્ કહેવાય છે. આ ભૂમિકા કીટ, પતંગ, પશુ, પક્ષીમા માની શકાય. (૩)-ત્રીજી ભૂમિકામા અહંત્વ-મમત્વબુદ્ધિ વિશેષ પુષ્ટ છે, તેથી તે મહાજાગ્રત્ કહેવાય છે. આ ભૂમિકા મનુષ્ય, દેવ આદિ નિકાયમા માની શકાય. (૪) ચોથી ભૂમિકામા જાગ્રત્ અવસ્થાના મનોરાજ્ય (ભ્રમ)નો સમાવેશ થાય છે; જેમકે, એકને બદલે બે ચદ્ર દેખાવા, છીપમાં રૂપાનુ ભાન અને ઝાઝવામા પાણીની બુદ્ધિ. આ હેતુથી આ ભૂમિકા જાગ્રત્સ્વપ્ન કહેવાય છે (૫) પાચમી ભૂમિકામાં નિદ્રા વખતે આવેલ સ્વપ્નનું જાગ્યા બાદ જે ભાન થાય છે તેનો સમાવેશ છે, તેથી તે સ્વપ્ન કહેવાય છે (૬) છઠ્ઠી ભૂમિકામા વર્ષોના વર્ષો સુધી ચાલુ રહેલ સ્વપ્નનો સમાવેશ થાય છે આ સ્વપ્ન શરીરપાત થયા છતા પણ ચાલુ રહે છે, તેથી તે સ્વપ્નજાગ્રત્ કહેવાય છે. (૭) સાતમી ભૂમિકા ગાઢ નિદ્રાની હોય છે, જેમા જડ જેવી સ્થિતિ થઈ જાય છે અને કર્મો માત્ર વાસનારૂપે રહેલાં હોય છે, તેથી તે સુષુપ્તિ કહેવાય છે. ત્રીજીથી સાતમી સુધીની પાચ ભૂમિકાઓ સ્પષ્ટપણે મનુષ્યનિકાયમા અનુભવાય છે. જુઓ યોગવાસિષ્ઠ, ઉત્પત્તિપ્રકરણ સર્ગ ૧૧૭

૨ (૧) હું મૂઢ જ શા માટે રહુ ? હવે તો શાસ્ત્ર અને સજ્જન દ્વારા

## બૌદ્ધ પરંપરા

આના મુખ્ય બે ભાગ છે સ્થવિરવાદ અને મહાયાન સ્થવિરવાદ પ્રમાણે આધ્યાત્મિક વિકાસની છ ભૂમિકાઓ કરવામાં આવી છે ૧ અંધપુથુજ્જન, ૨ કલ્યાણપુથુજ્જન, ૩ સોતાપન્ન, ૪ સકદાગામી, ૫ અનાગામી યા ઓપપાતિક, ૬ અરહા[1]

---

દાઈક આત્માવલોકન કરીશ એવી વૈરાગ્યપૂર્વક જે ઇચ્છા તે શુભેચ્છા (૨) શાસ્ત્ર અને સજ્જનના સંસર્ગપૂર્વક વૈરાગ્યાભ્યાસને લીધે જે સદાચારમાં પ્રવૃત્તિ થવી તે વિચારણા (૩) શુભેચ્છા અને વિચારણાને લીધે જે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્તિ ઘટે છે તે તનુમાનસા કહેવાય છે કારણ કે તેમાં સંકલ્પવિકલ્પ ઓછા થાય છે (૪) ત્રણ ભૂમિકાઓના અભ્યાસથી ચિત્ત સુધ્ધામાં પણ વિરતિ થવાથી સત્ય અને શુદ્ધ એવા આત્મામાં જે સ્થિતિ થવા પામે છે તે સત્ત્વાપત્તિ (૫) પૂર્વની ચાર ભૂમિકાઓના અભ્યાસથી અને સમાધિના અસંગરૂપ પરિપાકથી એવી અવસ્થા થાય છે કે જેમાં ચિત્તની અંદર નિરતિશય આત્માનંદનો ચમત્કાર પુષ્ટ થયેલ હોય છે તે અસંસક્તિ ભૂમિકા (૬) પાંચ ભૂમિકાઓના અભ્યાસથી પ્રાપ્ત થયેલ આત્મારામ સ્થિતિને લીધે જે એવી દશા પ્રાપ્ત થાય છે કે બાહ્ય ને આભ્યંતર બધા પદાર્થોની ભાવના છૂટી જાય છે દેહયાત્રા ફક્ત બીજાના પ્રયત્નને લઈને ચાલે છે તે પદાર્થાભાવની ભૂમિકા (૭) છ ભૂમિકાઓના અભ્યાસને લીધે ભેદભાવનું જ્ઞાન બિલકુલ શમી જવાથી જે એકમાત્ર સ્વભાવનિષ્ઠા પ્રાપ્ત થાય છે તે તુર્યા ॥ આ સાતમી તુર્યાવસ્થા જીવન્મુક્તમાં હોય છે વિદેહમુક્તનો વિષય ત્યારબાદની તુર્યાતીત અવસ્થા છે જુઓ યોગવાસિષ્ઠ, ઉત્પત્તિપ્રકરણ સ ૧૧૮ તથા નિર્વાણપ્રકરણ સ ૧૨૦ અને પુરાતત્ત્વ પા ૨૦૩

૧ (૧-૨) પુથુજ્જન એટલે સામાન્ય મનુષ્ય તેના અંધપુથુજ્જન અને કલ્યાણપુથુજ્જન એવા બે ભેદો છે યથા—

दुवे पुथुज्जना वुत्ता बुद्धेनादिच्चबन्धुना ।
अंधो पुथुज्जनो एको कल्याणको पुथु जनो ॥

—મજ્ઝિમનિકાય મૂલ પરિયાયસુત્તવણ્ણના

આ બન્નેમાં સંયોજના (બંધન) તો દશેય હોય છે છતાં અંતરદાય

આમાં પહેલી અવિકાસકાલીન, બીજી અલ્પમાત્ર વિકાસવાળી, ત્રીજીથી પાંચમી ચડિયાતા વિકાસવાળી અને છઠ્ઠી પૂર્ણ વિકાસની ભૂમિકાઓ છે.

કેટલીક વાર પુથુજ્જન અને ગોત્રભૂ એવા પણ અજ્ઞાનકાલીન ભૂમિકાના બે ભાગો કરવામાં આવે છે, પરંતુ ગોત્રભૂની વ્યાખ્યા દરેક સ્થળે એકસરખી નથી કેટલીક વાર એ ભૂમિકાને જ્ઞાનકાલીન અવસ્થાઓમા ગણાવવામાં આવી છે; અર્થાત ગોત્રભૂ, સોતાપન્ન, સકદાગામી કે અનાગામી હોઈ શકે. જ્ઞાનકાલીન ભૂમિકાઓમાથી સોતાપન્ન ને સકદાગામી માટે અધિશીલ. અનાગામી માટે અધિચિત્ત ને અરહા માટે અધિપ્રજ્ઞ શબ્દો પણ યોજવામાં આવે છે.

મહાયાન પરંપરામાં પણ ભૂમિકાઓની બાબતમાં કંઈક નામભેદ ને સંખ્યાભેદ પ્રવર્તે છે. સામાન્ય રીતે દશ ભૂમિકાઓનો ઉલ્લેખ મળે છે અને આ દશેય ભૂમિકાઓ જ્ઞાનકાલીન છે. કેટલેક સ્થળે ('બોધિસત્ત્વભૂમિ' જેવા ગ્રંથોમા) ૧૨ ભૂમિઓનો નિર્દેશ છે. તેમા અજ્ઞાનકાલીન બે ભૂમિકાઓ ઉમેરવામાં આવી છે. બાકીની દશ ભૂમિઓ તદ્દન સમાન છે, ભેદ હોય તો તે માત્ર નામનો

તો તે એટલુ જ કે પહેલાને આર્યદર્શન (સત્સંગ) પ્રાપ્ત થયેલ નથી હોતુ, જ્યારે બીજાને તે પ્રાપ્ત થયેલ હોય છે. આ બંને નિર્વાણમાર્ગથી પરાઙ્મુખ હોય છે નિર્વાણમાર્ગને પ્રાપ્ત થયેલાના ચાર પ્રકાર છે: (૩) જેણે ત્રણ સંયોજનાનો ક્ષય કર્યો હોય તે સોતાપન્ન, (૪) જેણે ત્રણ સંયોજનાનો ક્ષય અને પછીથી બેનુ શૈથિલ્ય કર્યું હોય તે સકદાગામી, (૫) જેણે પાંચેનો ક્ષય કર્યો હોય તે ઓપપાતિક, (૬) જેણે દશે સંયોજનાનો ક્ષય કર્યો હોય તે અરહા. સોતાપન્ન વધારેમા વધારે સાત વાર મનુષ્યલોકમા અવતરે છે, ત્યારબાદ અવશ્ય નિર્વાણ પામે છે. સકદાગામી એક જ વાર મનુષ્યલોકમા આવે છે, પછી નિર્વાણ પામે છે. ઓપપાતિક બ્રહ્મલોકમાથી જ નિર્વાણ પામે છે. અરહા તે સ્થિતિમાંથી જ નિર્વાણ મેળવે છે. દસ સંયોજનાઓ માટે જુઓ અંગુત્તરનિકાય (પા ૧૭ ફુટનોટ ૧૩); મજ્ઝિમનિકાય, 'બુદ્ધ, ધર્મ આણિ સંઘ' મરાઠી, (પા. ૯૯) તથા પુરાતત્ત્વ પા ૨૦૩-૪.

જ છે તે દશ ભૂમિઓ આ પ્રમાણે છે ૧ પ્રમુદિતા, ૨ વિમલા, ૩ પ્રભાકરી, ૪ અર્ચિષ્મતી, ૫ સુદુર્જયા, ૬ અભિમુખી, ૭ દુરંગમા, ૮ અચલા, ૯ સાધુમતી, ૧૦ ધર્મમેઘા[1] 'બોધિસત્ત્વભૂમિ' ગ્રંથમા બાર ભૂમિઓ આ રીતે છે ૧ ગોત્રવિહાર, ૨ અધિમુક્તિચર્યાવિહાર, ૩ પ્રમુદિતાવિહાર, ૪ અધિશીલવિહાર, ૫

---

૧ (૧) પ્રમુદિતા—જગતના ઉદ્ધાર અર્થે બુદ્ધત્વ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાક્ષા જાગે ને ચિત્તમા તેવી બોધિનો સકલ્પ કરે ને તેથી કરી પ્રમોદ અનુભવે તે સ્થિતિ પ્રમુદિતા

(૨) વિમલા—બીજા પ્રાણીઓને કુમાર્ગથી નિવારવા માટે પોતે જ પ્રથમ હિસાવિરમણ આદિ શીલનુ આચરણ કરી દાખલો બેસાડવા પ્રયત્ન કરે ત્યારે વિમલા

(૩) પ્રભાકરી—જ્યારે આઠ ધ્યાન અને મૈત્રી આદિ ચાર બ્રહ્મ વિહારની ભાવના કરે અને પ્રથમ કરેલ સકલ્પ પ્રમાણે અન્ય પ્રાણીઓને દુખમુક્ત કરવા પ્રયત્ન કરે તે સ્થિતિ

(૪) અર્ચિષ્મતી—પ્રાપ્ત કરેલ ગુણોને સ્થિર કરવા નવા મેળવવા તેમજ કોઈ પણ જાતના દોષનું સેવન ન કરવા જેટલી વીર્ય પારમિતા સાધે ત્યારે અર્ચિષ્મતી

(૫) સુદુર્જયા—કરુણાવૃત્તિ વિશેષ વધે અને ચાર આર્યસત્યોનું સ્પષ્ટ જ્ઞાન થાય તેવી ધ્યાન પારમિતા આવે ત્યારે

(૬) અભિમુખી—મહાકરુણા વડે બોધિસત્ત્વથી આગળ જઈ અર્હત્પણું પ્રાપ્ત થાય અને દશ પારમિતામાથી વિશેષે પ્રજ્ઞાપારમિતા સાધે ત્યારે

(૭) દુરંગમા—જ્યારે દશે પારમિતા પૂર્ણ સધાય

(૮) અચલા—શરીર વાણી અને મનને લગતી બાબતો વિશેની ચિંતાથી સહજભાવે મુક્ત થાય અને વિશ્વને લગતા પ્રશ્નો વિશેનુ સ્પષ્ટ અને વિગતે જ્ઞાન થાય તેમજ ચલિત થવાનો સભવ જતો રહે ત્યારે અચલા

(૯) સાધુમતી—દરેક જીવને દોરવણી આપવા માટે એના અધિકારને પારખવાની સપૂર્ણ શક્તિ પ્રાપ્ત થાય ત્યારે

(૧૦) ધર્મમેઘા—સર્વજ્ઞત્વપ્રાપ્તિ ને મહાયાનદૃષ્ટિએ તથાગત

આ ભૂમિઓના વિસ્તૃત વર્ણન માટે જુઓ નલિનાક્ષ દત્તકૃત આસ્પેક્ટ્સ ઓફ મહાયાનબુદ્ધિઝમ એન્ડ ઇટ્સ રિલેશન ટુ હીનયાન પા ૨૪૨-૮૯

અધિચિત્તવિહાર, ૬ ૭-૮ અધિપ્રજ્ઞાવિહાર, ૯. સાભિસંસ્કારસાભોગનિર્નિમિત્તવિહાર. ૧૦. અનાભોગનિર્નિમિત્તવિહાર, ૧૧. પ્રતિસંવિદ્વિહાર, ૧૨. પરમવિહાર.

હીનયાનની ભૂમિઓને મહાયાનની કઈ કઈ ભૂમિઓ સાથે સરખાવી શકાય એ અમે નીચે કોષ્ટકમાં દર્શાવ્યું છે. આ બાબતમા એટલુ નોંધવુ જરૂરી છે કે મહાયાનની 'પ્રમુદિતા' સાથે હીનયાનની કોઈ પણ ભૂમિકા સામ્ય ધરાવતી નથી, કેમકે હીનયાનમા સર્વ જીવોને ઉદ્ધારવાનો બોધિસત્ત્વ જેવો આદર્શ કે સંકલ્પ નથી. જયારે 'પ્રમુદિતા'મા એ સંકલ્પ છે. હીનયાન 'અર્હત્' પદથી અર્થાત્ વ્યકિતગત નિર્વાણથી જ અટકે છે, જ્યારે મહાયાન પ્રમાણે બોધિસત્ત્વનો આદર્શ 'અર્હત્' પદમાં નહિ, પણ દશમાંની છેલ્લી ચાર ભૂમિકામાં સિદ્ધ થઈ શકે છે.

| હીનયાન | મહાયાન |
|---|---|
| ૧. અંધપુથુજજન યા પુથુજજન | ૧. ગોત્રવિહાર |
| ૨. કલ્યાણપુથુજજન યા ગોત્રભૂ | ૨. અધિમુકિતચર્યાવિહાર |
| | ૩. પ્રમુદિતા યા પ્રમુદિતાવિહાર |
| ૩. સોતાપન્ન, ૪. સકદાગામી } અધિશીલ | ૪. વિમલા યા અધિશીલવિહાર |
| ૫. અનાગામી યા અધિચિત્ત | ૫. પ્રભાકરી યા અધિચિત્તવિહાર |
| ૬. અરહા યા અધિપ્રજ્ઞ | ૬. અર્ચિષ્મતી, ૭. સુદુર્જયા, ૮. અભિમુખી } અધિપ્રજ્ઞાવિહાર |
| | ૯. દુરંગમા યા સાભિસંસ્કારસાભોગનિર્નિમિત્તવિહાર |
| | ૧૦. અચલા યા અનાભોગનિર્નિમિત્તવિહાર |
| | ૧૧. સાધુમતી યા પ્રતિસંવિદ્વિહાર |
| | ૧૨. ધર્મમેઘા યા પરમવિહાર |

## જૈન પરંપરા

આમા પ્રાચીન આગમને અનુસરી એક વર્ણન છે અને બીજું માન હરિભદ્રના ગ્રથોને અનુસરી પહેલામા ગુણસ્થાન નામે ચૌદ ભૂમિકાઓ છે (૧) મિથ્યાદૃષ્ટિ, (૨) સાસ્વાદન, (૩) સમ્યક્ મિથ્યાદૃષ્ટિ, (૪) અવિરતસમ્યગ્દૃષ્ટિ, (૫) દેશવિરતિ (વિરતા વિરત), (૬) પ્રમત્તસયત, (૭) અપ્રમત્તસયત (૮) અપૂર્વકરણ (નિવૃત્તિબાદર), (૯) અનિવૃત્તિબાદર, (૧૦) સૂક્ષ્મસપરાય, (૧૧) ઉપશાતમોહ, (૧૨) ક્ષીણમોહ (૧૩) સયોગકેવલી, (૧૪) અયોગ કેવલી[1] આમા પહેલા ત્રણ ગુણસ્થાનો એ અવિકાસકાળ છે,

---

૧ (૧) જે અવસ્થામા દર્શનમોહનીયની પ્રબળતાને લીધે સમ્યક્ત્વ ગુણ આવૃત થયેલો હોવાથી આત્માની તત્ત્વરુચિ જ પ્રગટી શકતી નથી જેથી તેની દૃષ્ટિ મિથ્યા (સત્યવિરુદ્ધ) હોય છે તે અવસ્થા મિથ્યાદૃષ્ટિ (૨) અગિયારમા ગુણસ્થાનથી પતિત થઈ પ્રથમ ગુણસ્થાન ઉપર આવતા વચ્ચે બહુ જ થોડા વખત સુધી જે અવસ્થા પ્રાપ્ત થાય છે તે અવસ્થા સાસ્વાદન આનું સાસ્વાદન નામ એટલા માટે છે કે તેમા પતનોન્મુખ આત્માને તત્ત્વરુચિનો સ્વલ્પ પણ આસ્વાદ હોય છે જેવી રીતે મિષ્ટાન્નના ભોજન બાદ ઊલટી થતી વખતે એક વિલક્ષણ સ્વાદ હોય છે આ બીજુ ગુણસ્થાન પતનોન્મુખ આત્માને જ હોય છે (૩ હીચકે હીંચતા માણસની પેઠે જે અવસ્થામા આત્મા દોલાયમાન હોય છે જેને લીધે તે સર્વથા સત્ય દર્શન કરી શકતો નથી કે સર્વથા મિથ્યા દૃષ્ટિની સ્થિતિમા રહી શકતો નથી અર્થાત્ તેની સશયાળુ જેવી સ્થિતિ બની જાય છે તે અવસ્થા સમ્યક્ મિથ્યાદૃષ્ટિ આ ગુણસ્થાનમા દર્શનમોહનીયનુ વિષ પ્રથમ જેટલુ તીવ્ર રહેતુ નથી પણ તે હોય છે ખરુ (૪) જે અવસ્થામા દર્શનમોહ નીયનુ બળ કા તો બિલકુલ શમી જાય છે કે વિરલ થઈ જાય છે અને કા તો બિલકુલ ક્ષીણ થઈ જાય છે જેને લીધે આત્મા અસદિગ્ધપણે સત્ય દર્શન કરી શકે છે એ અવસ્થા અવિરતસમ્યગ્દૃષ્ટિ આનુ અવિરત નામ એટલા માટે છે કે તેમા ચારિત્રમોહનીયની સત્તા અવિશેષ હોવાથી વિરતિ (ત્યાગવૃત્તિ) ઉદય પામતી નથી (૫) જે અવસ્થામા સત્યદર્શન ઉપરાત અલ્પાશે પણ ત્યાગવૃત્તિનો ઉદય થાય છે તે દેશવિરતિ આમા ચારિત્ર

ત્યારબાદનો મોક્ષકાળ છે.[1]

આ ચૌદ ગુણસ્થાનને સંક્ષેપમાં બહિરાત્મ–અવસ્થા, અન્તરાત્મ–અવસ્થા અને પરમાત્મ–અવસ્થા એમ ત્રણ ભાગમાં પણ ગોઠવેલા મળે છે. પહેલી અવસ્થામાં જીવનુ વિશુદ્ધ રૂપ અત્યંત

મોહનીયની સત્તા અવશ્ય ઘટેલી હોય છે અને તેના હ્રાસના પ્રમાણમાં ત્યાગવૃત્તિ હોય છે. (૬) જે અવસ્થામા ત્યાગવૃત્તિ પૂર્ણ રીતે ઉદય પામે છે છતા વચ્ચે વચ્ચે સ્ખલન સંભવે છે તે પ્રમત્તસંયત. (૭) જે અવસ્થામાં પ્રમાદનો જરાયે સંભવ નથી તે અપ્રમત્તસંયત (૮) જે અવસ્થામાં પહેલાં ક્યારે પણ નહિ અનુભવેલ આત્મશુદ્ધિનો અનુભવ થાય છે અને અપૂર્વ વીર્યોલ્લાસ (આત્મિક સામર્થ્ય) પ્રગટે છે તે અવસ્થા અપૂર્વકરણ આનું બીજું નામ નિવૃત્તિબાદર છે. (૯) જે અવસ્થામા ચારિત્રમોહનીય કર્મના શેષ રહેલ અંશોને શમાવવાનુ કે ક્ષીણ કરવાનું કામ ચાલતુ હોય છે તે અવસ્થા અનિવૃત્તિબાદર. (૧૦) જે અવસ્થામા મોહનીયનો અંશ લોભરૂપે જ ઉદયમાન હોય છે, પણ બહુ સૂક્ષ્મ પ્રમાણમાં, તે અવસ્થા સૂક્ષ્મસંપરાય (૧૧) જે અવસ્થામાં સૂક્ષ્મ લોભ સુધ્ધાં શમી જાય છે તે ઉપશાતમોહનીય. આ ગુણસ્થાનમા દર્શનમોહનીયનો સર્વથા ક્ષય સંભવે ખરો, પણ ચારિત્રમોહનીયનો તેવો ક્ષય નથી હોતો, માત્ર તેની સર્વાશે ઉપશાતિ હોય છે. આને લીધે જ મોહનો ફરી ઉદ્રેક થતાં આ ગુણસ્થાનથી અવશ્ય પતન થાય છે અને પ્રથમ ગુણસ્થાન સુધી જવું પડે છે (૧૨) જે અવસ્થામા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો સર્વથા ક્ષય થઈ જાય છે તે ક્ષીણમોહનીય. આ સ્થિતિથી પતન સંભવતું જ નથી. (૧૩) જે અવસ્થામા મોહના આત્યંતિક અભાવને લીધે વીતરાગદશા પ્રગટવા સાથે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે તે અવસ્થા સયોગકેવલી ગુણસ્થાન. આ ગુણસ્થાનમા શારીરિક, માનસિક અને વાચિક વ્યાપાર હોય છે. એથી આને જીવન્મુક્તિ કહી શકાય (૧૪) જે અવસ્થામા શારીરિક, માનસિક, વાચિક પ્રવૃત્તિનો પણ અભાવ થઈ જાય છે તે અયોગ કેવલી ગુણસ્થાન. આ ગુણસ્થાન છેલ્લુ છે. તેથી શરીરપાત થતાં જ તેની સમાપ્તિ થાય છે અને ત્યારબાદ ગુણસ્થાનાતીત વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે. (આ માટે જુઓ કર્મગ્રંથ બીજો.)

૧. પુરાતત્ત્વ પા ૨૦૪–૫.

